# રેખા

વર્ષ ૭    અંક ૧    સપ્ટેમ્બર ૧૯૪૫

## અનુક્રમણિકા

# રસદાં

[પૌષ્ટિક વનસ્પતિ ઘી]



## અશ્વિન
## ઇન્ડસ્ટ્રીઝ લિમિટેડ

 વડોદરા 

સંગ્રામની આથમતી સંધ્યાએ
શાન્તિ અને વિશ્વબંધુત્વની
દિવ્યમૂર્તિ હૃદયમાં સાકાર
થાય છે.

એ વિભૂતિ

# ભગવાન બુદ્ધ






## પ્રકાશ

સાદર રજુ કરશે
હિન્દી અને અંગ્રેજી ભાષામાં

થાકેલી માનવતાને સાચી શાન્તિ
અને બંધુત્વનો ઉપદેશ દેવા પધારશે.

વિજય ભટ્ટનું આગામી સર્જન
કલાનિર્દેશન: કનુ દેસાઈ.

એવરગ્રીન ફીલ્મ્સ

# આકાશભાષિત

[ સંસ્કૃત નાટ્યસાહિત્યમાં ભાણ એક વિશિષ્ટ નાટ્યપ્રકાર છે. એક જ પાત્ર દ્વારા મોટા ફલક પર ચીતરાએલું વિશાળ ચિત્ર રજૂ કરવાનું એ એક સરસ સાધન છે. આપણે ત્યાં એવા પ્રયત્ન થયા છે કે નહીં એ કહેવું જરા મુશ્કેલ છે. અહીં જે પ્રયત્ન થયો છે તે શુદ્ધરૂપે ભાણ છે એવો દાવો તો નહીં કરી શકાય. છતાંય કહેવાનું છે તેને અનરૂપ હોવાથી એ આયોજનનું આલંબન લીધું છે.

નાટકમાં વધુ રસ ધરાવનારાઓએ ભાણ અને પશ્ચિમમાં આજે પ્રચલિત બનેલા Living Newspaper જીવનાં વર્તમાનપત્રની નાટ્યરજૂઆતનો સમન્વય કરવા જેવો છે એકમાં એકપાત્રી રજૂઆતનું ક્ષેત્ર છે બીજામાં બહુપાત્રી રજૂઆતની મર્યાદા છે. બીજાં બે રૂપકોનેય ધ્યાનમાં લેવાં જોઇએ. એક છે નાટ્યછટા અને બીજું છે Monologe એકોક્તિ.

—સંપાદક

**ઓ હો હો ને !** ધજા પતાકા ને વાવટા લટકાવી દીધા છે. દુનિયાભરના દેશના હશે, અને નહીં હોય એવા બધા જ રંગબેરંગી પતાકડાં ભપકાભેર ટાંગી દીધા છે. છે કાંઈ આજે ? જઇ જઇને છેક શ્રાવણ માસમાં લગન લીધાં છે ? હોય ભાઈ આજે જો વરસાદ જ માગશર લગી ખેંચાતો હોય અને ઊનાળો શ્રાવણ લગી આવે અને થંડી બિચારી જાતે થીજાઇને પોષમાં વિદાય લઈ લે તો લગનગાળો શા સારુ શ્રાવણ, અરે ભાદરવા લગી ન આવે ! એમ. ત્યારે લગન નથી. આ તો ભાઇ, લાગ્યું એવું કીધું. હાં, હાં, આ તો જાપાન

સાથેની લડાઇ પૂરી થઇ એને માટેની ખુશાલી છે વાહ વાહ સજ્જન ખુશાલી કરી છે ભાઇ. વાહ પોલિસભાઇ તમે ય કમાલ કરી યુરોપી યુદ્ધ પૂરુ થયુ ત્યારે ય તમે જ હાથે ને હાથે ગામ આખામાંથી વાવટા ભેગા કરીને બાંધ્યા હતા ને ! ત્યારે તમને ખ્યાલ ખરો કે ત્રણ મહિનામાં જ બીજી વાર વાવટા બાંધવા પડશે એટલે તમે વાવટા પાછા મોકલાવ્યા જ નહી ' પણ ધરમીનો જેકારો જ થવાનો. જોયુ પાછા તમને જ ખપ લાગ્યા ને ' આ વખતે ય પેલુ કપડા વહેંચવાનું અને ગરીબગુરબાને મિષ્ટાન્ન જમાડવાનુ અને વિદ્યાર્થીઓ આગળ સરસ અંગ્રેજી કેમ બોલી શકાય છે એનું પ્રદર્શન કરવાનું ને એવું બધુ થવાનુ ને ? બરાબર છે. પૈસા તો ઉઘરાવવા જ જોઇએ. પૈસા વિના કાંઇ કશુ કામ થાય છે ? અને તમને તો હું જાણુ છુ પૈસા આપ્યા વગર તમે કશુ ય કરતા નથી. હોય, એ તો પેટના બળ્યા બોલ્યા કરવાના. પેલા સાહેબ છે ને, નહીં પહેલા મામલતદાર હતા ? હા હા એ જ. એ જ. પેલા કેસવાળા. મારા સમ મારા દેખતા એમના માણસને રોજ સવારે એક આની આપે. અને રોજ કહે: જો ભાઇ કોઇ દિવસ મારા ઘરમા કશું મફત લાવવુ નહી. આ આની તને આપી તે ડઝન કેળાં, શેરેક બટાકા, અરધોશેર પરવર, આદુ મરચાં કોથમીર એટલુ લાવજે. અને હાં, કાલે બજાર બાજુથી નીકળ્યો ત્યારે જોયુ હતુ કે લીલી દ્રાક્ષ હવે મળે છે તે બાબા માટે લેતો આવજે. મને તો એટલુ યાદ આવે છે છતા કાંઇ રહી જતું હોય તો અંદર બાઇ સાહેબને પૂછી જો. પણ મારુ કહ્યું સાંભળ્યું ને ? કોઇ પણ એમ કહે કે મામલતદાર સાહેબે કશું મફત લીધું એવુ કહેવાપણુ ન કરતો ભાઇ. એક આની તો તને આપી જ છે. એમાથી આટલુ આવી જ જશે. હા જરા લીલી હળદર બે ગાંઠિયા ઝાલતો આવજે.

આ તો સાહેબ મારી સગી આંખે જોએલી અને સગા કાને સાંભળેલી વાત છે પણ મેં કહ્યુંને સાહેબ કે લોક તો બોલવાના.

આટલી આપણે એમ રામ બનીને સીતાને વનવાસ મોકલીએ તો આપણું ન ચાલે. આપણે તો રહ્યું દુનિયાદારીમાં રહેવાનું. બસ જશો સાહેબ? હા, કામ તો રહે જ ને! ત્યાં લડાઈ પૂરી થઇ છે, અહીં નો ચાલુ જ છે ને! અને આપણું કામ તો કહ્યા હૂકમ ઊપાડવાનું. ગોળી મારવાનું કહે તો ગોળી મારીએ અને સલામ કરવાનું કરે તો સલામ કરીએ. અમારા એક સ્નેહી હતા તે એક કહેવત કહેતા: સો વરસનો સુતાર અને દસ વરસનો ઘરધણી.

ઘરધણી હવે બદલાશે એમ? બિસ્તરા પોટલાં બાંધવાનો વખત તો પૂરો મળ્યો છે પણ તો ય કાંઇ એમને એમ જાય એમ નથી. એ તો સાહેબ તમને ભલીમત દે, કહેવત છે ને કે ઘરડો વાંદરો ગુલાંટમાંથી ન જાય. જવાનું હશે તો ય ગુલાંટ તો મારશે.

આવજો સાહેબ. હું તો આ જરા શહેરની શોભા જોવા નીકળ્યો છું. થયું કે લાવને આ અલબેલી નગરીના નરનારને મન ધરાય ત્યાં લગી જોઇ લઉં. અને આ પાકેલાં પાન તો ઠીક, પણ આ જુવાનિયાંને જોતાં આંખ તો ઠરે છે. ફક્કડ અસ્ત્રીબંધ કફની અને એમાંથી આરપાર દેખાતું બનિયન. પહોળો પહોળો લેંઘો અને ચપોચપ ઓળેલા વાળ. અને બહેનબાનો ઠસ્સો પણ જરા ઓર જ છે, ખરી વાત છે ભાઇ, સહુ પોતપોતાના જમાના પ્રમાણે વર્તે, મહાભારત તો આપણું ધર્મપુસ્તક ગણાય અને એનાં પાત્રો, અરે દુર્યોધન અને દુઃશાસન સુદ્ધાં દેવાંશી ગણાય. પણ આજે કોઇને એવો આશીર્વાદ ન અપાય કે તારું સૌભાગ્ય દ્રૌપદી જેવું થજો. આજે કાંઇ એક જ વખતે પાંચ પતિ ન જ થઇ શકે! જુદાજુદા વખતની વાત જુદી છે. એક પત્નીત્વની વ્યાખ્યા જ એ છે ને-એક વખતે એક.

પણ સાલું આ દુકાનો સુમસામ કેમ લાગે છે? આ શેઠિયાઓ અને ગુમાસ્તાઓ આવા સ્મશાનિયા ચહેરા લઇને કેમ બેઠા છે?

ઠીક થયું છે? કોક ગુજરી ગયું? ગુજરી ગયું હોય તો તો પાછી હોય અને આ તો બજાર ખૂલ્લું છે!

ગમ રામ શેઠ સાહેબ. કેમ સાહેબ હવે તો આ બધા કન્ટ્રોલો જવાના. બધા આનંદમાં આવે છે અને આપ કેમ આમ વિલાયા જેવા લાગો છો? હોય એ તો સાહેબ કાંઈ બારે ને ચારે બધા સરખા ઓછા જાય છે? એ તો સુખ પછી દુઃખ અને દુઃખ પછી સુખ. ચાલ્યા કરે સાહેબ. એ તો બધું ય એવું જ સાહેબ. કાળાં બજાર થાય એટલે કંટ્રોલ આવે. અને કંટ્રોલ આવે એટલે કાળાં બજાર થાય. ના સાહેબ ના, તમને એમ કહેવાય કે તમે કાળાં બજાર કર્યાં? પણ પહેલાં આ ઘોડા પર માલ જ ન'તો દેખાતો. હવે તો એને ઠઠોઠઠ ભર્યો છે, જાણે રણછોડજીનો શણગાર.

અને તો ય ઘરાક નથી? અરે સાહેબ હજુ તો આ ચાર દિવસ પર તો અહીં બે ય બાજુએ કતારની કતાર લાગતી હતી! હાથમાં પતાકડાં અને બીજા હાથમાં છત્રો પકડે તે વરસાદમાં કપડાં પણ ઊંચા કેવી રીતે લેવાં એની ખબર ન પડે! સાચ્ચું! એક દિવસ તો મેં જે કતાર જોઈ તેનો છેડો તો છેક નદી કાંઠે અડતો હતો. પેલી જૂના જમાનામાં ગંગાજીની કાવડ ચાલતી હની એવું કર્યું હોત તો સાહેબ અહીં મોટું શમેળા થઇ જ્વત શમેળા. પેલો જૂનો ગરબો બદલવો પડત. 'બાર બાર વર્ષે શમેળા ખોદાવ્યા શમેળામાં ના'વ્યા નીર'ને બદલે 'શમેળામાં છલકતાં નીર જી રે' એમ કહેવું પડત.

પણ એમ હશે સાહેબ લોકને મન, કે આ લડાઈ પતી છે તે હવે તો બધું સસ્તું જ થશે ને! ત્યારે આમે ને આમે ખેંચી કાઢોને ચાર દહાડા. આપણા લોકનું એવું જ છે. પડે એની પાછળ પડે. કાળાં બજાર હો બરબાદ કહેતા જાય અને પાછળે બારણે તો...એમાં સાહેબ વાતમાં કાંઈ માલ નહીં.

આ લોકની વાત કરીએ છીએ ત્યારે આ લોકે શું કર્યું તે પણ જાણી જ લેવું જોઇએ ને! બસમાં બેસવા જાઓ તો બે આના આપતાં ય કન્ડકટરનો મિજાજ સહન કરવો પડે! ગાડીમાં બેસો તો ગાડીવાળાનો ઉપકાર ચઢાવવો પડે. એ ઊતારે ત્યાં ઊતરવું પડે. દરજીને ત્યા જઇએ તો લગ્નનાં કપડાં અવરણી સમયે મળે, એવા વાયદા. સિનેમામાં સોડા લેમનવાળાનો, સીંગવાળાનો, ડોરકિપરનો, ટિકીટ આપનારનો સહુનો મિજાજ બરદાસ્ત કરવો પડે. અને પડખે બેઠેલો મિલમજૂર પૈસાની ચારવાળી બીડીના ધૂમાડાથી આંખ નાક કાન ભરી દે એ વધારામાં.

આ સહુમાં સાહેબ, પોલિસવાળો પરગજુ ખરો. સ્ટેશને ટિકીટ કઢાવી આપે અને સાહેબ એવું કામ કરી આપે તે રૂપીઆરડાનુ પરચુરણ રાખી લે એમાં થયું શું ? ફળની લારી જતી હોય એમાંથી બાલબચ્ચાં માટે કેરી કે કેળાં લે એમાં શુ ? સરિયામ રસ્તે જવા દે છે ને !

એ તો સાહેબ કળજુગનો પોરો આવ્યો છે. ખરું પૂછો તો તો સાહેબ મને આપના જેવા ધર્મીભાઇઓ પર ચીઢ ચઢે છે. ભગવાને ગીતાજીમાં મોટું આશ્વાસન તો આપ્યું છે કે જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિની થાય છે ત્યારે ત્યારે પ્રભુ અવતાર ધરે છે. આ માટે જરૂરી વસ્તુ તો ધર્મની ગ્લાનિ થવાની છે. અને આપ આપનાં સુકૃત્યથી એને જ અટકાવી રહ્યા છો એટલે આપનું સુકૃત્ય પ્રભુના અવતારના અવતરણને અસરકારક રીતે રૂંધી રહ્યું છે. બોલો સાહેબ એ જ સાચુ અસામાજિક કાર્ય છે ને !

બસ સાહેબ કંટાળો આવ્યો ? ચાલો ત્યારે હું કાંઇ માગવા તો આવ્યો જ નહતો. ખાલી મન જોતો હતો. આપતો પાણીથીય પાતળા નીકળ્યા. શું કહ્યું મહાદેવફાળામાં આપે નાણાં ભર્યાં છે? અરે રહો! શા સારુ ના ભરો? એટલા ઉપર તો આ સહુને વાલા

થવાની ધારણા બાંધીને બેઠાં હશો ! બાળકને બકુઓ અને કાર્ય-કર્તાને હાંકો. ધારી અસર પહોંચાડે સાહેબ.

ઓ હો હો, બહેન ઘણે વરસે મળ્યાં ! અને શું સિક્કો કરી ગયો છે ! ઓળખાય જ નહીં ને ! અહીં ક્યારનાં આવ્યાં ? એમ ? પાંચ વરસથી અહીં છો ? કેમ બધાં મઝામાં છે ને ! ભગવાને તમને તો ચારે હાથે કિરપા કરી છે. જુઓને આ કાપડું જ. દેશમાં તો એટલાની કીમતમાંથી ઘરગાર બેનર અને બળદની જોડ પણ નીકળે. ત્યારે તો બેન, બાઈસાહેબ કલેકટર થયા કે બારિસ્ટર ? શું કીધું ? આવી મશ્કરી કરો છો ? રોકડા રૂપીઆ ચાલિસનો દરમાયો ! અરે ચાલિસની તો તમારી ચંપલ હશે !

અરર બાઈ બીજું કોઈ ન મળ્યું તે હું ? હું ક્યાંથી સમર-કંદને બુખારા ડૂલ કરવાનો હતો ? અરે બાઈ અહીં તો બુઝારું ય નથી. ચાલિસનો ધણીનો પગાર અને બાઈની ચાલિસની ચંપલ ! આના ઉપર જ ચાલે. ખરી વાત છે ભાઇ ! પણ બાઇજી મને એનાથી દૂર રાખજો. એ નાવલિયા બીજા. હું નહીં.

શું ભેરવજપ ખાવા નીકળ્યા છો ? પણ ખરું છે ! ઠરસો તો જુઓ ! પણ આખરે તો...અરે રામ રામ રામ લડાઈ ક્યાં જઇને ફૂટી છે ?

પણ ચાલો એ બધી વાતનો ડંખ મનમાંથી નીકળી જશે. આ કવિપુરુષના ભદ્રદર્શનથી મનની બધી મલિનતા નાશ પામશે. નમસ્તે નમસ્તે, આ તો લડાઇ પૂરી થઈ તે શહેરની શોભા જોવા નીકળ્યો છું. કેમ વળી કઇ લડાઇ એમ પૂછો છો ? આ ૭ વરસ ચાલી એવી લડાઇ અને તમને ખબર જ નથી ? શું કવિતા કરતા હતા ? કવિતા ય છોડી દીધી ? ત્યારે નાટક, નવલકથા, નવલિકા, નિબંધ, વિવેચન, ગઝલ, મુશાયરા ? ત્યારે નદીકિનારે બેઠા હતા ? વાહ ભાઇ વાહ, સ્થિતપ્રજ્ઞ તો ખરા જ નહીં તો આ અણુબોમ્બ

ફૂટ્યો ત્યાં લગી નિદિધ્યાસન ! કવિરાજ, કવિપત્ની અને કવિપુત્રપુ-
માદિ તો આનંદમાં ને? ચાલો જય જય.

હા ધિક હા ધિક આ આજનો વિજયોત્સવ જોઉં છુ અને મન હારી જાય છે ચાલો પેલા પંચાનનભાઈ આવે છે તેમને મળું તો કાંક મનને શાતા વળશે જાણીતા દેશભક્ત છે અને માણસ સમજુ છે. એટલે હવે શુ થશે એની પણ કાંક ઝાંખી થશે

વન્દે, મહાશય કેમ કાંક ઉતાવળમાં છો? હાસ્તો આ ચોટ્ટા વેપારીઓ કાંઇ કાળાંમા એમને એમ પૈસા થોડા જ આપે એવા છે? એ તો નાક દબાવીએ તો મો ઉઘાડે. પણ આ લડાઇ પૂરી થઈ તે હવે શુ થશે? બાકી રહેલા બધા બહાર તો આવશેને? અને સાહેબ આ બધા મકાન ને ફંડ વગેરે પચાવીને બેઠા છે એ બધુ ય પાછુ ને? બસ સાહેબ પછી તો જોઇ લો. આ રેશનિંગે જશે અને બધું રંગે ચંગે થઇ જશે.

હે? એવુ નહી થાય? ત્યારે શુ થશે? અરે સાહેબ, તમે તો અમને બિનકુન નવડાવી નાખ્યા ધરાર નવડાવી નાખ્યા. અમારા હોશ ને અરમાનને ધરમૂળથી ડામી દીધા. ચાલો, દા દેવો હરિ હાથ છે.

**જયંતિ દલાલ**



આખરે તો સર્વ સાહિત્ય શું સર્વ જીવન પ્રવૃત્તિનો સાર ત્રણ શબ્દોમા આવીને રહે છે. હતુ, છે, અને હશે. આ ત્રણ શબ્દોના પાયા પર માંડણી કરી રહેલા સર્વ સાહિત્યમાથી આપણે આપણી નવલકથાને અને ચાર અગ્રગણ્ય નવલકથાકારો શ્રી મુન્શી, શ્રી મેઘાણી, શ્રી રમણલાલ અને શ્રી ધૂમકેતુ લઈએ તો એમની શૈલી અને એમના વકતવ્યનુ એક-માર્ગી પૃથક્કરણ નીચે મુજબ થઈ શકે—

શ્રી મુન્શી હતુ છે! (હશે)
શ્રી રમણલાલ હતુ! છે હશે?
શ્રી મેઘાણી છે?
શ્રી ધૂમકેતુ: હતું!! ન છે! ન હશે!

માનવીની સંહારક શક્તિના
વિકાસથી ગભરાએલા

# દેવોના દરબારમાં

**સરસ્વતી** મોરના વાહનને થંભાવી હેઠે ઊતર્યાં ત્યારે ઈન્દ્રાણી પણ પોતાના આસનેથી ઊભાં થયાં. સરસ્વતીના વદન પર વ્યગ્રતા હતી. એમને કશુંક કહેવું હતું એવો ભાવ ત્યાં કળાતો હતો. ઈન્દ્રાણીને સરસ્વતીનો ભયાડંબર અરુચિકર હતો. પરન્તુ જ્યારે અરસપરસ મેળાપનો પ્રસંગ ઉપસ્થિત થતો ત્યારે પ્રસંગાનુરૂપ વિનય-વિવેક જાળવવામાંથી કોઇ પાછું ન પડતું. ઈન્દ્રાણીએ સરસ્વતીનું ભાવપૂર્વક સ્વાગત કર્યું, સરસ્વતીએ સામા નમસ્કાર કર્યા.

"ઠીક થયું તમે આવ્યાં દેવી, તમારું જ સ્મરણ કરતી હતી. કદાચ તમારી દિવ્યદૃષ્ટિ મારી મૂંઝવણ ઉકેલવામાં કારગત નીવડશે" ઈન્દ્રાણીએ વાતનો આરંભ કર્યો.

"સામ્રાજ્ઞીને તો એવી શી વિમાસણ હશે? ત્રણે લોકના નાથ ઇન્દ્ર જેના અધિદેવ છે, જેના ચરણે મહર્ષિઓના તપ-પૂંજ ઠલવાય છે, જેના દરબારમાં વિશ્વનો સૌંદર્યનિધિ ઉછળે છે, એને કયો સંતાપ હશે?"

"ત્રિભુવનના નાથને ય કોઇ કોઇ વાર જગત ભારે નહીં લાગતું હોય? સરસ્વતી કોણ જાણે કેમ, મારા દેવ મારાથી હમણાં રીસાયા લાગે છે. જાણે પ્રચંડ ઝંઝામાં તણાતા તણાતા સારા પ્રેમ કિનારાથી ઘણે દૂર ચાલ્યા ગયા છે. એમને નિરાંત નથી. નવરાશ નથી, મન મૂકીને વાત કરવાનો સમય નથી. કારણ મારાથી છુપાવી મારા મનને વધારે ને વધારે સંતપ્ત બનાવે છે."

સરસ્વતી ધ્યાનમગ્ન થયાં. થોડીક વારે—"તમારી વાત સાચી છે. પરન્તુ એના કારણની જાણ થતી નથી. દેવાધિદેવના વદન પર

ચિંતાની રેખાઓ અવશ્ય છે. પરન્તુ આ ચિંતા આત્મગત છે કે લોકગત તે કહી શકાતું નથી. આત્મગત પ્રશ્નો વિષે એ અવારનવાર મને પૂછે છે. પણ જ્યાં ગૂઢ રાજકારણીય પ્રશ્નો ઉપસ્થિત થયા હોય છે ત્યાં મારું સ્થાન નથી રહેતું. મને વિદ્યાનો જ વ્યાસંગ છે. રાજનીતિ મારા લોહીમાં નથી. પણ તમને ય કહ્યું નથી એ તો નવાઈની વાત છે. તમે તો ગર્જવિદ્યામાં ય કુશળ છો. આ સિંહાસન તમે જ નહુષ પાસેથી બચાવ્યુ હતું ને..."

"કોણુ જાણે આજે તો દેવની વ્યથા જ મને મૂઝવે છે. એમણે નથી મને પૂછ્યું. નથી કોઈ બીજા દેવની સલાહ લીધી. માનવજાતના શાશ્વત પ્રશ્નો સિવાય બીજું એમના ધ્યાનપટને આવરે એવું કશું છે પણ નહીં. આ માનવજાત જ એમને વારંવાર હેરાન કરે છે. છેલ્લે છેલ્લે તો એ એમ પણ કહેતા'તા કે આ માનવજાત મેં સરજી જ શું કરવા?"

"એ વધારે પડતા ઊર્મિલ છે. પ્રજ્ઞાવાન તો અલબત્ત છે જ. જગત સરજીને આપણા સમ્રાટ એ વિસરી ગયા કે સર્જન અને સંહાર એ ભિન્ન વસ્તુઓ છે. મને તો ભય છે કે માનવીના ભાવિ આડે કશો ય અંતરાય ખપમાં નહિ આવે. પણ એક વાત હું જાણું છું. દેવે બધા જ દેવોની પરિષદ બોલાવી છે. હું ધારું છું કે એમાં બધા દેવો એકત્ર થઇ માનવજાતને ચેતવણી આપશે."

સરસ્વતીની વાતથી ઇન્દ્રાણીને જરા આઘાત થયો. દેવે આ વાત પણ એને નહોતી કરી. છૂપાવવાનું કશું પ્રયોજન નહોતું છતાં! આઘ સ્વસ્થતાને અક્ષુણ્ણ રાખી એણે ઉત્તર વાળ્યો "આવી પરિષદ વિશે મને કશી જાણ જ નહોતી."

"એમાં આપણી નાનકડી પૃથ્વી જ ચર્ચાનો વિષય બનનાર છે"

સરસ્વતીનો મયુર પાંખો ફફડાવતો હતો. એમણે વિદાય લીધી ન લીધી ત્યાં તો જુદી જુદી દિશાઓમાંથી અવાજો આવવા લાગ્યા.

એક પછી એક દેવ ઇન્દ્રભુવન તરફ રસાલા સાથે આવતા હતા. વિશાલ મહાલયના મધ્યખંડમાં આસનો બિછાવાઈ ગયા. ઇન્દ્રે પ્રારંભિક વ્યાખ્યાન શરુ કર્યું.

"આપણી પ્રાચીન વ્યવસ્થામાં ઉથલપાથલ થવાના ચિહ્નો મને હમણાં હમણાંનાં જણાવાં માંડયાં છે. પૃથ્વી પર આપણા અવગુણોની કીર્તિ જ વિશેષ ગવાવા માંડી છે. માનવી એના દેવને ભૂલવા માંડયો છે. મારી શાંતિ આથી ક્ષુબ્ધ થઈ છે. મેં આવી વાતની અપેક્ષા રાખી નહોતી. એના પર વિચાર કરવા મેં મારી તમામ શક્તિ ખર્ચી છે."

"અને સમય તથા શક્તિ બન્નેનો વ્યય થયેલો જ લાગ્યો ને પ્રભુ!" બૃહસ્પતિ બોલ્યા.

"લાગે છે તો એવું જ. કદાચ મારી ભૂલ પણ થતી હોય. માટે આપને આ બધી ચર્ચા ખાનગીમાં કરવાનું કહું છું, દિવાલને ય કાન હોય છે. આપણી વાત જો માનવજાત સુધી પહોંચશે તો કોણ જાણે શાં પરિણામ આવશે! પણ એજ પ્રાચીન ચાર્વાક જેવી વિચારસરણીનો પ્રવાહ વહેતો દેખાય છે છતા માનવજાતને પોતાને જ એની સંપૂર્ણ પ્રતીતિ નથી થઈ હોય કદાચ હું છેતરાતો પણ હોઉં."

"તો દેવ આખો પ્રશ્ન યોગ્ય રીતે સભા સમક્ષ રજૂ કરે. આપણે તમામ એના પર વિચાર ચલાવી તોડ કાઢીશું." વરુણે વચમાં જ વાત ઉપાડી.

"વાત પર જ આવું છુ. પ્રાચીન યુગમા માનવીઓ આપણને ધિક્કારતા યા પૂજતા. એ એક યા બીજા દેવનો પક્ષ લઇ અંદર અંદર લડતા. આપણા કાજે ભયંકર અત્યાચારો કરતાં પણ એ અચકાતા નહિ. આવી જાતની આરોગ્યપ્રદ સ્પર્ધા વિષે આપણે કાંઇ કહેવાનુ ન હોઈ શકે. એમના ઉત્સાહ કે ઉપેક્ષામાં આપણને રસ

નહોતો કારણ કે એ રીતે માનવી પ્રવૃત્ત રહેતો. આપણામાંની એની શ્રદ્ધા કાયમ રહેતી. એની વિશ્વવાદી વિચારસરણીઓને, સાહસોને, પ્રેરકબળ આપવા આપણે બંધાયેલા છીએ. પરન્તુ જે ક્ષણે આ વિષે એ તિરસ્કાર વર્ષાવતો થાય છે, પડોશીને રીઝાવવાની ના પાડે છે. આપણા પ્રેમ અને તિરસ્કાર માન અને અપમાન જાત તરફ વાળે છે, ત્યારે એની આ અવમણના આપણે માટે વધારે ભયસૂચક બને છે."

"તમને એમ લાગે છે કે આપણા દિવસો હવે ભરાઈ ચૂક્યા છે?" અશ્વિનીકુમારે પૂછ્યું. "મને તો તમારી આશંકા અકારણ લાગે છે."

"તમને એમ લાગે છે?" યમદેવે ટાપસી પૂરાવી.

"લોકો સૌંદર્ય અને યુદ્ધ બન્નેની, એટલે કે તમારી પૂજા કરે છે. એ વાત મને મંજૂર છે" ઈન્દ્રે તંતુ આગળ ચલાવ્યો, "એ બધા અવનિ પર શાંતિ સ્થાપવા મને અહર્નિશ પ્રાર્થે છે. પરંતુ હું તો મુખ્ય મુદ્દા પર તમારા બધાનું ધ્યાન કેન્દ્રિત કરવા ઇચ્છું છું. યુદ્ધમાં બધાને ખુશ કરવાનું વિકટ છે. અને એમ કરવાની મને ઇચ્છા પણ નથી."

"આપણે હકીકતનો સામનો કરીએ" બૃહસ્પતિ બોલ્યા. "અંદર અંદરની ખાલી ચર્ચા સરવાળે તો આપણને જ નુકશાન કરશે. આપણે બધાય જાણીએ છીએ કે માનવીની આ મહાન પ્રવૃત્તિનું નિયમન કરવું આપણી સત્તાની બહારની વાત છે. માણસ અનમત્ત જુદી રીતે વિચારે છે અને પ્રમાણિકપણે એમ માને છે કે એનો બધો ઝગડો તમારી સાથે છે. એ ઝગડો ભલે એ નિભાવ્યે રાખે પરન્તુ એની મહાન ભૂલ તરફ આજે તો હું આંગળી ચિંધવા માગું છું."

"જરુર જરુર, વધારે પ્રકાશની તો જરૂર છે જ" બે ચાર જણા એક સાથે બોલી ઊઠયા.

"સાચા ખોટા દેવો વિષે માનવીમાં મતભેદ રહેવાનો જ. પરન્તુ એણે હવે સેતાનની આરાધના માંડી છે. આવી કોઈ વ્યક્તિ તો અલબત્ત છે જ નહિ. પરન્તુ સંજોગનો દોરાયો માનવી આ ભૂતને પુનર્જીવન આપવા મથે છે. એમાં પોતાના ઉત્સાહ દ્વારા પ્રાણ પૂરવા માંગે છે. એમનો તર્ક એવો છે કે આ સિવાય માનવીમાં જ રહેલા અસદ્‌ના કારણો સમજાવી શકાય એમ નથી. માણસમાં પાપનો ઉદ્‌ભવ થયો ક્યાંથી? ઇશ્વર જો સર્વગુણસંપન્ન હોય તો માનવીમાં પાપ એણે દાખલ શા માટે કર્યું! પુણ્યશાળીનો આત્મા જો સ્વર્ગે જતો હોય તો પાપીનો ક્યાં જાય છે? તો નરકનો અધિષ્ઠાતા કોણ? આ રીતે નરકના દેવ તરીકે આ નરાધમ રાક્ષસને એમણે સરજ્યો છે. આ સર્જન પાછળ માનવીનો હેતુ શો હશે એ કળવું કઠણ નથી. માનવી પોતાના દુર્વર્તનનો ભાર હવે ખમી શકતો નથી. માટે હવે એ કોકને ઓઢાડવા માંગે છે. આવી રીતે સેતાનને શોધી એ તમારી જ સૃષ્ટિના પ્રાણીઓ વાંદરા, નાગ વગેરે સાથેનો સંબંધ જોડે છે, આ બધા પરિણામો જોઈ માનવી એવા અનુમાન પર આવવો જાય છે કે આપણા ઉદાત્ત પણ પ્રમાદી જીવન કરતાં સેતાનનું જીવન વધારે સક્રિય, વધારે ઉપયોગી અને વધારે કાર્યક્ષમ છે. આપણે માટે આ મહત્ત્વનું છે."

"આ તો જર્મનીને જાત સુપ્રત કરના યુરોપના નાના રાષ્ટ્રો જેવું થયું" ચંદ્રે શાખ પુરાવી.

"મને પણ એમ જ લાગે છે." બૃહસ્પતિ વચ્ચે બોલ્યા, "અનિષ્ટનો, અસદ્‌નો પ્રતિકાર કરવાને બદલે એ બધા જીવનના બીધણ દુઃખદ અનુભવને તાબે થતા જાય છે. સેતાનની પેઢીએ નાણાં જમા કરવામાં આખરે ગેરલાભ છે. એ સત્ય એમને સમજાતું નથી. જો સદ્‌ના બળો માનવી કહે છે તેમ પરાસ્ત જ થવાના હોય તો પૃથ્વી પર સેતાનનું જ શાસન થવાનું. એક પ્રકારનું રાવણ રાજ્ય જ કહોને!"

"હિંદમાં બ્રિટિશના રાજ્ય જેવું." સૂર્યે વિરોધ નોંધાવ્યો. "સમસ્ત વિશ્વની મજલ કરતાં કરતાં મને આવું આપખુદ રાજ્ય બીજું એકેય લાગ્યું નથી. હું તો મદ્રાસમાની આઝાદીનો મજલનો વેગ વધે એમ ઇચ્છું છું. જર્મનીનો પરાજ્ય કર્યા પછી આ બધા મિત્રરાજ્યો પ્રજાસત્તાકને નામે પોતાનુ સામ્રાજ્ય વધારવાની જ યુક્તિ પ્રયુક્તિ કરી રહ્યાં છે ત્યારથી મન એમના બધા તરફ પ્રચંડ તિરસ્કાર જન્મ્યો છે. એમને બાળી મૂકવાની ઇચ્છા ઘણીવાર પ્રબળ થઇ જાય છે, માત્ર દેવની આજ્ઞાની જ..."

"હજી ય માનવજાતના મોટા ભાગની આપણામાંની શ્રદ્ધા પરવારી નથી. આ શ્રદ્ધા અને આશાથી ઉત્તેજિત થઇ આપણે શું કરવા આજથી જ કામે ન લાગી જઇએ ! આપણા પ્રતિનિધિઓ સમા પાદરીઓ, પૂજારીઓને આપણે જો મક્કમ રહેવા પ્રેરી શકીએ તો જગતમાં આવી ખોટી અશાંતિ વ્યાપે જ નહિ. આજે તો આ બધા ભેગા થઇ રાજકીય રમનોના ગંદવાડમાં રચ્યા પચ્યા રહે છે. પછી લોકનું શું ?" અત્યાર સુધી મૌન રહેલા વાયુ બોલ્યા.

"મને આવા ગંદા રાજકારણમાં રસ નથી." ઇન્દ્રે નિશ્વાસ મૂકયો.

"આમ જ ગાદી ગુમાવી બેસશો." ઈન્દ્રાણીથી ન રહેવાયું.

"હું માનવી વિષે બરાબર જાણું છું. જો કે એ પોતે એ રહસ્ય ન જાણે એમાં જ આપણું શ્રેય છે."

ઇન્દ્રે આડ વાતમાં ગયા વગર આગળ ચલાવ્યું, "સાચી વાત તો એ છે કે એના જીવનનો રાહ નક્કી કરવાની મારામાં કોઇ શક્તિ જ નથી. આ યુદ્ધમાં કોક તો જીતશે જ. જાપાન ન જીતે એવી મારી ઇચ્છા ખરી. મેં માનવીને ગમે તેવા ખોટા ખરાબ તત્ત્વો દ્વારા સર્જ્યો છે. એનામાં વિકાસની શક્યતા છે. પરન્તુ એ સાથે એનો ગુંફિત સ્વભાવ ખૂબ જ અંતરાયો નાંખે છે, એટલે સાચો વિકાસ હંમેશાં શંકાસ્પદ જ રહેવાનો. મારે એનામાં પશુતા

મૂકવી જોઇતી નહોતી. એનામાં સત્યનો આગ્રહ રહેવો જોઇતો હતો એનામાં શ્રદ્ધા અને ઉદારતા, માનવજાત તરફની પ્રેમાળ અનુકંપા મૂકવાં જોઈતાં હતા. ખેર ! આજે હવે આંસુ સારવા વ્યર્થ છે. ભાવિ અખતરાઓમાં હું વિશેષ સાવધાની રાખીશ. આ અરસામાં પ્રકૃતિનો ક્રમ તો ચાલુ જ રહેશે. એની તર્કશક્તિ વિલક્ષણ છે. એ કાર્યકારણ ભાવ યોગ્ય રીતે સમજે છે. વ્યક્તિને એના કાર્યથી લાભ ગેરલાભ કેટલો છે એ વિષે એ સાવ બેપરવા છે. મને આ તર્કનું જ્ઞાન નથી. એટલે હું તો આ લાભ ગેરલાભને જોઇ રાજું યા ખેદ પામુ......"

"મારી વાત બરોબર સાંભળશો ?" સિદ્ધિપતિ શ્રી ગણેશ ઉચ્ચર્યા.

"ખચિત, તમારી બુધ્ધિ આનો તોડ કાઢવામાં જરૂર ઉપયોગી નીવડશે."

"માનવીની બુદ્ધિના ધોરણ વિષે આપણે સાવ અજ્ઞાત છીએ. આપણી બુદ્ધિ વિષે એને કશો ખ્યાલ નથી થોડાક જ સમય પર એક વિખ્યાત ખગોળશાસ્ત્રીએ તમારા વિષે લોકોને એવું કહેલુ કે તમે શક્તિશાળી ગણિતશાસ્ત્રી છો. આ નિવેદને અનેકને મંત્રમુગ્ધ કરી દીધા હતા."

"મને તો આવા વચનથી હસવુ જ આવે છે."

"ગમે તેમ તમારે માનવીને આવી શોધો માટે યશ આપવો જ જોઇએ. સત્યની સંભાવના, સદ્ની શકયતા, આ બધાં સંશોધનો નાના સૂના નથી આ બધા સંશોધનોનો એ અમલ કરી નશ્યો નથી એ વાત સાચી, પરન્તુ એથી શું ? છતાં એને ઘડીભર પણ એમ ન લાગવું જોઇએ કે આપણું નીતિનું, સત્યનુ ધોરણ એના કરતાં ઘણું ઉતરતું છે ? એક સમય એવો હતો જ્યારે એ એમ જ માનતો હતો કે અમારા બધા સ્વપ્નાં, સિદ્ધિઓ ઈશ્વરી સંકલ્પના

પ્રતિબિંબ રૂપે છે. હરિ ઇચ્છા એ જ એનો જીવનમંત્ર હતો. આજે એ સમય રહ્યો નથી. છતાં આપણે પ્રયાસ છોડવો ન જોઇએ."

"ભાવિની નિશાનીઓ તો વરતી જ શકાય છે" વરુણે કહ્યું "વંટોળ ઊડે તે પહેલાં વાતાવરણ કેવું મૂક બની જાય છે? અને પછી તુરત જ મોટો ઉદ્ઘોષ ઊઠે છે. એવું જ દુનિયા વિષે બનવા માંડ્યું છે. માનવી જ્યારે એક ટેકો ગૂમાવી બેસે છે, ત્યારે બીજાની શોધ તુરત જ આરંભે છે. આ શોધ તમે જો પૂરી નહિ પાડો તો એ બીજી દિશાએ દોડશે. આજે તો એની વિકાસ પામ્યે જતી બુદ્ધિ એક જ દિશા તરફ દોડે છે. કારણ કે વિશ્વરચનાનું રહસ્ય એ હજી પાર પામી શક્યો નથી. આજે તો એને માટે માનવી અને દેવ બે જ છે. હવે એ પોતાની પ્રકૃતિના અંતરતમ રહસ્યો એની શક્તિ, ક્ષતિ, એની પ્રતિભા, મૂર્ખતા—એવા મંડચો છે. આ શોધમાથી જ એ જોશે કે પ્રગતિની શક્તિ તો આ અંતર-ચેતનના ખૂણે પડેલી જ છે. આજ સુધી જેને માટે આજીજીઓ કરી એ ઇશ્વરી આશીર્વાદ કરતાં આ શક્તિ પાછળ જવાનું એ વધારે યોગ્ય સમજશે. આમાંથી જ કોક પ્રતિભાસંપન્ન વ્યક્તિ પોતાની શક્તિના સંપૂર્ણ વિનિયોગ દ્વારા શાંતિનો, સમૃદ્ધિનો અને સુખનો ગજમાર્ગ નહિ શોધી કાઢે એમ માનવાનું કોઇ કારણ છે? આપણે એના માર્ગમાં કશો અંતરાય નહિ મૂકી શકીએ. એવી શક્તિ આપણી પાસે નથી જ. જેમ જેમ એનું સંશોધન આગળ વધશે તેમ તેમ એનો આપણા તરફનો ભય નાબૂદ થશે, ભક્તિ પણ ઓછી થશે. જે વસ્તુથી એ ભય પામતો હોય એના તરફ કરુણા ન જ હોઇ શકે."

"આજે તમે કાંઈ અક્કલવાળી વાત કરી, વરુણદેવ" બૃહસ્પતિએ સૂર પૂરાવ્યો. "પૃથ્વીને લાગે વળગે છે ત્યાંસુધી આપણે આપણા મોક્ષ માટે માનવીની આ કરુણા પર જ આધાર રાખવો રહ્યો. એકવાર એની શ્રદ્ધા પરવારી ગઇ કે આપણે અહીંથી બિસ્તરા બાંધી બીજે કોક ગ્રહે જવાનું રહ્યું-હજી જ્યાં જીવનની જાગ્રતિ

એની ઉન્નત સપાટીએ ન પહોંચી હોય એવા સ્થાને આપણે વસવાટ કરવો પડશે."

" હજુય એક રસ્તો મને લાગે છે "

ઇન્દ્રે યુક્તિ સૂઝાડી. " એમનામાં અનંત આશાનું જે તત્ત્વ છે એનો અંત ન આવવો જોઇએ. આજે તો જગતના મોટા મોટા માનવીઓ પણ માનવની જાતને આવો જ આશાસંદેશ સંભળાવી રહ્યા છે કે માનવનું કલ્યાણ આકાશમાંથી જ ઊતરશે. આપણામાંની એની શ્રદ્ધા આજે તો વધી છે.

" બીજું કાંઇ એ ન સમજે એમાં જ આપણને લાભ છે " શાંત બેઠેલા ઇન્દ્રાણી વહારે આવ્યા.

" એ તો સત્ય લાગતું નથી. માનવીને શીખતાં સમજતાં તમે કેવી રીતે અટકાવી શકશો ? " વરુણદેવે પૂછ્યું.

" આમ નિરાશાવાદી શું થાવ છો ? " ઇન્દ્રે વરુણનો કાન આમળ્યો.

બૃહસ્પતિ પુનઃ આગળ આવ્યા " તમારે બધી હકીકતો જોતી સમજતી જોઇએ. તમારે કેટલાંક સત્યો તો ગોખી જ રાખવાં જોઇએ. દેવ અનંત છે, સ્થિર અને સ્થિતિશીલ છે. માનવી ગતિશીલ અને ઉત્ક્રાંતિશીલ છે. માનવી આપણને વટાવી ગયો છે. ઉત્ક્રાંતિના અમાપ વેગ નીચે એ ખૂબજ આગળ વધી ગયો છે, અને આપણા પાસવાનો જેવા ધર્મગુરુઓનો પ્રયાસ વ્યથા નીવડ્યો છે. આપણે તો આગળ જઈ શકીએ એમ છીએ જ નહિ. બધા જ ધર્મોએ જાહેર કર્યું છે કે ઈશ્વર અનંત છે. અનાદિ છે, અપરિવર્તનશીલ છે. આપણું સ્થાન હવે મૂર્તિઓ બની ઘર શણગારમાં જ આવવાનું છે, "

" મને તો બધા નટરાજ બનાવી સંગ્રહસ્થાનમાં મૂકતા થઇ ગયા છે " શિવ વચ્ચે બોલી ઊઠયા.

બૃહસ્પતિએ વાત આગળ ચલાવી " આપણે સાચી વાત સમજી લેવી જોઇએ. માનવીએ આપણું સર્જન કર્યું છે, આપણે

માનવીનું નહિ. દિવ્યતા માટેની એની તૃષાર્ત અનંત અર્થહીન શોધે જ આપણું સર્જન કરાવ્યું. એણે સ્વર્ગ કલ્પ્યું, દેવો કલ્પ્યા જ્યાં દિવ્યતાનો જ વાસ હતો, જ્યાં એને માટે સિંહાસનો પાથરી રાખ્યા હતા. એ દેવોની પૂજા જ આવી દિવ્યતા અપાવશે એમ માની એણે ધર્મશાસ્ત્રો સર્જ્યાં. આચારવિધિઓનું નિર્માણ કર્યું. આ શ્રધ્ધા માટે એણે ઓછુ સહન નથી કર્યું. અંદર અંદર આવી શ્રદ્ધા માટે એમણે ઝઘડા પણ કર્યો. આપણે તો જાણીએ છીએ કે દેવકો પુરતા દેવ સર્જવાનું કામ તો સરળ છે, પણ માનવીને એ જ્ઞાન હજી લાધ્યું નથી. આમ છતાં કેટલાક માનવીઓને આપણા સાચા (કે બનાવટી) સ્વરૂપનો ખ્યાલ આવી ગયો છે. એમને આપણા અસ્તિત્વ વિષે શંકા જણાવા માંડી છે એ માને છે કે દિવ્યતા તો માનવીના અંતરમાં જ વસેલી છે. એ પ્રયત્ન અને પુરુષાર્થ દ્વારા જ પ્રાપ્ત કરી શકાશે. આ વિચારના પુરસ્કર્તાઓ આજે અલ્પ હશે. પરંતુ એમની સંખ્યામાં વધારો થતા જ કરવાનો એમની વિચારસરણી દિનપ્રતિદિન સ્પષ્ટ થશે યુધ્ધનો માર્ગ આવો જ છે. એનો અપ્રતિહત વિકાસ અવાજ અનુમાનો તરફ એને દોરવાનો. અનિષ્ટ જો માનવ સર્જિત છે, તો ઇષ્ટ પણ એજ સરજી શકે છે. કદાચ આપણી શકિતના વિરાટ પ્રદર્શનથી એના કાર્યમાં થોડા સમય માટે અંતરાય નાખી શકીશુ પરંતુ એનો નિર્બંધ અવરોધ તો નહિ જ કરી શકીએ. માટે હું તો તમને બધાને ઉદાર હૃદયી થવાનું સૂચવું છું. મર્યાદાઓ સમજી લેવાનો અનુરોધ કરું છું. ૭ હજાર વર્ષના નાના ગાળામાંજ માનવીએ અકલ્પનીય સિધ્ધિ બતાવી છે. હજી તો થોડા વર્ષ પૂર્વે જ એ જમીન પર ચાર પગે ચાલતો હતો, આજે તો એ હવાનો પણ માલિક થઇ બેઠો છે. એણે વિજ્ઞાનનો આશ્રય લીધો છે. અને વિજ્ઞાન શ્રધ્ધાનો નાશ સ્વીકારી શકે જ નહિ આપણને મદદ કરનારા માનવીઓ જગતમાં છે ખરા. એ બધા આપણે માટે સખ્ત પ્રયાસ કરે છે. હિંદુસ્તાન

એ ફળદ્રુપ ભૂમિ છે. અંદર અંદરના ઝગડા આપણી શક્તિ વધારે છે. પરન્તુ એક વાર માનવી માનવીનો વિશ્વાસ કરતો થઈ જશે, ધાર્મિક શ્રધ્ધાનો અંત આવશે, ધર્મો વીસરાશે કે તુરત જ આપણા તરફ ઉપેક્ષાનો આરંભ થશે ધર્મો તો પાનખર ઋતુ જેવા છે. એને સજીવન રાખવાના બધા પ્રયાસો ફળદાયી નથી બનવાના. જે માનવી જાતને મદદ કરે છે, એને જ ઇશ્વર સહાય કરે છે, એવી એક ઉકિત છે. માનવીએ આ રસ્તો આજે તો લીધો છે. પણ આપણે જ આપણી જાતને મદદ કરી શકીએ એમ નથી. એટલે એણે તો એકલા જ આ માર્ગે ધપવાનું રહ્યું. તે દિવસે આપણે યમદેવ પાસે જવાનું રહ્યું."

"હું તો રહીશ જ ને?" યમદેવે સંતોષ પ્રદર્શિત કર્યો. "એ તો કોણ જાણે! તમારો ભય પણ હવે માનવીને બહુ લાગતો નથી. મૃત્યુને જીતવાને એણે પ્રયાસ આદર્યો છે. સોમ્મો વર્ષમાં તમારે જ મૃત્યુને શરણ થવું પડશે." શ્રી ગણેશ બોલ્યા.

'તમે પરાજયવાદી માનસ ધરાવતા થઇ ગયા છો. એક મારો સશક્ત પંજો જ તમને બધાને જીવતા રાખવા સમર્થ બનશે. મૃત્યુને જીતશે ત્યારની વાત ત્યારે. આજે તો કોઇ દવા મારા આક્રમણ આગળ અસરકારક નથી નીવડી અશ્વિનીકુમાર વૈદ તબીબ બનીને જાય તોયે—"

"આવા વ્યક્તિગત ઝગડામાં આપણે ઊતરીશું તો માનવી કરતા પણ આપણા ભૂંડા હાલ થશે" યમદેવની વાતને વચ્ચેથી અટકાવી બૃહસ્પતિ બોલ્યા. "મૃત્યુ હંમેશાં આપણી આરાધના કરાવશે એમાં તો શંકા નથી. પણ માનવીની બુદ્ધિનો વિચાર કરવાનું હું કહેતો હતો."

શાંત બેઠેલા ઇન્દ્રે પરિષદના પ્રમુખ તરીકે પૂર્ણાહુતિ કરી· "માનવીની શક્તિ વિશે મનમાં ભાર રહ્યા કરે છે છતાં આજ

દુનિયાને એનો પ્રતિકાર્સ આપણે માટે જરૂર આશાજનક છે. આ યુદ્ધે વસ્તીને વેરણ છેરણ કરી મૂકી છે. યુદ્ધના અંતે માનવીને પાછો આપણા તરફ જ ધકેલ્યો છે. આજે બધે જ સ્થળે મંદિરોમાં ઘંટારવ થાય છે. આપણો આભાર મનાય છે. અને આજે જે રીતે જગત ગોઠવાય છે તે જોતાં વર્ષો સુધી આપણને આંચ આવી શકે એમ નથી. યુધ્ધ પૂરું થયું એ પહેલાં અંદર અંદર બાઝવાનો આરંભ થયો છે. એટલે પાંચ દશ વર્ષ બાદ પાછું યુધ્ધ આવીને ઊભું રહેવાનું, દારુણ સંહારલીલા થશે. માનવી પાછો આપણા તરફ જ રહેવાનો. આમ કેમ બને છે, માણસ કેમ સમજતો નથી તેનાં કારણો આપણે જાણતા નથી. માનવીમાં પરિવર્તન તો થયા જ કરવાનું. પરિવર્તન પ્રકૃતિનો નિયમ છે માણસ આજે માંસ ખાધા વગર જીવી શકે છે, એ ઓછી પ્રગતિ છે? ધીરે ધીરે જીવનનું ગૌરવ, એનો મહિમા એ સમજતો થાય, એનો અર્થ એને જડે, એનો માર્ગ નિયત કરે, એ બધું અલબત્ત શક્ય તો છે જ. પરન્તુ એ બધું થતાં વર્ષો જશે. દમવાળો માણસ લાંબો સમય જીવે છે–આપણું ય એમ જ થશે. માણસ સાથેનો આપણો સંગ્રામ હમણાં જ આરંભાયો છે. હજી એની નિર્બળતા ઘણી છે. અને એ જ આપણી શક્તિ છે. ડર્યા વગર આપણે આ સંગ્રામમાં પડીએ. આપણે અચૂક સફળ થઈશું જ."

સંમેલનમાં. અદમ્ય ઉત્સાહનું વાતાવરણ વ્યાપી રહ્યું —બધા દેવો પોતાની બેઠકે ઊભા થઇ ગયા અને શંખ વગાડવા લાગ્યા. "સોમ રસ લાવો" કોઇકે બૂમ પાડી અને બધાએ ઝીલી લીધી "હા! સોમ રસ લાવો–સોમ રસ......"

—માનવેન્દ્ર



# યુદ્ધનું આર્થિક સરવૈયું—એક દષ્ટિબિન્દુ

૧૯૩૯—૪૪ નો સમય હિંદના આર્થિક ઇતિહાસમાં યાદગાર લેખાશે. જેનું અર્થશાસ્ત્ર આંકડાઓમાં જ સમાઈ જાય છે એ બતાવી શકશે કે અનેક આર્થિક ક્ષેત્રોમાં હિંદે ઘણી પ્રગતિ કરી છે. ૧૯૧૭ ની ક્રાંતિ પછી સોવિયેત રૂસે જે રીતે-લાખો માનવીને ભૂખમરા દ્વારા મૃત્યુનાં મોંમાં ધકેલીને-આર્થિક પ્રગતિ સાધી એ જ રીતે આ યુધ્ધ દરમિયાન હિંદે આર્થિક પ્રગતિ કરી છે. વધુમાં હિંદમાં શાસનસંસ્થા સાથે હિંદનો મૂડીદાર વર્ગ પણ પ્રજાને ચૂસવામાં જોડાયો. કોઈએ સોનું, ચાંદી અને ઝવેરાત ખરીદ્યું, કોઈએ જમીનો લીધી કોઈએ 'પાયાના ઉદ્યોગો' ઊભા કર્યા, લાખોપતિ કરોડપતિ થયા. મૂડીવાદના ઉત્કર્ષ પર નભતાં વ્યાજ ખાઉ વર્ગ પછી તે મકાનોપર હોય કે શેરો પર હોય માટે પણ સોનાનો દિવસ ઉગ્યો. આર્થિક પ્રગતિની કીમત વસૂલ થઈ નોકરીઆત વર્ગ પાસેથી, વ્યવસ્થિત ઉદ્યોગો સિવાયના ઉદ્યોગોમાં કામ કરતાં મજૂરો પાસેથી, મધ્યમ વર્ગના ખેડૂત પાસેથી અને ખેતીના કરોડો મજૂરો પાસેથી. બંગાલ મલબાર વગેરે પ્રદેશોમાં તો મૃત્યુના ત્રાજવેથી જોખીને આ પ્રગતિનું મૂલ્ય વસુલ કરવામાં આવ્યું. આ પ્રગતિની યાદમાં જો કીર્તિસ્તંભ ચણવાનો હોત તો એની તકતી પર કોતરવું પડશે "ઉનકી યાદમેં જીનોંને અપને ખૂનસે હિંદકે આર્થિક બાગકો સિંચા"

પ્રશ્ન એ છે કે જે પ્રગતિ થઈ એમાં કાયમી કેટલી? દાખલા તરીકે કરોડો રૂપીઆના સરકારી ખરચથી ઘણા ઉદ્યોગોને પ્રોત્સાહન મળતું અને લોકોને રોજી મળતી. એક એવો અંદાજ છે કે દર વર્ષે સરકાર ૧૨૦૦ કરોડ રૂપીઆ ખરચતી અને સીધી કે આડકતરી રીતે એથી લોકોને રોજી મળતી હતી, યુધ્ધના અંત બાદ આમાંનો મોટા ભાગનો ખરચ બંધ થઈ જશે અને: યુધ્ધમાગ પર જીવતા અનેક

ઉદ્યોગો માટે કટોકટી આવશે. નાણાંનો ફુગાવો જે ઉપર જણાવેલી પરિસ્થિતિ માટે ઘણે અંશે જવાબદાર છે, એ પણ ધીરે ધીરે સંકોચાશે. વસ્તુના ભાવો ઘટશે અને ઘણા ઉદ્યોગો માટે કટોકટી ઊભી થશે. ઉત્પાદનનું પ્રમાણ ઘટવાથી અને ભાવો ઘટવાથી ફરી પાછી બેકારી ખડી થશે. આથી યુધ્ધ દરમિયાન થયેલી 'પ્રગતિ' કેટલે અંશે ટકશે એ શંકાસ્પદ છે.

કાયમી ફાયદા તરીકે ગણાવી શકાય એવો હિંદના સરકારી દેવાનો Public Debt નો પ્રશ્ન છે. હિંદની સરકાર બ્રિટનની દેવાદાર હતી એ પરિસ્થિતિ બદલાઇને આજે બ્રિટિશ સરકાર હિંદની દેવાદાર છે. પરંતુ આ દેવું કઇ રીતે પતાવવામાં આવે છે એના પર આપણને થનારા ફાયદા ગેરફાયદાનો આધાર છે. અહીં એ ફરીથી કહેવું પડશે કે હિંદના ચલણમાં થયેલો ફુગાવો આ જમે રકમનું ઉધાર પાસુ છે. આ રકમ જમે થએ જતી હતી ત્યારે તો હિંદના ઉદ્યોગપતિઓને ખૂબ આનંદ થતો હતો યુદ્ધોત્તર આર્થિક વિકાસ માટે આ બ્રિટિશ દેવા પર ટાટા બિરલા મુંબઈ યોજનાએ મદાર રાખ્યો છે. શ્રી બિરલાને અને હિંદી સરકારનાં નાણાં પ્રધાનને, આને પરિણામે છાપવી પડતી નોટોમાં ફુગાવો નજરે નહતો પડતો. એમની દલીલ હતી કે યુધ્ધના સમયમાં વસ્તુઓના ભાવનો વધે જ, પણ એનું કારણ વસ્તુઓની અછત છે, પ્રેસમાં છપાતી નોટોને એની સાથે નિસ્બત નથી. શ્રી બિરલાની નજરે હતી એમના ફુગાતા નફા પર મોંઘવારીની ભીંસમાં ચગદાતા ખેતીના મજૂરો પર અગર ૧૨ થી ૧૫ રૂપીઆનો પગાર લાવનાર પટાવાલા અને પ્રાથમિક શિક્ષક પર નહીં. પણ જ્યારે આ દેવાની પતાવટ વિષે શંકા ઉદ્ભવી ત્યારે શ્રી બિરલાને સાંભર્યું અને બ્રિટિશ મુસ્તદ્દીઓને જણાવ્યું કે આ દેવા પાછળ તો અમારા બંગાલના કિસાન–મજદૂરોનું રુધિર રેડાયું છે! એટલે ફરીથી મારી નવી સૂચના છે કે આ દેવાના પડેલા

હપ્તામાંથી બિલોને એમની મોટર કંપનીની મશીનરી લેવા નાણાં ન આપતાં બંગાલના ભૂખમરાની યાદમાં એક સ્તંભ ચણવો. હિંદની સુદોત્તર થનારી આર્થિક પ્રગતિ એ ભૂખમરાને આભારી રહેશે એ ભૂલવું નહિ જોઇએ.

આ કુગાવાના અર્થકારણમાથી જન્મતી કાળાબજારની મનોદશાની નોધ પણ લેવી જોઇએ. આ યુધ્ધ દરમિયાન આપણું વેપારી આલમ ગમે તે સાધનો વડે પૈસો એકઠો કરવામાં વાંધો નથી એમ માનતી થઈ. આશા છે કે આ મનોદશા કાયમનું ઘર નહિ ઘાલે. ઘણા મિત્રો એમ માને છે કે આ તો પરદેશી રાજ્યતંત્ર હતું એટલે કાળાંબજારો ઊભાં થયાં. કોંગ્રેસની માફક વેપારીઓનો આ તો સરકાર સાથે અસહકાર કરવાનો તરીકો હતો. રાષ્ટ્રીય રાજ્યતંત્રમાં વેપારીઓ કાળાં બજાર કોઈ દિવસ ઊભા નહિ કરે. આ દલીલ મારે ગળે તો નથી ઉતરતી. કોઇ પણ સંજોગોમાં અનાજ, કાપડ અને દવા વગેરેના સરકારનિયત ભાવો કરતાં અગર તો ઉત્પાદનની પડતર કરતાં અનેક ઘણા ભાવો લઈ પ્રજાને મૃત્યુના મુખમાં ધકેલવામાં નથી સચવાતો કોઇ રાજકીય કે કોઈ માનવતાનો સિધ્ધાંત. પ્રજા આ કાળા બજારની મનોદશા પ્રત્યે પોતાની ઘૃણા સ્પષ્ટ રીતે નહિ બતાવે તો સંભવ છે એ મનોદશા કાયમનું સ્વરૂપ પકડે. એમ થશે તો યુધ્ધના આર્થિક સરવૈયામાં મોટી ખોટ આવશે.

પરંતુ આ સરવૈયામાં કાયદા-ગેરકાયદાનો મોટો આધાર આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ અને રાષ્ટ્રીય હિંદની રાજકીય સત્તા પર રહેશે. યુધ્ધ દરમિયાન મધ્યસ્થ સરકારે, પ્રાંતિક સરકારોએ અને ઉદ્યોગપતિઓએ આર્થિક વિકાસની અનેક યોજનાઓ કરી છે. કાગળ પર એ બધી યોજનાઓ આકર્ષક લાગે છે. પરંતુ અત્યારે તો પરિસ્થિતિ એવી છે કે કોઈ પણ રાષ્ટ્ર બીજા (થોડા ઘણા) રાષ્ટ્રોના સહકાર વિના પોતાના દેશમાં આર્થિક નિયોજન કરી શકે નહિ હિંદની આર્થિક પ્રગતિ માટે ત્રણ અત્યંત આવશ્યક

વસ્તુઓનો આધાર પરરાષ્ટ્રો પર છે. હાલ તુરત આપણે Capital goods, કારખાનાં માટે મશીનરી વગેરે ઇંગ્લેંડ અગર અમેરિકામાંથી ખરીદવી પડશે. ઔદ્યોગિક વિકાસ માટે આવશ્યક એવો તાલીમ પામેલો કારીગર વર્ગ પણ આપણે બીજા દેશોમાથી મેળવવો રહ્યો. ત્રીજું પરદેશમાં-મશીનરી ખરીદવા માટે નાણાં મેળવવાનાં મુખ્ય સાધન સ્ટર્લિંગ અનામતો અને ડૉલરની આટ પણ બીજા રાષ્ટ્રોની આર્થિક નીતિ પર નિર્ભર છે. આપણે અત્યારે એટલુ જ કહી શકીએ કે આર્થિક વિકાસ માટે સંજોગો અનુકૂળ છે. પણ આપણો આર્થિક વિકાસ બ્રિટનના આર્થિક વિકાસ માટે કેટલે અંશે અનુકૂળ હશે અને જો એ અનુકૂળ ન હોય તો યુધ્ધોત્તર આવનારી હિંદી સરકાર પામે એટલી રાજકીય સત્તા હશે કે હિંદને અનુકૂળ પણ બ્રિટનને પ્રતિકૂળ એવું આર્થિક તંત્ર એ ગોઠવી શકશે? હુંડિયામણનો જ એક પ્રશ્ન લો. હિંદમાં અને બ્રિટનમાં પ્રવર્તતી ભાવોની સપાટી (Price levels) ને જોતાં રૂપીઆની કિંમત આજે એક શિલિંગ પણ ન થાય. બ્રિટન હુંડિઆમણનો દર ઘટાડવા દેશે? કે ૧૯૧૪–૧૮ ના યુધ્ધ પછી કર્યું હતું એમ હુંડિયામણનો દર ખૂબ ઊંચો રાખી આપણી સ્ટર્લિંગ અનામતને સાફ કરી મૂકશે? ૧૯૩૫ ના બંધારણમાં દાખલ કરેલી વ્યાપારી સલામતી કાયમ રહેશે કે મધ્યસ્થ ધારાસભાએ થોડા વખત પહેલા પસાર કરેલા સલામતી નાબૂદ કરવાના ઠરાવને બ્રિટનની મજૂર સરકાર માન્ય રાખશે? સર અરદેશર દલાલની ઇંગ્લેંડ અમેરિકાની સફરના અખબારી અહેવાલો પરથી આ પ્રશ્નો અંગે કોઇ પણ અનુમાન કરવું અશક્ય છે હવે પછીની મધ્યસ્થ સરકાર કેટલે અંશે રાષ્ટ્રીય હશે અને રાષ્ટ્રીય હોવા છતાં કેટલે અંશે મૂડીદારોની ગભરામણ હશે અને કેટલે અંશે 'દરિદ્રનારાયણ'ની, એના પર આર્થિક સર્વેયાનો આધાર છે.

આર્થિક ઘટનાઓ આર્થિક કરતાં રાજકીય પરિસ્થિતિ પર વધુ અવલંબે છે એ હવે કોણ નથી જાણતું? —મો. દાં.



## નવાં પ્રકાશનો

નવાં પ્રકાશનોમાં સાહજિક રીતે ધ્યાન ખેંચે એવાં બે પુસ્તકો જેને અન્ય વિશેષણના અભાવે લલિતેતર સાહિત્યના પહોળા પોટલામાં બાંધવામાં આવે છે તે પ્રકારનાં છે. પહેલું છે શ્રી રમણિકલાલ શાહનું 'આપણી કૉંગ્રેસ'[1]: દેશનો ગણતંત્રવાદ ઘડવામાં જે સંસ્થાએ અનન્ય ફાળો આપ્યો છે, જેની પ્રતિષ્ઠા આજે આખી દુનિયામાં ફેલાએલી છે એ સંસ્થાના ઉત્થાન અને વિકાસનો સંક્ષિપ્ત ઇતિહાસ. ડૉ. પટ્ટાભિ સીતારામૈયાના બૃહદ્ગ્રંથની મદદથી જે સંસ્થાનો ઇતિહાસ એમાં આલેખાયો છે એના જેટલી જ મોટી છે. પણ કમનસીબે સહુને એક સરખી રીતે આકર્ષવાની એની શક્તિ પરિમિત છે. શ્રી રમણિકલાલના પુસ્તકનું સુખ એ છે કે એ માત્ર અભ્યાસીઓને જ લક્ષમાં રાખીને લખાતા પુસ્તક કરતાં સામાન્ય વાચક વર્ગને, ઓછું ભણેલા વિશાળ સમુદાયને લક્ષમાં રાખીને લખાયું લાગે છે. અને જો આજ એનું લક્ષ હોય તો એને સફળતા પૂરેપૂરી મળી છે ગૂજરાતીમાં ગન્જીય સાહિત્ય કહી શકાય એવું ઘણું થોડું છે. એટલે માત્ર ગૂજરાતી લખી વાંચી જાણનારની વાચન ભૂખ અતૃપ્ત જ રહે છે. આવો વાચક જ ખરી રીતે તો વાચનનો અધિકારી છે છતાં ઉપેક્ષિત છે. એને લક્ષમાં રાખીને નવું સાહિત્ય સરળ ભાષામાં અભ્યાસી છટાના આડંબરવિનાનું રચાય એ વધુ જરૂરી છે. આ પુસ્તક આ દિશામાં એક પ્રશસ્ય પગલું છે. એની મર્યાદાઓ જોતાં એમાં એક જમાનાના ભયંકર વિવાદોને માત્ર એક કે બે લીટી મળે, કોઈ વ્યક્તિને માત્ર નામ નિર્દેશ મળે, કશા ઠરાવ કે બનાવનો માત્ર સૂક્કો ઉલ્લેખ થાય એ સંભવિત છે. પણ એનો હેતુ જ એટલો મર્યાદિત છે. બીજી એક વસ્તુનો નિર્દેશ થવો પણ જરૂરી લાગે છે. તે છે લેખન પાછળની

1 આપણી કૉંગ્રેસ—શ્રી રમણિકલાલ શાહ પ્ર. પદ્મઃ કી. રૂ ૨॥

દૃષ્ટિ પરત્વેનો. શ્રી રમણિકલાલ શાહના આલેખન પાછળ એક દૃષ્ટિબિંદુ રહ્યું લાગે છે. આખો એ ઈતિહાસપ્રવાહ જાણે ૮ ઓગસ્ટ ૧૯૪૨ ના મુખે દોડવાને માટે સંપ્રજ્ઞ રીતે પ્રયત્નશીલ હોય એવી છાપ વત્તે ઓછે અંશે વાચકના મન ઉપર પડે છે. વસ્તુતઃ આવા ઈતિહાસ પ્રવાહમાં આવી સંપ્રજ્ઞતા મોટે ભાગે તો ગેરહાજર જ હોય છે અને છતાં પ્રવાહ અનિવાર્ય રીતે કશા સ્ફોટ તરફ ઢળતો હોય છે. મુખ્યત્વે તો આ ઇતિહાસના અનુવાદ જેવો પ્રશ્ન છે એમાં બન્ને બાજુએ ઘણુંય કહી શકાય તેમ છે. અહીં એનો નિર્દેશ તો માત્ર એક જ હેતુથી કરવામાં આવ્યો છે. ઐતિહાસિક આલેખનમાં આવી પૂર્વનિશ્ચિત સ્થિતિ ક્યારેક વિકૃતિ આણી મૂકે છે. એ એનું ભયસ્થાન છે.

'આપણી કોંગ્રેસ'ની ભાષા સરળ છે એ એનું મોટામાં મોટું આકર્ષણ છે વિના સંકોચે સહુના હાથમાં મૂકી શકાય એવું પુસ્તક આપવા બદલ શ્રી રમણિકલાલને અભિનંદન ઘટે છે.

\+ \+ \+

**હિંદનું પ્રજાકીય અર્થશાસ્ત્ર : લે. શ્રી વિઠ્ઠલદાસ કોઠારી**
**પ્ર. નવજીવન કાં. દોઢ રૂપીઓ**

લાંબા સમયથી હિંદી અર્થશાસ્ત્ર પર આધારભૂત અને સરળતાપૂર્વક આખા પ્રશ્નને આવરી લેતું સામાન્ય ગુજરાતી લખી વાંચી જાણતા માનવીને અતિ ઉપયોગી એવું પુસ્તક નહતું. તેની ખોટ સાલ્યા કરતી હતી નવજીવનને શ્રી વિઠ્ઠલદાસ કોઠારીનું આ પુસ્તક પ્રગટ કરીને સાચે જ એક ઉપકારક પ્રવૃત્તિ કરી છે. અર્થશાસ્ત્રના એક અભ્યાસી તરીકેની શ્રી કોઠારીની ખ્યાતિ છે. અને એ ખ્યાતિની દૃઢ માંડણી એ હકીકત ઉપર થઈ છે કે શ્રી કોઠારીએ આ વિષયનું જ્ઞાન સામાન્ય માનવીના ઉપયોગમાં આવી શકે એવી પ્રવૃત્તિ માંડી છે આ પુસ્તક પણ આવા જ હેતુસર

લખાએલા લેખોનો સંગ્રહ છે. લેખકની ઇચ્છા પણ " સામાન્ય જ્ઞાન મેળવવાની દૃષ્ટિથી અને આપણી આજુબાજુ આર્થિક બાબતો પર જે બોલાય છે, લખાય છે, તે સમજવાની દૃષ્ટિથી જેઓ વાંચવા ઇચ્છે, તેમને આ કંઇક ખોરાક પૂરો પાડશે અને અર્થ-શાસ્ત્રના વિદ્યાર્થીઓને હિંદના પ્રશ્નોના અભ્યાસ માટે પ્રવેશિકાની ગરજ સારશે," એવી છે. કશી પણ ભીતિ વિના એટલું કરી શકાય કે પુસ્તક આ આશાને મહદ્ અંશે પાર પાડે છે. લેખકે એને વ્યાજબી રીતે જ 'પ્રવેશિકા' કહી છે. પ્રવેશિકાનું મુખ્ય લક્ષણ વાચક અને અભ્યાસીને ઊંડા અને ગહન અભ્યાસથી વિમુખ ન કરી દેવાનું હોવું જોઇએ. આ પુસ્તકમાં આ સન્નિષ્ઠા લીટીએ લીટીએ દેખાય છે.

પુસ્તકના શિર્ષક તરીકે 'હિંદનું પ્રજાકીય અર્થશાસ્ત્ર' એ શબ્દસમૂહની ઉચિતતા વિષે શંકા રહે છે. પહેલું તો હિંદનું અર્થશાસ્ત્ર એ શબ્દસમૂહ પણ એક અણગમતા વારસા તરીકે ન્યાયમૂર્તિ રાનડેના દિવસોથી ચાલ્યો આવે છે. આ શબ્દો લેખકને પૂરતા ન લાગ્યા તે એમણે એમાં 'પ્રજાકીય' એ શબ્દ ઉમેર્યો. આ શબ્દનું ઔચિત્ય શું? પ્રકાશકના નિવેદનમાં અને પ્રસ્તાવનામાં રાજકીય પક્ષપાતની વાત કરવામાં આવી છે. પ્રકાશકનું નિવેદન આમળ જઇને સર્વોદયની દૃષ્ટિને પણ આમાં લઇ આવે છે. કદાચ આ શબ્દના જોરે પેલું પ્રજાકીય ઉમેરાયું હશે! બાકી પુસ્તકમાં અત્યાર લગી લખાએલાં હિંદી અર્થશાસ્ત્રનાં પુસ્તકો કરતાં જરા જુદું પડતું કશું હોય તો તે માત્ર એક પાના પર, ખાદી અને ગૃહઉદ્યોગના પ્રકરણમાં લેખકે ગાંધીજીના અર્થકારણીય વિચારોનું સારદોહન કરવાનો યત્ન કર્યો છે તે. તે સિવાય ગણાવવું હોય તો 'સારદોહન'નું પ્રકરણ. આ બે સ્થાન સિવાય સ્ફુટ રીતે કે અસ્ફુટ રીતે પણ 'સર્વોદયની દૃષ્ટિ' ખાસ જણાતી નથી.

અહીં 'સર્વોદયની દષ્ટિ'ની ચર્ચા કરવાની જ નથી. કહેવું છે એ વસ્તુ આટલી જ કે લેવા દેવા વિના 'સર્વોદયની દષ્ટિ'ને આમાં ભેળવવામાં આવી છે. 'અર્થવ્યવસ્થા કેવી હોવી જોઈએ' એ પ્રશ્ન જ એક દષ્ટિએ જોતા આ પ્રવેશિકામા અપ્રસ્તુત છે. અને એ અપ્રસ્તુત પર અવલંબન રાખીને 'પ્રજાકીય' શબ્દને દાખલ કરવામાં આવ્યો છે. શબ્દના શાસ્ત્રીય પ્રયોગો માટે આદરણીય ચિવટ રાખનારાઓ પાસેથી આવા ઊર્મિલ પ્રયોગની અપેક્ષા કોઈએ પણ નહીં જ રાખી હોય.

પણ આ તો એક આગગત વાત છે. પુસ્તિકાની રજૂઆત અને ભાષા, ગરીબીના પ્રશ્નને ઉપસાવી કાઢવાની ફાવટ, સામાન્યમા સામાન્ય માનવીની હિત ચિંતા પાને પાને પ્રતીત થાય છે આવુ પુસ્તક આપવા બદલ શ્રી વિઠ્ઠલદાસ અભિનંદનના અધિકારી બને છે.

જ. દ.



સાહિત્યનું વાંચન અને જડ ગરદન

કેરાવપન કાર્યાલયમા વાચવાનો શોખ વધતો જતો હોઈ મિશિગનના પોન્ટિયેક નામના નાની સમાજે તે સામે વિરોધ પ્રદર્શિત કર્યો છે. કારણમા એમણે એમ જણાવ્યુ છે કે સાહિત્યનું વાચન ગરદનને નાહકની જડ બનાવે છે. —ટાઇમ

# લગ્નમાં બ્રહ્મચર્ય

નવી સપ્તપદી:



"લગ્ન સમયે તમારી બધી જ શક્તિ તમારી પાસે છે?"

ઋગ્વેદમાં ઇન્દ્રને જ્યારે ગૃહસ્થાશ્રમીને ત્યાં જવાનું કહી એનો મહિમા ગાયો, અને તૈતરીય ઉપનિષદ્‌માં પ્રજાતન્તું મા વ્યવચ્છેત્સી કહી ગૃહસ્થાશ્રમની ભલામણ કરી ત્યારે દેશમાં સ્વરાજ્યનો પ્રશ્ન નહતો. આર્યો સંપૂર્ણ સ્વતંત્રતા ભોગવતા હતા; યથેચ્છ ભોગવિહાર માટે સંપૂર્ણ સગવડ હતી; અને વધારામાં અનાર્યો સામે ઝઘડવા વસતી વધારવાનો પ્રશ્ન પણ એમની સન્મુખ હતો. આજનું ચિત્ર નિરાળું છે. દેશમાં ૪૦ કરોડ જેટલા પ્રાણજનો થઈ ગયા છે. અને ૧૯૮૦ માં ૮૦ કરોડ થવાની ધમકી આપે છે. 'ક્વીટ ઇંડિયા' છતાં સરકાર બિસ્તરા બાંધવાની ઉતાવળમાં હોય એમ લાગતું નથી. એવે વખતે વસતી અને સ્વરાજ્યનો પ્રશ્ન એકમેક સાથે ગાઢ રીતે સંકળાઇ જાય એ સ્વાભાવિક છે. યુગદૃષ્ટા ગાંધીજીએ આ સંબંધ

જોયો છે. અને એ હંમેશાં કાર્યમાં માનના હોવાથી એમણે વસતી વધશે તો સ્વરાજ્ય નહિ આવે, અગર સ્વરાજ્ય આવશે તો વસતીમાં ઘટાડો કરવા માલ્થમે સૂચવેલા ઉપાયો લેવા પડશે માની—લગ્નમાં બ્રહ્મચર્યનો ઉપદેશ આપવાનું શરુ કર્યું છે શ્રી ટેંડુલકરના લગ્નમાં જાતે હાજરી આપીને હાથે કાંતેલા સુતરનો હાર વરવધૂના ગળામા આરોપી સ્વરાજ્ય ન આવે ત્યાં સુધી પ્રજા ન પેદા કરવી એવો સંકલ્પ એમણે વરવધૂ પાસે કરાવ્યો છે આમ ચૌદ રચનાત્મક કાર્યો—કેટલાક આને રચનાત્મક કાર્ય તરીકે નહિ સ્વીકારે કારણ કે લગનના કારણે થતી નવી રચના આમાં અટકી જાય છે. પણ કોઈ વાર વિનાશ એ પણ રચનાનું આદિ પગથીઉં છે એ આ લોકો ભૂલી જતા લાગે છે—માં પંદરમુ રચનાત્મક કાર્ય ઉમેરાયું છે.

પ્રત્યેક હિંદવાસીના જીવનનો પ્રધાન ઉદ્દેશ હિંદની સ્વતંત્રતા લેવાનો જ હોઈ શકે. આ ઉદ્દેશ સફળ કરવા માટે એણે તમામ શકય પ્રયાસો કરવા જોઇએ. ખાદી વગર, હરિજનોધ્ધાર વગર, ગ્રામોદ્યોગ વગર સ્વરાજ સંભવિત નથી. ન જ હોઈ શકે. એ જ રીતે પ્રજા પેદા કરવાથી પણ સ્વરાજ આવવાનુ નથી હિંદુસ્તાન એ જો ગુલામ દેશ છે તો એમાં જન્મતું એક એક બાળક ગુલામ તરીકે જ અવતરવાનું. આપણે ગુલામી ઓછી કરવા માગીએ છીએ, વધારવા નહિ. જો પ્રજા પેદા કરીએ તો ગુલામી વધારવાનું પાપ આપણે કરીશું. સ્વરાજ્યની લડતમાં હિસ્સો ન લેવા કરતાં આ વધારે મોટો ગુન્હો છે. બીજી રીતે જોઇએ તો હિંદ ગરીબ દેશ છે. ભૂખમરાના કારણે એકલા બંગાળમાં ૨૦ લાખ માણસો મરી ગયા. જો આટલી વસતી જ બંગાળમાં ન હોત તો તો એટલા માણસો મરી જ ન જાત. સહરાના રણમાં કે રજપુતાનામાં આટલા બધા માણસો ભૂખમરાથી મરી ગયાનું કદી પણ સાભળ્યું છે? અને જો વસતી વધતી જ રહેશે તો ૧૯૮૦માં ખાસા એક કરોડ જેટલા માણસો ભૂખમરાથી મૃત્યુને શરણ થવાના. ગાંધીજીનો કાર્યક્રમ આ દૃષ્ટિએ આમ ઘણો હિતાવહ છે.

પ્રજા પેદા નથી કરવાની તો લગ્ન જ શું કરવા કર્યાં? સાથે રહીને કામ જ કરવાનું હતું તો વગર લગ્ને ક્યાં કામ નહોતું થતું? આવા બધા પ્રશ્નો પુરાણું માનસ સૂચવે છે. લગ્નનો આદર્શ દિવ્ય છે; ભવોભવના સચેત સહકારનો, એકમેવઅદ્વિતીયમ્ થવાનો. પૂર્ણપદ પામવાનો એનો આદર્શ છે. વિષય એ ગૌણ છે. પ્રજોત્પત્તિ માટે લગ્ન કરવા એ તો નર્યો જડવાદનો ખ્યાલ છે. વગર લગ્ને કામ થઈ શકે છે. એમ તો વગર લગ્ને પ્રજા પણ ઉત્પન્ન થઈ શકે છે. તેથી લગ્ન ન કરવા એવું કોઇએ કહ્યું નથી. લગ્ન પછી કાર્ય કરવામાં ઔર લિજ્જત રહે છે. આપણા સમાજમાં આજે ય એવી સ્થિતિ નથી આવી કે સ્ત્રી પુરુષ વગર લગ્ને સાથે રહે એને સાંખી લેવામાં આવે? લગ્નથી એક પ્રકારની માનસિક સ્વસ્થતા અને સમતોલતા આવે છે. માટે તો લગ્નની છૂટ છે!

લગ્ન કર્યાં પછી બ્રહ્મચર્યનું પાલન કઠિન છે, એમ ઘણા લોકો કહે છે. માણસ માટે જાતીયવૃત્તિનું દમન અનેક ભયસ્થાનો પેદા કરે છે. આવા ભયસ્થાનો તરફ દેશને ગાંધીજી શું કરવા દોરતા હશે?

પરન્તુ જેઓ ઝીણવટથી આ પ્રતિજ્ઞાઓ જોશે એમને જણાશે કે ગાંધીજીએ આમાં સારી એવી સમવડ કરી આપી છે. પ્રથમતો મહાભારતમાં વ્યાસે કહ્યું છે કે ગૃહસ્થાશ્રમ એજ બ્રહ્મચર્ય છે, અને એકનારી બ્રહ્મચારી. તે પ્રમાણે ગાંધીજીને સમજાવી શકાય કે બાળક થાય તો પણ 'બ્રહ્મચર્યનું સ્ખલન થયું નથી. સિમના પરિષદમાં દેશને કશુ ન મળ્યું તોએ એ સફળ થઈ એમ જો માની શકાતું હોય તો આ પણ કેમ ન માની શકાય?

બીજું, સ્વરાજ્યનો સમય પણ નક્કી કરી શકાય. પ્રાંતોમાં જો હોદ્દાઓ આવે અને મધ્યસ્થ કારોબારીમાં કોંગ્રેસને અમુક બેઠકો મળે તો સ્વરાજ્ય આવી ગયું એમ નક્કી કરી પ્રતિજ્ઞાનો અંત આવ્યો છે એમ જાહેર કરી શકાય. ઊલટ પક્ષે એમ પણ કહી

શકાય કે જે દિવસે ટેંડુલકર યુગલને ત્યાં બાળકનો જન્મ થશે તે દિવસે હિંદમાં સ્વરાજ્યનો સૂર્ય ઉગ્યો જ હશે.

બ્રહ્મચર્ય પણ લગ્નમાં જ પાળવાનું છે. લગ્ન બહાર બ્રહ્મચર્યની મર્યાદા છે જ નહીં. નિયોગની છૂટ તો અનાદિ કાળથી ચાલી આવી છે. અંબા અંબાલિકાએ વ્યાસ સાથે આવો નિયોગ કર્યાનું તો ખુદ મહાભારતમાં નોંધાયું છે.

ટેંડુલકરના લગ્ને અને ગાંધીજીના આશીર્વાદે સ્વરાજ્યની મજલ ઘણી નજીક આણી છે તેમાં કશી શંકા નથી.

જૂના મનુ



હિંદના માજી લાટ લૉર્ડ હેલિફેક્સ એક અમરીકી ગ્રામવિસ્તારમા ભાષણ કરવા ગયા હતા. ભાષણ પૂરું થયા બાદ એક વૃદ્ધ ખેડૂતે આવીને બ્રિટનને અમેરિકા સમજી શકે એવી રીતે રજૂ કરવા બાદ લાટ સાહેબને ધન્યવાદ આપતાં કહ્યુ : તમને સાંભળ્યા તે પહેલાં અમને બ્રિટિશરોની ધાક લાગતી હતી. તે અમારા કરતાં વધુ ચાલાક છે અને દરેક વખતે અમે ઠગાશુ એવો ભય રહ્યા કરતો. તમને સાંભળ્યા બાદ અમારો ભય ચાલ્યો ગયો છે.”
—ક્યુપીઅર્સન.

# —કેમકે ન્યાય મેં તોળ્યો હતો

સાબરમતી જેલના પાંચેક કેદીઓ સાબરમતીના મોટા સ્ટેશને આગળ રેલના ડબ્બામાંથી કોલસા ઉતારી રહ્યા છે. એમનાં મોં પરસેવે રેબઝેબ છે. આગળ પાછળ ત્રણ સરકારી પોલિસો ગામગપાટા હાંકતાં, બીડી ફૂંકતા ઊભા છે. કેદીઓ વારાફરતી કોલસા ઉંચકવાનાં સુંડલાઓ, માનવજીવનમાં રેંટ જેમ, ભરે છે, અને ઠાલવે છે.

બપોરની વેળા છે. ધરતી ધખી છે ધરતી પર પગ મૂકતાં પગ શેકાઇ જાય છે માનવીના મન આકુળવ્યાકુળ બની જાય છે. સામેના ઝાડ પર ચીં...ચીં...કરતું ચકલુ ઝાડની છાયામાંથી પટકાય છે. કેદીઓ સિપાહી સામે જોઈ આંગળીથી મોં પરના પરસેવાને નીતારે છે.

કેદીઓના પગની બેડીઓના ખણુણકાર રણકાર કાનનાં છેલ્લા પડદા સુધી પહોંચે છે. કેદીઓના મોં કોલસાની રજે રજોટાઇ રૂપાળાં બન્યાં છે.

એક સિપાઇ આગળ આવે છે. વડ તરફ આંગળી ચીંધી કહે છે, વહાં એક ઘંટા તક ઠેરો.

કેદીઓનાં મોં પર જરાક સુખભાવ તરવરે છે. સુંડલાઓ લઇને જ તેઓ થોડે છેટે વડ નીચે વિશ્રામવા જાય છે. મોં પર આખા દેહ પર, જેલની તંગડી કુરતા અને ટોપી પર, કોલસાની કાળી રજનાં થર પર થર જામ્યાં છે.

પાંચે ય જણ વડ નીચે આવી બેસે છે. એક કેદી સૌથી જુદો પડી વડનાં થડ નીચે સુંડલો ઉંચો નાંખી ઓશીકે મૂકી વિરામમા આડો પડે છે.

ને ત્યાં જ મારી નજર એના પર પડી.હું એ વડ તરફ વળ્યો.

સિપાહીઓ નિરાંતથી બીડીઓની સટ લગાવતા હતા.

પેલા કેદી આંખો મીંચીને ઊંધું માથું નાખી ધરતીની હુંફમાં પડ્યો હતો.

હું વડ કને આવી પહોંચ્યો. બીજા ચાર કેદીઓએ મારી સામે જોઈ હાથ લંબાવ્યો, "શેઠ, બીડી આપોને ને? એ આપશો તોય રોડવી લેશું. અડધી અડધી પીશું."

મારા ગજવામાં કશુંય ન હતું. મારા મનમાં એમ હતું કે પેલો કેદી પણ બીડી માગશે. પણ તે જરાય સળવળ્યો નહીં. મારી નજર તેની નમૂનેદાર રૃષ્ટપુષ્ટ કાયા પર હતી. આ કાયાનો ધણી આમ અસહાય શાને કાજે? વિચાર સરૂર્ કરતો જન્મીને તરત જ નાશ પામ્યો.

હું તેની પાસે ગયો. બીજા કેદીઓએ ફરી વાર બીડી માગી. હું અસહાય બન્યો.

હું પેલા કેદીની પડખે આવીને ઊભો રહ્યો. મેં મારા પગને ધરતીની કાયા સાથે પછાડયા. મારી હાજરીની છડી પોકારાઈ.

ધરતીના ધમધમાટથી કેદી પડખું ફર્યો. મારા સામે તાકી રહ્યો. એની કીકીઓનાં તેજ, એનાં રતનનું ચાંચલ્ય અને એના નયનની કુમાશ મારા કાળજાના ગોખમાં જઈને બેઠી. મારા મનના ભાવ મોં પર આવ્યા. એ મારી સામે તાકી રહ્યો. એના મોં પર શાંત રેખાઓ અફર હતી.

મને મનમાં થયું, 'હમણાં આ પણ બીડી માગશે, કાં તો?'

તેણે એક વેણ પણ ન કાઢ્યું. શાંતિની અખંડતા મારે જ ભેદવાની રહી. મેં કહ્યું, "ભાઈ."

એ બેઠો થઈ ગયો, સહોદરની પ્રીત હોય એમ એણે એની જીભ ઉપાડી, 'શેઠ...'

"બીડી ન માગતો; મારી પાસે છેય નહીં; હું પીતો નથી."

આ શબ્દો સાંભળી તે ચમકયો. તે તરત જ બોલ્યો, "કેદી માતર બીડીની ભીખ માગતા ફરતા હશે ઈમ..?" તે આગળ ન બોલી શકયો. મારા મનમાં થયું કે આવા આદમી પર મેં વગર વિચાર્યું કયાં વાગ્બાણ છોડયું? મારું મન તપી ગયું.

હું એની સામે જોઈ રહ્યો. તાપ વધુ ને વધુ ઉગ્ર બને જતો હતો. બીજા કેદીઓ આનંદી રહ્યા હતા. સામેના ખેતરમાં બકરી એના વરતારને લઇને ઝાડ નીચે રમાડતી બેઠી હતી.

કેદીની જીભ ફરીવાર ઊપડી, "ભાઈ, તમે તો જાણતા-ે કેદમાં આવનાર સંધાય ભિખારા, ચોર, ડાકુ, બહારવટિયા, છિનાળવા ઘરફાડુ, ખૂની કે મવાલી હોય છે. ન્યાં ય દાનરતાને, તાવણમં તપવા કાજે આવવું પડે છે."

હું ઘણીવાર આ તરફ ફરવા આવતો હતો. હમણાં છેલ્લા ત્રણે દિવસથી હું રજા પર હતો, મારા બંગલાની પડખેનાં ખેતરમાંથી મે ઘણીવાર આવા કેદીઓને નિહાળ્યા છે, અને ત્યારે ત્યારે મારી કલ્પનામાં આવા જ કેદીઓ આવ્યા છે. મારા હાથમાં આવેલ કેસોમાં પણ આવા જ મુદ્દા પર, મેં મોટા ભાગના માણસોને સજાઓ કરી છે.

મારા મનમાં વિચારો ગોટાતા હતા. એણે વાત ઉપાડવા માંડી. મેં એના પર ધ્યાન વધુ કેન્દ્રિત કર્યું.

"ભાઈ, હું ય મારા મનમાં સમજું છું કે તમને કેદીઓની કયાંથી ખબર હોય? હાથમાં બેડીઉ પડી ઇ સંધાય તમારે મન ડાકું, ખૂની, ખરું ને?"

મારે શો જવાબ આપવો?

મને મનમાં થયું કે જરૂર કોઈ નિર્દોષ ન્યાયની અદાલતમાં ન્યાયના ત્રાજવે તોળાઇ ગયો લાગે છે.

મેં કહ્યુ," ભાઈ, એ તો શી ખબર પડે. બાકી જેલનાં પંખીઓને ફરી પાછુ જેલમાં જ પૂરાવાનુ વધુ ગમે છે."

"સાચી વાત છે."

એણે એની વાત અટકાવી. હું એની સામે નજર ખોડી ઊભો રહ્યો. તેનુ મો અત્યારે લોહતપ્ત બન્યું હતું તે ઉશ્કેરાઇ ગયો હતો. હુ સ્હેજ પાછળ ખસ્યો. પણ તો ય મને મનમા થયાં કરતુ કે લાવ પૂછી જોઉં કે તમે કેવા છો? મારા મનમા જે વાત રમી રહી હતી તે બહાર આવી, 'તમે કેવા છો?'

"ખૂની નહી!" તેની આખમાથી અંગાર ઝરવા લાગ્યો, "તમે સંધાય જેલમાં આવનારને ખૂની જ માની બેસો છો, પણ હું એવો નથી, મારે ય તમારી જેમ કાળજું છે, વાત વિચારવાને મન છે." પેલો પહેરેગીર સાવ નજીક આવી પહોચ્યો.

"ત્યારે હું જઈશ."

કેદી જરા ઠંડો પડયો.

"ભઈ, માઠું ન લગાડતાં હો!" મો પરના બધા ય ભાવો ફરીને આટલી ઋજુતા કયારે ત્યાં આવી બેસી ગઇ! મને આશ્ચર્ય થયુ.

"ભઈ, જાતે હુ દરબાર છુ." એનાં મોં પર શરમ આવી.

મે મારા પગ ઊપાડયા. ઉનાળાનો તાપ એટલો ને એટલો જ પ્રબળ હતો થોડેક દૂર ગયા પછી મે પાછુ વાળી જોયુ તો પેલા પાચે ય કેદીઓ કામે જોતરાઇ ગયા છે.

હું ઘરે ગયો. મનમાં એક જ વાત રમતી હતી, 'હુ ખૂની નથી.' મનમાંથી તરત જ બોલ ઊઠયો, 'ત્યારે દાનરતો હશે!'

તે આખા ય દિવસમાં મને કઇ કામ ન સૂઝયું. હુ એ જ વિચારમાં મગ્ન બની બેસી રહ્યો.

વળી પાછો બીજો દિવસ. તે દિવસે ય મારે રજા હતી. કોર્ટના ચૂકાદા આપવામાં મને જેટલો રસ પડતો હતો એનાં કરતા ય વધારે રસ આ દરબારની ગૂંચ ઉકેલવામાં પડયો હતો.

તે સવારથી મનમાં પ્રશ્ન જન્મ્યો. 'ભલે તે ખૂની નહીં', ગુનેગાર તો હશે ને !'

તે પ્રશ્ન જન્મવાનું કારણ એ હતું કે એના ગુનાનાં ન્યાયાન્યાયનું ત્રાજવું તોળવા હું બેઠો હતો.

જમ્યો, બપોર થયું. ચિત્ત સ્થિર થતું ન'તું જંપતું ન હતું. મનની નજરમાં તે દરબાર જ રમ્યા કરતો હતો.

તાપમાં હું બંગલાની પરસાળમાં આવ્યો. સામે ખેતરો ન તેની પછવાડે સાબરમતીનું સ્ટેશન. ખેતરો અને સ્ટેશન વચ્ચે વ પેલા કેદીઓ વડની છાંયડીમાં દેખાતા ન હતા. છતાં ય મન ધર થંભતું ન હતું. છત્રી લઇને ઘરબહાર પગ મૂકયો.

વડ નીચે આવ્યો. ત્યાં કોઇ જ દેખાતુ ન હતું. સામે રેલન ડબ્બાઓ ઊભા હતા. ત્યાં કાલવાળા પાંચે ય મજૂરો કામે લાગ હતા. મેં પેલા દરબારને જોયા. હું એ તરફ વળ્યો. તાપનો પ્રકો ઉગ્ર હતો. દરબાર માથે ટોપલાઓ મૂકી અવિરામપણે દિલથી ટોપલાઓની ભરઢોળ કર્યે જતા હતા. હું ઠેઠ દરબાર પાસે આવ્યો. 'દરબાર.'

દરબારે મારા સામે જોયું. તેણે ટોપલાને માથા પર ઊચકયો હતો. મોં પર પરસેવાનો પ્રવાહ ચાલ્યો જતો હતો.

પહેરગીરો ઝોકે ચડયાં હતા. હવાનો વાયરો શરીરને દઝાડી જતો હતો. બીજા કેદીઓ વાતે વળગ્યા હતા. દરબાર તેના કામને ખેંચ્યે જતો હતો.

'વડ નીચે સૌ આરામ કરો.'

દરબારે કામ પડતું મૂકયું. તે મારી સામે જોઇ રહ્યા. અમે સૌ વડ નીચે ગયા.

દરબારનાં મો પર આશ્ચર્ય હતું. શા માટે તે આમ મારી પાછળ આજ પણ આવ્યા હશે.

પેલા કેદીઓએ. આજે ય મારી પાસે બીડીએ માગી: હું લાચાર હતો. 'દરબાર!'

દરબારે મારા સામે જોયું. તે બોલ્યો; તમારા મનમાં શું ભરાઇ બેઠું છે! મને તમે ખૂની ન માનતા. હું ડાકુ નથી. મારે શું સંધાય ધંધા શું કરવા કરવા જોયે! ઘરે લીલીછમ ઘરફૂલવાડી છે. ઘરે જમીન છે, જમીનના સાચવનાર બે છોકરાં છે, એ છોકરાંની રખેવાળ ધણીઆણી છે, ઇ સંધા વચ્ચે રે'નાર, માણસનો જીવ લઈ શકે કઇ રીતે? એનું કાળજું ઇ કામ કરી કેમ શકે?'

મેં નિશ્વાસ મૂકયો. જમીન, બે છોકરાં, ધણીઆણી: મારાથી આ જરા જોરમાં બોલાઈ ગયું.

'ખોટું માનો છો? મારા ઘરે તો લીલીવાડી છે. એમાં સૌ કલ્લોલતાં'તાં, પણ...' દરબાર અટકયા. મેં એના પ્રત્યે મમતા બતાવવાનો પ્રયત્ન કર્યો.

'ના, ના, કહોને તમે...' મારી નજર સામે કોર્ટનું દૃશ્ય ખડું થયું. કોર્ટમાં જુબાની આપતી વખતે ય આ જ જુવાન ધરતી ખણતો હતો તે દૃશ્ય. એનો ફરિયાદીપક્ષ એક બખિલ બક્કાલ. જમીનની કંઇ મારામારી હતી. જમીનની વહેંચણી હતી. જમીનની હદ માટેની તકરાર હતી, જમીનના ચાસ લણવાનો ઝગડો હતો. મારા મનમાં વાતના મેળ ઉકલવા લાગ્યા.

'તો એ બધું મૂકીને તમારે...' હું આગળ શું બોલું?

"હા, આજની દુનિયામાં ન્યાય પૈસે વેચાય છે.' મારા પર જ પ્રહાર હતો કે શું? મેં આજસુધીમાં કદીય લાંચ લીધી હોય એવું મને સાંભરતું ન હતું છતાં ય આ પ્રહાર શાને કાજે?

હું કશું ય ન બોલ્યો.

'ન્યાય પૈસે વેચાય છે. મારી જ જાતનો અનુભવ. ન્યાયના તોળનારને સાચી વાતનું ભાન શું હોય છે? ગામ આખું ' (?)

મેં ગુનો કર્યો નથી, મેં મારા બાપનું, મારા હક્કનું લીધું છે. ને હક્કની મત્તા ખાવામાં ગુનો આજની દુનિયામાં ગણાતો હોય તો આજનો ન્યાય અવળો.'

હું વધુ મૂઢ બનતો ગયો. મારો કંઠ સૂકાવા માંડ્યો હતો. માંડમાંડ વેણુ મોં બહાર નીકળ્યું. 'દરબાર...'

'ભાઈ, તમારી વાત સમજું છું. પણ સાવ સાચું કહું છું. મારી માલિકીની જમીન. શેઢાશેઢ ખેતરો. કહોને એક ખેતરનાં બે ખેતરો કરવા પડ્યા. માનવીનાં બધા જ દિવસ સરખા હોય છે ખરાં? અમે ઘસાતા ચાલ્યા. અમે અમારું રૂપવવેણુવાળું લખમીચંદને ત્યાં ગીરાયું ને પછે એમાંનું અડધું અમે કાયમી અઘાટ માંડી આલ્યું. અમારા વચ્ચે શેઢાનો પાણો છે, ઇ ગામ આખું જાણે છે, પણ આ ત્રણ વરસથી પાણો ભોંમાં ઊતરી ગયો હોય, કે રાતમાં આવી કોઇ કાઢી ગયું હોય, પણ ટૂંકમાં અમારા વચ્ચેના શેઢાનું નામનિશાન જતું રહ્યું. ને પછી લખમીચંદનો દરરોજ કટકટાટ વધતો ચાલ્યો. મેં બેચારવાર પંચ બોલાવવાનું કહ્યું પાણકાની પોટલી મૂકવાનું કહ્યું. પંચ પણ ભેળું કર્યું."

વાત સડસડાટ કર્યે જતો હતો.

"પંચે આવી શેઢો નક્કી કર્યો. ઇ જ શેઢો. ત્યાં લખમીચંદે શેઢો નહીં હોવાની વાત કાઢી. પંચની વાત ઇના ગળે ન ઊતરી. ઇને પાંચ ચાસ વધુ જોઇતા હતા. પંચે ઈ વાત ન કબૂલી. વાત પડતી રહી.

મોસમ આવી. મારા ભાગમાં મેં ઘઉં નાખ્યા હતા. ગામની સીમનાં સૌથી સરસ ઘઉં–વાઢી મારી જ. લખમીચંદને આ વેળા એવું દરદ ઉપડ્યું હતું કે શેઢો દરબાર નક્કી કરી નાખો. હું ના કહેતો જ તો ક્યાં? મેં પંચ ભેળું કર્યું, પણ પંચનું માને કોણ? મારા આઠ ચાસ દબાવીને એમને શેઢાનો પાણો ખોડવો'તો.

મેં એ ય ગળો ખાધું.

કાપણીટાંણી આવી. એણે ધરાહ ઈનો કક્કો ચાલુ રાખ્યો. હું તો મારા કામમાં ડૂબાડૂબ હતો. ત્યાં એકાદિ ગામના તલાટીએ અને સુખીએ મને બોલાવ્યો. ઈમણે મને શેઢા નાખવાનું દબાણ કર્યું. પણ ઈમાં મારી નામરજી હતી જ ક્યાં?

અમે સંધાય શેઢા નાખવા ચાલ્યા લખમીચંદને દશ ચાસ વધુ જોઈતા'તા! ને આ વેળાએ મારાથી ન રે'વાયું.

'શેઠ, આંયા તમારે રામાવતાર કાઢવા છે?'

'દરબાર, આ તો જમીન ભોગવટાની વાત છે. તમારી જેમ ઉડાડી દીધે અમારાં ઘર ન પહોંચે. ને ધરમાદે જમીન નાખવી હોય તો પારેવામાં એક ખેતરું જ આપી દેશું. બાકી ખૂંટિયા આગળ ખેતર શું કામ ભેળવીએ?"

'હરામનું, દયાદાન?' મારો ક્રોધ હાથમાં રહે એમ મને લાગતું ન હતું. 'મારે શેઢાના પાણકા નથી મૂકના, શેઠ' બોલી મારી ઘોડી મેં રાંગમાં લીધી.

મુખી, તલાટી અને લખા શેઠ વાંહેથી ઘરે આવ્યા હશે.

ત્યાર પછી મેં શેઢાની વાત કાઢવી જ મૂકી દીધી. પણ જ્યાં ઘઉં વાઢવાનું શરૂ થયું ત્યાં તો મારા શેઢા માથે આઠ ભોકાનીમધ ભાયડાઓ ચાસે આવી ઊભા.

હું વાણિયાની વાણિયાગતને જાણી ગયો હતો. આજે માથા વધેરાશે ઈ વાત મારા મનમાં ઊગી નીકળી. પણ ટાઢા લોહીએ હું તેલ જોતો હતો, તેલની ધાર જોતો હતો. તેઓ ય પણ કામ પાડવાનો પેંતરો રચતા હતા.

'મેં મારા ઊધડિયાઓને એ તરફથી જ કાપણી કરવાનું કહ્યું. મારા માથે, ઈ વેળા ભગવાન હતો. હું અન્યાયના મારગે જરા ય જતા નો'તો ઇચ્છતો. પણ રાજ! ઇ લોકને તો..."

તે બોલતાં બોલતાં થાકી ગયો હતો. વાણી તૂટક તૂટક તૂટવા લાગી હતી.

'હં...' ન્યાયના આસનના શોભાવનારની જીભ વધારે ન વળી. એણે વળી પાછી વાત ઉપાડી, 'ભાઇ, એ લોકું ય જીવ મૂકવા નો'તા આવ્યા, પણ ખોટું દંગલ જગાડી મારા માથે...હા, આજ ઓઢાડવું'તું ઘમરો હોહાકાર કરી મેલ્યો. એ જણ ઘોડના ઉતારામાં ગયા. અમે અમારા વાસ વાસ્યે રાખ્યા

ધાડિયું આવ્યું. પુખી આવ્યા. લખો શેઠ પણ હારે. કાગળ કરનારા ગામના પાંચ સાત ચૌદશિયા લોકનું પંચ આવ્યું.

એમણે કાગળિયા કર્યાં, સરકારી ખાતાના અમલદારોની, મોટરોની હડીઆપટી વધી. મારા મન મારી મોસમ અને ફસલ જ હતી.

કહેવાય છે કે ફોજદારને શેઠે સો ખવડાવ્યા છે, અને કાગળિયા લખા શેઠે કરી આપ્યા છે.

લખા શેઠે ત્યારકેડે તો વકીલ રાખ્યા.

મેં આકાશના ટેકણહારને મારો વકીલ રાખ્યો. મારો કેસ નીકળ્યો, અને આઠ દિવસ મોરજ મારા કેસનો ફેંસલો આવ્યો.

એણે મને પૂછ્યું, 'ફેંસલામાં શું આવ્યું એ જાણવું છે? ન્યાયનું ત્રાજવું ન્યાય તોળતાં ફર્યું'

મારા પર જાણે આસમાન તૂટયું. હું હવે ઘડીભર અહીં શેનો રહેવા જ ઇચ્છતો ન હતો.

કેમકે દરબારનો ન્યાય મેં તોળ્યો હતો.

—પુષ્કર ચંદરવાકર



અમારા આજના એક અધ્યાપકની વાત છે નાનપણમાં એમના પિતાશ્રીની ધાક ખૂબજ. એકવાર પિતાશ્રીએ એમને ડઝન પ્યાલા રકાબી ખરીદવા મોકલ્યા. સાચવી સાચવીને ઘેર લાવતાંય એક પ્યાલો ફૂટયો. ધાકના માર્યા સાહેબ બાકીના અગિયારે નંગને ફોડી તુરત બીજા બાર લઈ આવ્યા.

ઘણે સમયે પાછી પગદંડી પર પગ મૂકી શકાય છે. અત્યાર લગી એ રસ્તાને વીસારે પાડવાનાં કારણો પણ હતાં. એક તો કાગળની ભયંકર હાડમારી અને નિયંત્રણ. આથી ઘણા ચાલુ વિષયોને પણ બાજુએ મૂકવા પડેલા. અને બીજું તો ખુદ પડછાયામાં જ કેટલીક એવી વસ્તુઓ હતી કે એમને વિષે લખવાનું ખાસ મન પણ ન થાય.

આજે આ વસ્તુઓ દૂર થઈ છે એમ માનવાનું કારણ નથી. આ પગદંડીની પરિક્રમ્મા શરૂ કરવાનું કારણ તો એટલું જ છે કે આજે યુદ્ધ પૂરૂં થયું છે. આજે અવસર છે કે આપણે યુધ્ધે પડછાયાને શું શું કર્યું તેનો થોડો ક્યાસ કાઢી શકીએ.

પહેલી વાત બોલપટની લઈએ. મુકાબલે બોલપટે ક્યારે ય ન હતો અનુભવ્યો એવો ઉછાળો જોયો. આવક બેસુમાર વધી. લોકપ્રિયતા એટલે કે લોકના જીવનવ્યવહારમાંની એની વ્યાપકતા પણ અનહદ વધી. લોકને વૈધુમાં વધુ આકર્ષણ કરનારી વસ્તુઓમાં બોલપટનું સ્થાન કદાચ ધન અને સ્ત્રી પછી તુરત જ આવે. આને સિદ્ધિ કહેવી કે નહીં તે ચર્ચવાનું આ સ્થાન નથી. પણ આટલું જમા પાસુ આ ઉદ્યોગ બનાવી શકે છે.

ઉધાર પાસે પણ નોંધવા યોગ્ય વિગતો એક નહીં અનેક છે. ખર્ચો પારાવાર વધ્યો છે. એ માત્ર મળતરના હિસાબે નફાને ઓછો કરે છે એટલે જ અંશે ટીકા યોગ્ય છે એમ નથી. આંધળું ખર્ચ અને ખુવારી પારાવાર કશીય ગણનાથી પાર વધ્યાં છે. પ્રસિદ્ધિ અર્થે અને એ દ્વારા લોકને ભભકથી આંજી દેવા અપાતા આંકડાઓના છાપાળવા ફુગાવાને હળવો કરીએ તો ય યુદ્ધ સમય દરમિયાન પણ કાર્યક્ષમતાનો, કરકસરનો, કે ચોખ્ખા વ્યવહારનો ગુણ જરાય

ધ્યાનમાં લેવાયો હોય એમ લાગતું નથી. વધુ મળતું હતું એનો ઉપયોગ વધુ ખરચવામાં થયો છે.

પણ ફિલ્મ ઉદ્યોગનું સાચું ઉધારપાસું તો 'ધંધા'ના નામે ઓળખાતી વસ્તુ આસપાસ લપેટાએલું છે. આવક ન હતી ત્યારે આવક નથી થતી એ કારણે ચિત્રમાં 'બોક્સ ઓફિસ' ભરવામાં આવતી. આવક વધી ત્યારે આને કારણે જ આવક છે એજ કારણે એને હતી એ સ્થિતિથી પણ નીચે લઈ જવામાં આવ્યું છે.

કાચી ફિલ્મના અભાવનો ધંધો તો જોઈએ એટલો ખેલાયો. દિલ્હી સિમલાની મુસાફરીઓ અને એ પહેલાં તથા એ પછી ઘણું થયું. પણ એનું સામાજિક કે સાંસ્કારિક વળતર ઉદ્યોગને જરા ય ન મળ્યું જૂના નવા ચહેરાની આસપાસ, ખર્ચાના આંકડાની ભવ્યતા આસપાસ ચિત્ર તો ખોવાઈ જ ગયું.

કંટ્રોલ અને પરવાના પદ્ધતિ હતી ત્યારે ય ધંધાદારીઓ એને વખોડતા એ વખતે એમને કદાચ પાછળે બારણેથી નવા હરિફો દાખલ થવાની બીક હતી. હવે સરકારે એ પદ્ધતિ રદ બાતલ થશે એમ કહી દીધું ત્યારે એમને એમનામાંના કેટલાક રદ થશે ધંધામાંથી નીકળી જશે એવો ભય લાગવા માંડયો છે. હરિફાઈ વધુ થશે એમ કદાચ માની શકાય પણ એ કાંઈ ભારે દુઃખની વાત ન જ કહી શકાય. દુઃખ હશે તો ય એ વાતનું છે કે આજે પરવાના પધ્ધતિમાં સમા બનવાનો એમનો ઇજારો ચાલ્યો જાય. આમાં કદાચ કોઈક વ્યક્તિને હરકત આવે પણ ઉદ્યોગને તો એથી લાભ જ થવાનો.

યુધ્ધ દરમિયાન ચિત્ર ઉદ્યોગે હરણફાળો ભરી અને છતાય એની અવ્યવસ્થા, એની નદીની રેતમાં મહેલ ચણવાની આદત, એનો મિજાજ સહુ એના એ રહ્યો છે. દરિયાકાંઠે ઉગતા તાડને માટે એમ કહેવાય છે કે ભલભલા ઝંઝાપાતમાંય તે અડગ ઉભા રહે છે. ફિલ્મ ઉદ્યોગને માટે પણ આવું જ કહી શકાય?

+

યુધ્ધના કારણે તો નહીં કહી શકાય પણ હિંદ ભરમાં અંતે એમાંય મુંબાઇ પ્રાન્તમાં નાટકની પ્રવૃતિએ થોડેક વેગ પકડયો છે. આનાં કારણો શોધવા કરતાં એની શક્યતાઓ વિચારવી વધુ લાભદાયી થશે ધંધાદારી અને બિનધંધાદારી રંગભૂમિ બન્ને આજ વિકાસની કેડી પર છે. સાથે સાથે બોલપટની પણ એના ઉપર ભારે અસર છે એ પણ કબુલ કરવું જ જોઇએ. પ્રવૃતિએ હજુ કશો સ્પષ્ટ આકાર નથી ધારણ કર્યો એટલે એ વિષે વધુ કહેવું નકામું થઇ પડશે.

અનિલ ભટ્ટ



અમરીકી નાટયકાર મોસહાર્ટની વાત છે. એનું નવું નાટક પહેલી જ વાર ભજવાયું ત્યારે નાટકને અંતે પ્રેક્ષક ગણમાંથી 'નાટયકાર તખ્તા પર આવો' નાટયકાર તખ્તા પર આવો' એવી બહુ બૂમો પડી. નટ નટીઓ, પ્રેક્ષકો સહુ પાંચ મિનીટ લગી બેસી રહ્યા છેવટે નાટયકાર ન આવવાથી કંટાળીને ચાલતા થયા.

બધા જતા રહ્યા બાદ મેનેજરનો અને મોસ હાર્ટનો ભેટો થઈ ગયો. કયાં હતા તમે? તમારે માટે બધા પ્રેક્ષકો રાહ જોઇ રહ્યા હતા!"

"પણ મને કોઇ આવવા દે ત્યારે આવું ને?"

"કેમ એવી તે કઇ જગાએ હતા?"

"પીટ ક્લાસમાં. 'નાટયકાર તખ્તા પર આવો'ની બૂમો મારતો હતો.

"એક છેડે આપણે વજિરને (Commissar) જોઈએ છીએ. વજિરને બાહ્ય પરિવર્તનમાં શ્રદ્ધા છે. એને વિશ્વાસ છે કે માનવજાતના, બંધકોશ કે માનસિક ગ્રંથિઓ સમેતના સર્વ આતંકોને ક્રાન્તિ દ્વારા સુધારી શકાય છે. એને યકિન છે કે સાધ્ય, હિંસા, દગાખોરી, છળકપટ અને ઝેર જેવા સર્વ સાધનોને ન્યાયી ઠેરવે છે."

"બીજે છેડે આસન જમાવે છે યોગી: દેખાવે નિર્દંશ, ઉષ્મારહિત. એ માને છે કે સાધ્ય વિષે કશું ય કહી ન શકાય અને સાધન એ જ અગત્ય ધરાવતી ચીજ છે. ગમે તે સંજોગોમાં પણ તે હિંસાનો વિરોધ કરે છે, એ માને છે કે બાહ્યાચરણથી, કશું ય સાદી ન શકાય, અગત્યની વસ્તુ તો હરેક વ્યક્તિનો આંતરિક યત્ન જ છે."

એક છે અતિ દુષ્ટ અને બીજો છે, અતિ સારો. આ મુશ્કેલી પર આર્થર કોસ્લરે એના વિચારપ્રેરક નવા પુસ્તક 'ધ યોગી એન્ડ ધ કોમિસાર'ની માંડણી કરી છે. જીભે આવે એવા જવાબની એને જાણ છે. 'સાધુ અને ક્રાન્તિકર વચ્ચેનો સમન્વય સાધો.' પણ કોસ્લરનો દાવો છે કે હજુ લગી આ થવા પામ્યું નથી. "જે સિદ્ધ થયું છે તે તો છે ભેળસેળના ચિત્રવિચિત્ર પ્રકારો–ભેળસેળ, સમન્વય નહીં."

---

Arthur Koestler : The yogi and the Commissar. 'કોમિસાર'નો અર્થ સામાન્ય રીતે પ્રધાન થાય છે. સોવિયેતમાં સર્વ પ્રધાનોને 'કોમિસાર' કહેવામાં આવે છે.

નોંધ : અહીં યોગીથી અભિપ્રેત છે સત્ય અને અહિંસાનો માર્ગ. 'કોમિસાર'નો માત્ર લૌકિક અર્થ ન લેતા એને ક્રાન્તિકારી કહેવાતી પદ્ધતિના પુરસ્કર્તા તરીકે લેવાનો છે.

'ડેમિસાર' અને એના સાધનોની આવી તલસ્પર્શી, પ્રતીતિકર મીમાંસા કરી અને એને ખૂલ્લા પાડવાનું કામ, આર્થર કોસ્લર જેવી રીતે કોઈ બીજા વર્તમાન લેખકે કર્યાનું જાણમાં નથી. યોગીના ચિંતન અને વજિરના વર્તનની નીતિમત્તાની ચર્ચા વચ્ચે, કોસ્લરે આજના સોવિયેત સમાજનું આંખ ખોલનારું ચિત્ર રજૂ કર્યું છે. સરકારી દસ્તાવેજોનો જ ઉપયોગ કરીને એણે પૂરવાર કર્યું છે કે સમાજવાદના એક એક સિધ્ધાન્તનો એક પછી એક ત્યાગ કરવામાં આવ્યો છે. અસમાનતા, સામાજિક, અર્થકીય અને સાંસ્કારિક સર્વક્ષેત્રે આજે ફરી પાછી દેખાય છે અને આ પુનર્દર્શન કિન્નાખોરી ભર્યું છે. જે સાહસિક પ્રયોગો, કેળવણી અને સામાજિક સંબંધ અને ખાસ કરીને સ્ત્રીના સ્થાન વિષે એણે કર્યા હતા તેનો એકદમ ત્યાગ કરવામાં આવ્યો છે અને ઘણીવાર તો એથી તદ્દન વિરોધની સ્થિતિનો સ્વીકાર કરવામાં આવ્યો છે. 'લોકના ઝેર' તરીકે ઓળખાવાયેલા ધર્મની આજે પુનરસ્થાપના કરવામાં આવી છે. સર્વ રાજકીય મતભેદ અક્ષમ્ય ગણાય છે. 'પ્રવદા' કે 'ઇસ્વેસ્તિયા'ના જ અગ્રલેખોને રશિયાના સર્વ વર્તમાનપત્રો છાપે છે, કામદારોની હડતાલ ગેરકાયદે ગણાય છે. મૂડીવાદી ઉત્તેજના (Incentives)નું સ્થાન સ્તાખાનોવિઝમ જેવી સામ્યવાદી ઉત્તેજના લઇ રહી છે. ટૂંકમાં "સોવિયેત આજે સર્વ સત્તાધારી, આપખુદ, રાજ–મૂડીવાદી તંત્ર છે. આર્થિક ક્ષેત્રમાં એ પ્રગતિશીલ પણ બાકીના સર્વક્ષેત્રોમાં એ પ્રત્યાઘાતી છે. રાજકીય દૃષ્ટિએ, સાંસ્કારિક નજરે, શાસનકર્તા અને શાસિત વચ્ચેના સંબંધોની નજરે, અન્ય મૂડીવાદી લોકશાહીને મુકાબલે એ પ્રત્યાઘાતી છે."

આ ગંભીર તહોમતનામું છે પણ એટલું એ કડવું સત્ય છે. ઘણાય બુદ્ધિજીવીઓની આ સત્યના સ્વીકાર વિષેની અનાકાની સમજી શકાય એવી છે. ચારેકારથી નિરાશાની આંધીએ રૂંધાએલી દુનિયાને સોવિયેત રશિયા એ એક માત્ર આશાનું કિરણ લાગતું હતું. ડૂબતો

તારણાને ય ન જવાદે. તરણું એને તારી નહીં શકે અને એ તરણું છે એવી પ્રતીતિ થયા બાદ પણ એને એ છોડી નથી શકતો નવા ધર્મમાં શંકા લાવવાનો વિચાર પણ નકારનારા કંઠીબંધા સામ્યવાદીઓ—જેમને માટે માત્ર એક ઇશ્વર છે અને સ્તાલિન એનો પયગમ્બર છે અને એ રીતે જે ભ્રમનાશના કોઈપણ ભયથી પર છે, તેમના સિવાયના બીજા ઉદ્દામવાદીઓની દશાની અદેખાઇ તો ન જ આવી શકે એ તો બે દુનિયા વચ્ચે છે—એક મરી ચૂકી છે, બીજીમાં જન્મ ધારવાની શક્તિ નથી. આથી એ માનસિક તંદ્રા, ઝૂંટવાએલા સ્વપ્નના ઘેનમાં રહેવાનું પસંદ કરે છે. નવતર શ્રદ્ધાની પ્રસૂતિની પીડા વેઠયા કરતાં આમ રહેવું એમને વધુ ગમે છે. આ 'સહપાન્થો'ની સંખ્યામાં, નવદર્શનના પ્રથમ આવાતે સુધસાન ગૂમાવતા અને મોડે પરિપક્વ થનારાઓ ઉમેરાય છે. હમણાં જ એમણે 'સામ્યવાદી હક્કનામું' અને મોરિસ હિન્ડસની 'હ્યુમેનિટી અપરૂટેડ' વાંચ્યાં છે. હજ ય એનો રોમાંચ ઓસર્યો નથી. કોઈ એમની સાથે ચર્ચા કરે તે પહેલાં એ જરૂરી છે કે એમની ૧૯૨૪ થી ૧૯૪૪ લગીની બૌધિક યાત્રા પૂરી થવી જોઇએ. ત્યાં લગી તો આ ભાવુકો સહપાન્થોની સાથે જ રહેવાના. આ ઉપરાન્ત સુનિષ્ઠ વ્યક્તિઓનો એક ત્રીજો પ્રકાર છે. મૂડીવાદ અને સામ્રાજ્યવાદના કરપીણ કરતૂતોના એ સાક્ષી છે. ઉપરછલ્લી રીતે એમને લાગે છે કે આ સહુનો એક માત્ર ઈલાજ એ સમાજવાદ છે. આમને સારુ સોવિયેત ક્ષિતિજ પરની નવી આભા છે. જર્મનીને માટે હિટલર પણ એક દિવસ ક્ષિતિજ પરની આભા હતોને! કૌશલભર્યા સોવિયેત પ્રચારના આ સહેલા શિકાર છે. આ સહુને સારુ આ પુસ્તકનું વાંચન દુઃખભર્યું પણ આવશ્યક છે.

ત્યારે 'યોગી' એ એક માત્ર માર્ગ છે? કોસ્લરની કલ્પનાનો પદ્માસનવાળીને બેસતો, કશા ય રંગ વિનાનો, ફિક્કો, ઉષ્મારહિત, ઈડા પિંગળાના જાપ જપતો યોગી તો નહીં જ. ઝીરાલ્ડ હર્ડ

અને હકરની સામેની કોસ્લરની ટીકાઓ સમજી શકાય એમ છે. પણ હિંદમાંનો યોગી તો એ બધા કરતાં બધી રીતે જુદો છે. કોસ્લરે યોગીના મૂલગત મૂલ્યાંકનમાં થાપ ખાધી છે હિંદના કોઇપણ વાચકને કોસ્લરના "વ્યાજખાઉ શાહુકારે હિંદના ખેડૂત પર લાદેલા દેવાનું નિવારણ કશા કાયદાથી નહીં પણ આધ્યાત્મિક સાધનોથી થવું જોઈએ" એવા વિધાનમાં રહેલી ભૂલ દર્શાવતાં જરાય સમય નહીં લાગે; કારણ કે હિંદમાં યોગીએ કૉન્ગ્રેસ પ્રધાનમંડળોના સમયમાં ઋણુ રાહત માટે ઘણુ અગત્યનું પગલુ કાયદાને રસ્તે લીધું હતું બીજે ઠેકાણે કોસ્લર "સાધ્યને સાધનનું અનુવર્તી બનાવવું એ એની વિરોધી વલણ જેટલુ જ ઘાતક છે" એવુ સાચું વિધાન કર્યા બાદ એમ કહે છે કે ગાંધીએ અહિંસાથી શરુઆત કરી અને એ ઢોળાવે એમને જાપાની આક્રમણનો સામનો ન કરવાની અત્યારની સ્થિતિએ પહોંચાડયા" એવા નવધિ પાછળનું મૂલ્યાંકન પણ સાવ ખોટુ છે. બ્રિટિશ શાહીવાદી અને રશિયાના પાંચમી કતારિયા સિવાયનો 'હવે જાગ્યો'ના ઠગવનો કોઈ પણ જાણકાર, યોગીની વલણનું કોસ્લરનું મૂલ્યાંકન કેટલુ ખોટું છે તે કહી બતાવશે. કોસ્લર પણ સામ્યવાદી પ્રચારપ્રપંચમા એકવાર ફસાયો !

એ ગમે તે હોય ,પણ કોસ્લરના સહપાન્ય થવામાં કોઈ પણ આનાકાની નહીં કરે. હિંદના યોગીનું એનું મૂલ્યાંકન ક્ષતિભરેલું હોય, પણ જે સમન્વયની એ કલ્પના કરે છે તેનાં બીજ ગાંધીવાદી વિચારસરણીમાં મોજુદ છે. વજિરનાં નીતિ-મૂલ્યોના સ્વીકાર સિવાયની એ ક્રાંતિ છે. કોસ્લરની રાજકીય દૃષ્ટિ વિશદ છે. એના જ શબ્દોમાં કહીએ તો : "પચાસ વર્ષ પહેલાં જે માનવ-હક્કો અને નૈતિક પ્રણાલિકાઓનો સાર્વત્રિક સ્વીકાર થતો હતો તેનો દુનિયાના ઘણા ભાગમાં આજે નાશ થઇ રહ્યો છે. હેબિયસ કૉર્પસ, વાણી-સ્વાતંત્ર્ય, સામાજિક કાનુનો, વૈયક્તિક જીવન માટેનો આદર,

આચરણની કેટલીક વ્યવસ્થા અને સ્વચ્છતાનો અણુલખ્યો કાયદો: સ્વપ્નની સિદ્ધિ જ્યારે હાથવેંતમાં લાગતી હતી ત્યારે વાસી, ઊતરેલી અને હાસ્યાસ્પદ લાગતી વસ્તુઓ, આજની ઘડીએ જ્યારે સહુ કોઇ જાન પર આવીને લડી રહ્યું છે ત્યારે કેવી મહત્ત્વની લાગે છે!"

યોગી-નીતિનાં ધોરણમાં ય ભયસ્થાન રહ્યાં છે, એનો કોઇ નિષેધ નહી કરે. ગાંધીજીની, રાષ્ટ્રીય મહાસભાની બધી જ પ્રતિષ્ઠા છતાં, નૈતિક મૂલ્યો આજ અભરાઇએ મૂકાયાં છે. રાજકીય હિન્દે એમનો સત્તાના રાજકારણ માટે ઉપયોગ કર્યો છે અને કરશે સહુ એમને પૂજશે પણ એમના સત્ય અને અહિંસાનો ઉપયોગ તો નવી કૌટિલ્યનીતિના આવરણ તરીકે જ થશે.

M L. D.



નવી ચૂંટણીની જાહેરાતથી સહુ કરતા છાપનારા અને છાપાવાળાને વધુ સંતોષ થયો છે કાગળનિયંત્રણ અમલમાં હોય તો ચૂંટણી થઇ ન શકે એટલે ચૂંટણી આવી એનો અર્થ એ કે કાગળનિયંત્રણ જશે!

∴ આંતરરાષ્ટ્રીય નોંધ

# શાંતિ આવી નથી તે પહેલાં....




ચીની સામ્યવાદીઓનો હૂમ-

યુદ્ધ અને શાંતિ બન્ને અત્યારે તો મરણોન્મુખ માનવીને ઝોકો આવ્યો હોય એવી સ્થિતિમાં છે. અણુબોમ્બ જાપાનની ભૂમિપર ફેંકાયો અને રશિયાએ સાથીઓની માગણીને માન આપીને જાપાન સામે યુદ્ધ જાહેર કર્યું. જાપાને શરણાગતિનો સ્વીકાર કર્યો અને યુદ્ધ પૂરું થવાની જાહેરાત થઈ.

કહે છે કે યુધ્ધ બાદ શાંતિ આવે છે. આ કહેતીનું સત્ય પણ સાપેક્ષ છે કારણ કે એમાં તમે શાંતિનો શું અર્થ શું કરો છો તેના ઉપર જ આધાર રહે છે. એ દૃષ્ટિએ જોઈએ તો દુનિયા આજ એક એવી જગા છે જ્યાં શાંતિ તો નથી જ પણ યુધ્ધ પણ નથી. છતાં યુધ્ધની તૈયારી જ હોય એવી દશા લાગે છે.

જાપાનને બિનશરતી શરણાગતિને નામે અપાયેલી શરતો જુઓ. એમાં ખાસ તરી આવતી તો એક જ વસ્તુ છે. સાથી રાજ્યો

મિકાડોને એની સત્તાઓ સાથે, એની પ્રતિષ્ઠા અને પ્રભાવ સાથે જીવતો રાખે છે જાપાનના લશ્કરવાદ અને સામ્રાજ્યવાદી મહત્ત્વાકાંક્ષાઓનું મૂળ મિકાડોની સંસ્થામાં રહ્યું છે. જાપાનીઓના માનસને એક રીતે સાવ આળું કરી મૂકનાર એ વસ્તુનો યુધ્ધ સમાપ્તિ માટે ઉપયોગ થઇ શકશે એમ માનીને સાથી ગણ્યોએ એને અક્ષુણ્ણ રાખી છે. પણ સદાય કાળ એ સંસ્થા સાથી ગણ્યોનું કહ્યું કરનારી રહેશે? આજે પણ જે રીતે મિકાડો અને યુધ્ધના અંત વિષે જાપાની પ્રચાર થઈ રહ્યો છે તેમાં રહેલો રણકાર નોંધ પાત્ર છે. એમા પરાજયનો અણસારો પણ નથી ઉપરથી પોતાની લોકોત્તરતા દાખવવાનો એમાં યત્ન થાય છે. યુધ્ધત્રાસે ચાકેલી દુનિયાને શાંતિ આપવાના ઉદાત્ત હેતુસર આ કામ થવાનું પ્રચારવામાં આવે છે. આ શાંતિના લક્ષણ ન જ કહી શકાય. બીજી એક નોંધપાત્ર વસ્તુએ છે કે જાપાને તળ જાપાનની ભૂમિપર આક્રમણ થાય તે પહેલાં જ શરણાગતિ સ્વીકારી છે. હવાઈ હૂમલાથી થએલા નુકસાનનો અંદાજ ગમે તેટલો મોટો હોય તો પણ જાપાને જર્મની જેટલુ નૂકશાન નથી વેઠ્યું. અને ખુદ જર્મનીમા જ હવાઈ હૂમલાઓ વડે જર્મન ઉદ્યોગને પહોંચાડવામાં આવેલા નૂકશાન બાદ પણ આજે એ જાણવા મળે છે કે જર્મન ઉદ્યોગ શકિતનો લગભગ પોણો ભાગ અખંડિત રહ્યો છે. કાચામાલની અનામતના આંકડા આજે ય સાથી રાજ્યોની શકિતના ઉચ્ચાંકને પહોંચી વળી શકે એટલા છે. આ સ્થિતિમા જાપાનના પરના હવાઇ હમલાથી જાપાની ઉદ્યોગ શકિતને કેટલું નૂકશાન પહોંચાડાઈ શકયુ હશે તેનો કયાસ નીકળી શકે. અને જો જાપાનની ઔદ્યોગિક શકિત એમને એમ જ રહી હોય અને એમાં જાપાનને જીવવા દેવાની સાથી રાજ્યોની નીતિ મળે તો એનું પરિણામ શાંતિમાં તો ન જ આવે એટનું સમજવાને માટે ઝાઝી બુધ્ધિની જરૂર નથી.

દુનિયાના સર્વ પ્રશ્નોમાં હવે એશિયાનો પ્રશ્ન વધુ અને વધુ અગત્ય ધરાવતો થયો છે અને એશિયાના પ્રશ્નની કુંચી ચીન અને હિંદના સ્વાતંત્ર્યમાં રહી છે એ વસ્તુને આજે વધુ વિવેચનની જરૂર નથી. હિંદના પ્રશ્નનો વિચાર અન્યત્ર કરવાનો છે એટલે અહીં ચીનના પ્રશ્નને જ જોઇએ.

દુનિયાને બહુ ઓછો ખ્યાલ છે કે છેલ્લાં પાંત્રીસ વર્ષથી ચીન લડતું આવ્યું છે. કેવી ઘડીએ ૧૯૧૧માં એણે ક્રાન્તિની શરુઆત



શહેનશાહે યુદ્ધથી ત્રાસેલી દુનિયાને શાન્તિ મળે
એવો આદર્શ સ્વીકાર્યો છે ' —ટોકિયો રેડિયો

કરી છે કે એક પછી એક આંતરિક અને બાહ્ય અવરૂધનોએ એનો માર્ગ રોકયો છે. ચીને સોવિયેત સાથે સંધી કરી છે. એની શરતો પર તો ગુપ્તતાનો અંધારપટ ઓઢાડવામાં આવ્યો છે. છતાં શરતોને બાદ કરીને ય એ કરાર પાછળનું માનસ તો સમજી શકાય એમ છે

સોવિયેતની પ્રદેશભૂખ વિષે આજે માત્ર કેટલાક પાકા ધડાકો અને ' સહપાન્થો ' સિવાય બીજા કોઇને ય શંકા નથી રહી

અને સોવિયેતી આક્રમણની રીત ટ્રોયના ઘોડા જેવી છે એય આજ સાબિત થએલી વાત છે. આવા સોવિયેત સાથે, એની પાંચમી કતાર પોતાના દેશમાં જ કામ કરે છે અને પ્રચાર દ્વારા પોતાને કાળામાં કાળા રંગે રંગે છે છતા ચાંગનું ચીન મૈત્રી કરાર કરે છે. એની પાછળ બે જ વિચારણા હોઇ શકે એક તો આંતરિક શાંતિ મેળવવાની અને બીજી વખત મેળવવાની. પાત્રીસ વર્ષથી ખોરંભે પડતું જતુ અને વધુ વિકટ બનતું જતું પુનરંચનાનું કામ ચાંગને પાર પાડવુ હોય તો સહુ જગાએ એને શાંતિ જોઇએ. આ માટે ભોગ આપવો પડે તોય એમા સરવાળે તો ફાયદો જ છે. અને ચીની સામ્યવાદીઓને સમજાવવાનું કામ સ્તાલિન સિવાય બીજું કોણ કરી શકે એમ છે?

આ ગણતરી સાથે બીજી ભળી શકે એવી ગણતરી એ પણ હોય કે દુનિયાની સર્વ શાહીવાદી પધ્ધતિઓનો જાત અનુભવ મેળવી બેઠેલું ચીન એક વાત સમજી ચૂકયું છે આજના યુધ્ધથી સાચી શાંત નથી જ આવવાની. એટલે થોડા જ વર્ષોમા નવો ભડકો અનિવાર્ય છે અને આ ભડકાની દિશા પણ અત્યાર આગળ જ ઐતિહાસિક બળોએ દાખવી દીધી છે. એશિયાની ભૂમિ પર આવનારા આ નવા સંગ્રામમા ટકી રહેવાની તાકાદ આજથી જ મેળવવી જોઇએ. એ ન મળે તો આ સંગ્રામમાં તો ટકી શકાયું પણ ત્યારે ટકી ન શકાય. એટલે ભાવિ પર નજર રાખીને જો વર્તમાનમાં અનામત થાપણ રૂપે કશુ નુકશાન વેઠવું પડે તોય કશું ખોટું નહીં કહેવાય.

આ ગણત્રીમાં ભૂલ ચાપ હોય તો માત્ર એક જ છે. ચીની સામ્યવાદીઓ આ વસ્તુને માન્ય ગખશે ખરા? મ્યુનિક નીતિનાં અનિવાર્ય પરિણામો તો દુનિયાએ જોયાં છે. આ પૂર્વની મ્યુનિક નીતિનાં પરિણામ જુદાં આવશે એમ કેમ કહી શકાય? અને ચીનને

'ભીમા યત્નાનો સમય મળશે એમ કઇ રીતે ગણત્રી થઈ શકે ? અત્યારે તો ચાંગના આમંત્રણનો સ્વીકાર કરીને માઓત્સેતુંગ ચુંકિંગ જાય છે. એનું શું પરિણામ આવે છે તે કહેવું કવેળાનું છે.

યુરોપનો વિચાર કરીએ તો ત્યાંય સ્થિતિ કરુણ છે. માત્ર પ્રજાની હાડમારીનો વિચાર કરીએ તો ભૂખમરો ત્યાં લાવ લશ્કર સાથે તૂટી પડશે એવી દશા છે રાજકીય રીતે તો ચરુ ઉકળી ગયો છે. સ્તાલિનની પાંચમી કતાર યુરલથી માંડીને પીરાનીસ લગી કહેવાતી શાંત ક્રાન્તિ માટે તૈયાર થઈ ગઇ છે. બલ્ગેરિયા, રુમાનિયા, ગ્રીસ, તુર્કસ્તાન સહુ દેશો સામે એક યા બીજી રીતના આક્રમણની તૈયારીઓ ચાલુ છે. ક્યાંક એ આક્રમણ શરુ પણ થઇ ચૂકયા છે. અને એ આક્રમણ સામે અવાજ ઊઠાવી શકે એવી કશી શકિત કશું બળ આજ યુરોપના કોઇ દેશમાં દેખાતું નથી.

બ્રિટનમાં કામદાર પક્ષ સત્તા પર આવ્યો તેથી યુરોપમા એક એવી આશા બધાએલી કે બીજું કાંઇ નહીં તો યુરોપીય દેશોની આંતરિક પરિસ્થિતિમાં પ્રજાકીય બળોને કશી સહાય્ય મળશે. બેવિનના




અણુ બોમ્બ વાહનધારી શાંતિ અને યુદ્ધદેવ

ભાવણે આ આશાને ધરમૂળથી નાશ કરી છે. બ્રિટનની કામદાર સરકારની પરદેશનીતિની બે બાજુઓમાં એક પોતાનું છે તેને કોઈ પણ ભોગે જાળવી રાખવાની નીતિ અને બીજામાં સોવિયેત સાથે મૈત્રી જાળવવાની. બન્નેમાં રૂઢીચૂસ્તોની નીતિનું આંધળું અનુકરણ છે એટલું જ નહીં પણ વધુ ઉત્સાહથી કરવાની વલણ છે. બાલ્કનમાં આજે જે સ્થિતિ પ્રવર્તે છે તેના સામે નિર્બળ વિરોધ કરીને બેવિન ચૂપ રહે છે. સ્પેઈનમાં ફ્રાન્કોની સત્તા વિષે થોડાક શબ્દો કહી એ પોતાનું કામ પૂરું થયું હોય એમ માને છે. આજ દસ દસ વર્ષથી લોકશાહીને અખંડિત રાખવા માટે પ્રાણાર્પણ કરી ચૂકેલી સામના પ્રવૃત્તિએ બ્રિટિશ કામદાર પક્ષ પાસેથી જે સહકારની અપેક્ષા રાખી હતી તે આજે ધૂળમાં મળી છે. કામદાર પક્ષની પરદેશનીતિ સોવિયેતની અસરનો વધુ વિકાસ કરવામાં જ પરિણમશે, અને એનો નતીજો તો પ્રજાના સ્વાતંત્ર્યનો લોપ એટલો જ આવી શકે.

કામદારપક્ષનો શાહીવાદી હુંકાર પણ સાંભળી લેવા જેવો છે. હોંગકોંગની બાબતમાં બેવિન અને એટલીએ જાહેર કરેલો મત ચર્ચિલના આવેગ અને તુમાખી ભર્યા શબ્દોની યાદ દેવરાવે એવા છે. જો એ જ નીતિ એ આવતી શાંતિનો પાયો હોય તો એનો અર્થ એટલો જ થયો કે બ્રિટન એશિયામાં આથમી ગએલી સામ્રાજ્યશાહીઓનું હામી રહેશે. સામ્રાજ્યશાહીઓને આજે પરસ્પર આલંબનની જરૂર છે તે બ્રિટન પૂરી પાડશે! લોકશાહીમાં માનનારાએ જે વિશ્વાસ રાખ્યો હોય એ કેટલો અસ્થાને હતો તેની પ્રતીતિ આટલાથી જ પૂરી રીતે થઇ જશે.

અણુ બોમ્બની શોધના સર્વ હક્ક સ્વાધીન રાખીને અમેરિકા પણ સામ્રાજ્યવાદી લૂંટમાં ભળે છે. પ્રશાન્તના સર્વ વ્યૂહ અગત્ય ધરાવતા ટાપુઓ માટેની માગણી તો ક્યારની ય વહેતી મૂકાઈ છે. પણ પોતાની સાધન સામગ્રી અને ધન દોલતની વિપુલતાનો ઉપયોગ એ શાહીવાદી રીતે કરવા માગે છે. બ્રિટનને ધીરાણપટ્ટાની રૂએ મળતો માલ હવે બંધ કરવામાં આવે છે. બ્રિટનની કામદાર સરકારને એ મોટામા મોટો ફટકો છે અને વડા પ્રધાન એટલીએ




ક્યાં? એશિયાની ભુમિ પર?

જાહેર કર્યું છે તેમ એ વસ્તુ બ્રિટનને પૂછ્યા ગાછ્યા વિના જ અમલમા આવી ગઈ! ચર્ચિલ જેવાનેય એમાં પોતાના પ્યારા સાથીના 'કિલ્લો ટકાવી રાખનાર સાથી'ના દ્રોહની ગંધ આવી. ટ્રુમેને તો એને માત્ર એક વ્યવહારુ, પૂર્વનિશ્ચિત વસ્તુ તરીકે ઓળખાવી છે. પણ આનાં પરિણામ તો ભારે આવવાનાં જ. બ્રિટનની પુનર્રચનાના કાર્યને એથી ભારે મોટો ફટકો પડવાનો અને અંશે તો કામદાર સરકાર બદનામ થવાની જ.

પણ આનું એક બીજુંય કારણ આપવામાં આવે છે. અમરીકી સરકાર સોવિયેત સાથે પણ આજ રીતે કામ લેવા માંગે છે. કહે છે કે બલ્ગેરિયાની ચૂંટણી વિષેનો ઝઘડો એક રીતે તો પોટસ્ડામમાં થયેલા સ્ટાલિન-બેવિન ઝગડાનું એક નાનકડું રૂપ છે. બેવિન જેને સર્વ સત્તાવાદી કહે છે તેને સ્તાલિન 'લોકશાહી' કહે છે. જો બાલ્કનમાં કશો નવો ઝઘડો આવવાનો હશે તો 'લડનારાઓ એ પોતાનાં શસ્ત્રો' સજવાં પડશે. અમરીકી સહાયથી આ નહીં થાય એમ કહેવાનો કેટલાકનો આશય લાગે છે.

એ ગમે તે હોય પણ જમણી બાજુથી આવતાં કે કહેવાતી ડાબી બાજુથી આવતા લોકશાહી પરના ન્યાય અને નીતિ પરના આક્રમણ સામે કશીય રીતે ઊભી શકવાની તૈયારી લોકશાહીએ બતાવી નથી. સાતત્મ હોય તો તે છત્રી-નીતિનું છે.

સહુ આ વસ્તુને સ્વીકારી રહ્યા છે એ સાચું છતાં એનો કશો જ વિરોધ નથી એ વસ્તુ એટલી સાચી નથી. યુરોપનાં સર્વ દેશોમાં પથરાએલી સમાજવાદી પ્રવૃત્તિ આ નવા અને વધુ ભયંકર આક્રમણથી ચેતી લાગે છે. અને એટલેજ એ નવા સંગઠનની પ્રવૃત્તિમાં પડી છે. એને કેટલી સફળતા મળે છે એનો આધાર પહેલું તો બ્રિટિશ કામદાર પક્ષ કેટલે અંશે સમાજવાદી છે તેના ઉપર અને બીજે અંશે એ કેટલું ભોગવવા તૈયાર છે તેના ઉપર રહે છે.



# હવે શું ? માત્ર ચૂંટણી ?




સમાચાર હતા કે શ્રી સુભાષચન્દ્ર બોઝને સરફિરોજ નૂનને હવાલે કરવામા આવત હવે ?

સિમલા પરિષદની નિષ્ફળતાનો ટોપલો પોતાને માથે ઓઢી લીધા બાદ વાવેલે મૌન સેવ્યુ હતું એજ સમયે જણાતું હતુ કે બીજુ કંઈ નહીં તોય ચૂંટણીઓ તો હવે આવશે. અને ચૂંટણીઓ આવે એના એક પૂર્વાંગ તરીકે કોંગ્રેસને કાયદેસરની સંસ્થા બનાવવામા આવશે આ આશા સેવાતી હતી અને મહાત્માજી અને મોટાભાગના કોંગ્રેસ આગેવાનોએ મૌન સેવ્યુ હતું આજે એમ જણાય છે કે વાવેલે કોંગ્રેસ સામેના પ્રતિબંધો પાછા ખેંચી લેવાની અને ચૂંટણીઓની વાત વિષે મહાત્માજી વગેરેને કશો કોલ આપ્યો હશે એ કોલ મોટે ભાગે આજે પૂરો થયો છે. છતાં બે ત્રણ અગત્યની વાતો રહી ગઈ છે રાષ્ટ્રપતિ મૌલાના આઝાદે એ વાત એમના

તાજેતરના નિવેદનમા કહી છે. બાકી રહેતા કેદીઓ, ગેરકાયદે રહેલી સંસ્થાઓ સહુ પરનો પ્રતિબંધ જવો જ જોઇએ એ પ્રતિબંધ સાથે ચૂંટણીઓનો કાર્યક્રમ જનતા આગળ મૂકીને તો સરકાર પોતાની સાનિષ્ઠા વિષે જનતાને વસવસો રહે એવુ કરી રહી છે.

પણ આ ચૂંટણીનો મર્મ પણ બરાબર સમજાવો જોઇએ. કામદાર પક્ષ સત્તામા આવ્યો છે અને વાવેલને એમણે લંડન મંત્રણા માટે બોલાવ્યા છે એ હકીકતને વધુ પડતુ વજન આપવાનો




'હિંદને અપાએલા વચનો મુજબ સ્વશાસનની ઝડપી સિદ્ધિ'
શાહેનશાહની વાણી.

સમય અત્યારે નથી જ આવ્યો છતાય એ મંત્રણામાથી શુ નીપજે છે, હિંદની આકાંક્ષાઓને સંતોષવાની વાતો કરનાર, સ્વરાજ્યના રસ્તે હિંદને લઇ જવાની વાતો કરનાર, કાયમી ઉકેલની વાતો કરનાર કામદાર પક્ષ શુ કરવા માગે છે તે જાણવુ તો જરૂરી થશે જ એટલે એ વિષે આજે વિચારણા મોકુફ રાખવી જોઇએ. તો પણ એક પક્ષ તો ઊભો જ છે

આ ચૂંટણીઓનો અર્થ શું છે? ૧૯૩૫ ના કાયદાના અમલને જ પાછો રથાને બેસાડી પ્રગતિનો ડોળ કરવાની ચાલબાજી છે? જો તેમ જ હોય તો ય હિંદની જનતા આજે તેને માટે તયાર છે. છતા એનો અર્થ તો એ થાય કે નવી લડતના મડાણ એ માર્ગે થાય.

જો ચૂંટણીનો અર્થ આથી બીજો એટલે કે ભાવિ અને કાયમી ઉકેલના માર્ગમાંનું એ એક પગલુ હોય તો ય ભાવિ ઉકેલ શુ છે એ જાણવાની જરૂર છે જ વાવેલ યોજનાનો આજે કશો જ અર્થ-નથી એ વચગાળાની યોજના હતી હવે વચગાળાની એવી અર્થ હીન યોજનાની જરૂર નથી. હવે તો જરૂર છે તે સ્પષ્ટ રીતે સમજા-એલી સત્તાની સુપરદની સત્તાની સુપરદ આડે કશી શરતો ન જ હોઇ શકે. એની આસપાસ ઙશી ય શરતોની વાત કરવી એનો અર્થ એટલો જ થઈ શકે કે શાહીવાદ સત્તા છોડવાને માટે તૈયાર નથી. એટલે આ ચૂટણીનો અર્થ એક જ થવો જોઇએ સત્તાની સુપરદ માટેની અનુકૂળ પરિસ્થિતિ ઊભી કરવાને માટેના એક માત્ર સાધન તરીકે જ આ ચૂટણી આવવી જોઇએ

આનો અર્થ કોઈપણ એમ ન જ કરે કે ચૂટણી થયા બાદ તુરતજ સત્તા સોપાઇ જશે. પણ એનો થવો જોઇએ એ અર્થ એ છે કે સત્તાની સુપરદ થાય તે વખત સુધી ૧૯૩૫ મા એવુ જ કશુ બધારણ ચાલુ રહે તે સ્થિતિ જવી જોઇએ. નવુ બધારણ ઘડવુ, તેને માટે જરૂરી મડળ ઊભુ કરવુ વગેરે કામ તાત્કાલિક થઇ શકે એવા નથી જ. પણ એની સાથે સાથે એ પણ યાદ રહેવુ જોઇએ કે એક બાજુથી નવુ બધારણ—પૂરેપૂરા સ્વાયત્ત સાર્વભૌમત્વના ધોરણ પર રચાએલું બધારણ ઘડાતું હોય અને બીજી બાજુથી

દેશમાં જરી પૂરાણું જર્જરિત થએલું, પરદેશીના વર્ચસ્વવાળું રાજ્યબંધારણ અમલમાં હોય એ બન્ને વસ્તુઓ સાથે સાથે ન બની શકે, એટલે જ આજે જરૂરી વસ્તુ એ છે કે સત્તાની સુપરદ કરવાના પાકા નિશ્ચયની જાહેરાત સાથે હિંદની પ્રજા પોતે પોતાનું, પોતાને અનુકૂળ એવું બંધારણ ઘડી કાઢે તે સમય દરમિયાન વચગાળાની સરકાર રચાવી જોઇએ અને તે સરકારને સર્વ સત્તા હોવી જોઇએ.

આવી સરકારની સ્થાપના કરવાને માટે આ ચૂંટણીનો ઉપયોગ થાય તો એ એક રીતે સમજી શકાય એવી વાત છે, જો કે એ રીતને અનુમોદન તો ન જ આપી શકાય. કારણ કે એવું કરવું હોય તો સ્પષ્ટ રીતે એ જાહેર થવું જોઇએ અને એ સાથે ચૂંટણી આજના મર્યાદિત અને સ્થિતિચુસ્ત મતાધિકારના ધોરણે ન થવી જોઇએ. આજની ચૂંટણી એક રીતે તો શાહીવાદી ભાગલા પાડવાની નીતિનો તમાશો બની રહે આ સ્થિતિને આગળ કરીને કામ




અપમાન કરવામાં

કરવા જતાં પ્રશ્ન માત્ર વધુ અને વધુ ડખોળાય અને પાણીને ગંદુ કરતો જાય.

છતાં ય પ્રજાએ આ પરિસ્થિતિનો સામનો કરવા તૈયાર રહેવું જોઇએ. પ્રજાને આજે કોણ એનું છે એ કહેવાપણું રહેતુ નથી. એટલે એ વિષે જરાકે વસવસો મનમાં નથી. પણ આ બધી જ પરિસ્થિતિનો ઘટસ્ફોટ સ્પષ્ટ રીતે પ્રજા આગળ મૂકાવો જોઇએ અને પ્રજાને નવાં પગલાં માટે તૈયાર રાખવી જોઇએ.

સરદાર સાહેબે આશ્વાસન આપ્યું હતું કે સત્તા આવે છે. સત્તા આવતી હોય તો એ સ્વીકારવાને માટે પ્રજા તૈયાર છે. પણ એની સાથે સાથે કોંગ્રેસે પોતાનું ઘર સારી પેઠે વ્યવસ્થિત કરવું પડશે. સત્તાના વારસદાર બનવાને માટેની પૂરી તૈયારી કરવી પડશે. આંતરિક અને બાહ્ય સાફસૂફી એણે કરવી જ પડશે. આ બાબતમાં કશી વધુ પડતી સહિષ્ણુતા કે સજ્જનતા અંતે તો સંસ્થાને અને હિંદના રાષ્ટ્રવાદને ઘાતક નીવડશે.

કોંગ્રેસની સંસ્થાઓ પરના પ્રતિબંધો ઊઠી ગયા છે એટલે કામ એક રીતે સરળ બન્યું છે. પણ જો એ પુરાણી ઘરેડમાં જ દાખલ થવાનું હોય તો જે પરિસ્થિતિ પ્રજાની સામે આવીને ઉભી છે. તેને વ્યવસ્થિત રીતે પાર પાડવાની શકિત સંસ્થાને નહીં સાંપડે. સાઠ સાઠ વર્ષનાં તપ અને યાતનાને અંતે સ્વપ્નાં સિધ્ધ થતાં હોય ત્યારે બે હાથે એનો સ્વીકાર કરી એને પ્રજાના લાભમાં વાળવાની શકિત સંસ્થા પાસે ન હોય એના જેવી કમનસીબી બીજી કશી જ નહીં હોઇ શકે નવી પરિસ્થતિ નવો ઉકેલ માગે છે. આજે ખરી કસોટી હોય તો તો તે કોંગ્રેસની આદર્શનિષ્ઠા અને ઉદાર મનની છે.

દેશમા જરી પુરાણુ જર્જરિત થએલું", પરદેશીના વર્ચસ્વવાળું રાજ્યબંધારણુ અમલમા હોય એ બન્ને વસ્તુઓ સાથે સાથે ન બની શકે, એટલે જ આજે જરૂરી વસ્તુ એ છે કે સત્તાની સુપરદ કરવાના પાકા નિશ્ચયની જાહેરાત સાથે હિંદની પ્રજા પોતે પોતાનુ, પોતાને અનુકૂળ એવુ બધારણુ ઘડી કાઢે તે સમય દરમિયાન વચગાળાની સરકાર રચાવી જોઈએ અને તે સરકારને સર્વ સત્તા હોવી જોઈએ

આવી સરકારની સ્થાપના કરવાને માટે આ ચૂટણીનો ઉપયોગ થાય તો એ એક રીતે સમજી શકાય એવી વાત છે, જો કે એ રીતને અનુમોદન તો ન જ આપી શકાય કારણુ કે એવુ કરવુ હોય તો સ્પષ્ટ રીતે એ જાહેર થવુ જોઈએ અને એ સાથે ચૂટણી આજના મર્યાદિત અને સ્થિતિચુસ્ત મતાધિકારના ધોરણે ન થવી જોઈએ આજની ચૂટણી એક રીતે તો શાહીવાદી ભાગલા પાડવાની નીતિનો તમાશો બની રહે આ સ્થિતિને આગળ કરીને ગમ




અમારૂ અપમાન કરવામા કશુ ડહાપણુ છે ?'
અમેજ પરી ભેકવીને જવાહરલાલને પુછેલો સવાલ ?'

કરવા જતા પ્રશ્ન માત્ર વધુ અને વધુ ડખોળાય અને પાણીને ગંદુ કરતો જાય.

છતાં ય પ્રજાએ આ પરિસ્થિતિનો સામનો કરવા તૈયાર રહેવું જોઇએ. પ્રજાને આજે કોણ એનું છે એ કહેવાપણુ રહેતુ નથી. એટલે એ વિષે જરાકે વસવસો મનમા નથી. પણ આ બધી જ પરિસ્થિતિનો ઘટસ્ફોટ સ્પષ્ટ રીતે પ્રજા આગળ મૂકાવો જોઇએ અને પ્રજાને નવાં પગલાં માટે તૈયાર રાખવી જોઇએ.

સરદાર સાહેબે આશ્વાસન આપ્યું હતુ કે સત્તા આવે છે. સત્તા આવતી હોય તો એ સ્વીકારવાને માટે પ્રજા તૈયાર છે. પણ એની સાથે સાથે કોંગ્રેસે પોતાનુ ઘર સારી પેઠે વ્યવસ્થિત કરવુ પડશે. સત્તાના વારસદાર બનવાને માટેની પૂરી તૈયારી કરવી પડશે. આતરિક અને બાહ્ય સાફસૂફી એણે કરવી જ પડશે. આ બાબતમા કશી વધુ પડતી સહિષ્ણુતા કે સજ્જનતા અંતે તો સંસ્થાને અને હિંદના રાષ્ટ્રવાદને ઘાતક નીવડશે.

કોંગ્રેસની સંસ્થાઓ પરના પ્રતિબધો ઊડી ગયા છે એટલે કામ એક રીતે સરળ બન્યુ છે. પણ જો એ પુરાણી ઘરેડમા જ દાખલ થવાનું હોય તો જે પરિસ્થતિ પ્રજાની સામે આવીને ઊભી છે તેને વ્યવસ્થિત રીતે પાર પાડવાની શકિત સંસ્થાને નહીં સાંપડે. સાઠ સાઠ વર્ષનાં તપ અને યાતનાને અંતે સ્વપ્નાં સિધ્ધ થતાં હોય ત્યારે બે હાથે એનો સ્વીકાર કરી એને પ્રજાના લાભમાં વાળવાની શકિત સસ્થા પાસે ન હોય એના જેવી કમનસીબી બીજી કશી જ નહી હોઇ શકે નવી પરિસ્થતિ નવો ઉદ્દેન માગે છે. આજે ખરી કસોટી હોય તો તો તે કોંગ્રેસની આદર્શનિષ્ઠા અને ઉદાર મનની છે.




હિંદ મહાસભા હડાયક રાજકારણને પથે

સિમલા પરિષદ અને ત્યારબાદ ચૂંટણી: આ વસ્તુઓએ કોમીવાદી પરિસ્થિતિને વધુ બગાડી છે. મુસ્લિમ લીગ અને હિંદુ-મહાસભા બન્ને એકજ ભાષા વાપરે છે. કોંગ્રેસના કાવત્રાંની. સાબુત મન ન હોય તો આજની પરિસ્થિતિ ગમે તેને એક યા બીજી રીતે પાગલ બનાવી મૂકવા પૂરતી છે. અને આવતી કાલ તો આનાં કરતાં ય-વધુ કપરી આવવાની છે. નિષ્ઠાજ માનવીનો એક માત્ર સહારો રહેશે. રાષ્ટ્રપતિ મૌલાના આઝાદના નિવેદનમાં રાષ્ટ્રીય મહાસભાની પરિસ્થિતિનો પૂરી ચોખવટ કરવામાં આવી છે. આત્મ નિર્ણયના હક્ક તથા પ્રાન્તોના છૂટાપણાના હકકની સ્પષ્ટ વિચારણા એમાં રજૂ કરવામાં આવી છે. લાગતા વળગતાઓએ આ વિચારણાને ગૂંચવી દેવા ખૂબ મથામણ કરી છે. જે ક્યાં ય પણ અસ્તિત્વમાં નથી એવા છૂટાપણાના હકકની પ્રજા અને અર્ધ પ્રજાને નામે માગણી કરવામા આવી છે, અને એને ન્યાય્યી ઠરાવવાનો યત્ન

પણ કરવામા આવ્યો છે. ચૂંટણી જંગમાં આ ગેરસમજૂતી પર ન્યાયનો અંચળો ઓઢાડીને અંતે તો પરદેશી ધૂંસરીને ટકાવી રાખવાનો યત્ન થશે. કોંગ્રેસની કારોબારી આ વિષે પૂરી સ્પષ્ટતા કરશે જ.

ચૂંટણી જંગ આવ્યો છે એટલે એક બાજુથી બીજી બાજુ એ જવાનું ઠીક ઠીક પ્રમાણમાં થશે. પ્રજા માત્રના ઇતિહાસમાં એમ બનતું આવ્યું છે અને બનશે. એનો હરખશોક નજ કરવાનો હોય. પણ ખરું ધ્યાન તો સંગઠન અને સંસ્થા શુદ્ધિ પર આપવાનું છે. સત્તા આવે છે એના મીઠા આશ્વાસનથી જ કામ નહીં ચાલે. અધકાલે જેમ ચાલતું હતુ તેમ આજે અને આવતીકાલે નહી જ ચાલે.

જ. દ.



**કેવી રીતે ઓળખ્યો ?**

બને જણાને વિસ્મય હતુ.

"પાચ વર્ષ બાદ તમે મને કેવી રીતે ઓળખી કાઢયો ?" પહેલાએ પૂછ્યુ.

"ચહેરો મોરો તો બહુ જ પડી ગયો છે એટલે એનાથી તો ઝાઝી ખબર ન પડી. પણ તમારો કોટ જોયો એટલે મારી ખાત્રી થઈ ગઈ."

"મને પણ તમારી છત્રી જોઇને ખાત્રી થઈ."

"બરાબર તમે જે દિવસે મારી છત્રી ઉઠાવી તે જ દિવસે મે તમારી છત્રી ઉઠાવેલી."

+

મિકાડોને તખ્ત પર રાખ્યા પછી હિંદના પ૬૨ જેટલા રાજવીઓએ આરામનો શ્વાસ ખેચ્યો છે. હવે તો એમને ભવિષ્યમા વિશ્વાસ બેઠા છે.

★

અભિનવ દૃષ્ટિ
પ્રગતિશીલતા
સુંદર વાર્તાઓ
અને
વ્યંગ ચિત્રો
જોયા પછી,

તમારે

# રેખાના

ગ્રાહક થવું જ રહ્યું

★.

"સુખ દુઃખ સદા ટકતાં નથી
એ નીતિ ઉર ઊતારવી"—

સુખ અને દુઃખ બન્નેમાં
સદાય પતિની છાયા બની
રહેતી પ્રાતઃસ્મરણીય સતીનું
પ્રેરણાદાયી જીવનદર્શન

જનક પિકચર્સનું

# નળ દમયંતી

દિગ્દર્શક :
કુમારસેન સમર્થ

સંગીત :
રામચન્દ્ર પાલ

: અદાકારો :

શોભના સમર્થ, પૃથ્વીરાજ, ત્રિલોક,
ડેવિડ, નાયમપલ્લી, ભુદો

— અમદાવાદ —

— એડવાન્સ — માં

ચાલુ છે.

રેખા

વર્ષ ૭ અંક ૨ ઓકટોબર ૧૯૪૫

અ નુ ક્ર મ ણિ કા









 સંપાદક : જયન્તિ દલાલ

# દર્દી દાક્તર

પુષ્કર ચંદરવાકર

કાશ્મીરની અમારી પ્રથમ મુલાકાત હતી ઘણી વખત અમે કાશ્મીરમાં ઉનાળો ગાળવા ચિંતવેલું, પણ આ જ વખતે તે શક્ય બન્યું.

અમારા પંજાબી મિત્રે મને અને મારી પત્નીએ એક સાંજે જમવાને નિમંત્ર્યા.

તે સાંજે અમે મોટર લઈને ઉપડયાં. મારી પત્ની મોટર ચલાવી રહી હતી. આખો રસ્તો અમારા મન સાવ નવો હતો. જો કે માર્ગમાં વનરાજીનાં નવાં નવાં દર્શનો થતાં. પહાડ, નદીઓ, ઝરણાંઓ અને તેનાં મર્મર ધ્વનિઓ અને નવપલ્લવિત વૃક્ષો અમે ખૂબ ખૂબ જોયાં. એમાં અમને માર્ગનું ભાન ન રહ્યું. માર્ગ ભૂલ્યાં. આડા રસ્તે ચડી ગયાં. અમે જરા પાછાં આવ્યાં.

સ્ટીઅરીંગને મેં મારા હાથમાં લીધું. સંધ્યા આવવાને આતુર લાગી. મેં મોટરને ગતિશીલ બનાવી બરાબર ઝડપે ઉપાડી. અને પછી મારા મનમાં આશા જન્મી કે ડૉકટર મિત્રના ઘેર પહોંચીશ, કેમકે તેમણે જે સંકેતચિન્હો બતાવ્યા હતા, તેનો પત્તો મેળવવો જરુરી લાગ્યો.

મોટર ધપતી હતી, કૂદતી હતી. આમ અર્ધોએક કલાક ચાલ્યું. ત્યાં કંઈક વિચિત્ર બની ગયું. સ્ટીઅરીંગ વ્હીલ પરથી મારો હાથ ખસી ગયો. મારી પત્ની તો હવે ધ્યાન આપતી ન હતી. મોટર ! આહા ! જોતજોતામાં મોટાં ઝાડનાં થડ સાથે અથડાણી હું મોટરમાંથી બહાર ફેંકાઈ ગયો. હું પાછો તરત જ સાવધ થયો. ઊભો થયો. ચારે તરફ જોવા લાગ્યો.

મારી પત્નીને મેં જોઇ. મારી કારના પૈડાં આગળ પડેલી બેભાન અવસ્થામાં. લોહીની ગળતી દશામાં એને માથા પર ખૂબ વાગ્યુ હતું.

આ માર્ગ પર કોઈ ન હતું બીજી કારો આવે એમ માનવું, એ એક નર્યો તરંગ જ હતો. બીજા માનવીઓ કમ ભાગ્યે જ આ માર્ગ પર આવે.

હું ઘડીભર વિચારવામાં પડી ગયો. મને દાક્તરના ઘરના બધા જ સ્મરણો યાદ આવ્યા. મને ખ્યાલ આવ્યો કે તેમના ઘરથી અમે માંડમાંડ અડધો ગાઉ દૂર હોઇશું.

મેં મારી પત્નીના કપડા સમાતમાં કર્યાં. મેં એને મારા બે હાથમાં ઊંચકી. ઘડીવાર હું તેને ઊચકીને ચાલ્યો. મને થાક લાગ્યો, તરત મે દોડવુ શરૂ કર્યું. માર્ગમા એક ઘર આવ્યું. હાંફતો હાંફતો ધુની માણસ જેમ–ઉશ્કેરાયેલા માણસ જેમ મે - ટોકરી વગાડી. ઊંચો, પાતળો, ભૂરા વાળવાળા માણસે બારણું ઉઘાડ્યું. હં. એ દાક્તર હતો. આ ઘરમા એના સિવાય બીજું કોઇ ન હતું.

અમે બને જણાએ ધૂળમાં રગદોળાયેલ મારી પત્નીને અવ્યવસ્થિત અને ઢંગધડા વગરના ઓરડામાં લઇ ગયા. અને ઓપરેશન માટે તેને ટેબલ ઉપર સુવાડી. હજુ તેને ભાન આવ્યુ ન હતું દાક્તરે એને ખૂબ ચીવટથી તપાસી. અને પછી એણે અભિપ્રાય આપ્યો.

“ એની ખોપરી ભાગી ગઈ છે. છતાં ગભરાવાને કારણ નથી. તેના પર ઉપચાર કરી શકાશે. આરામ થઇ જશે. ”

હું દાક્તરની દવાની શીશીઓ અને સાધનો સામે મૂંઝવણ ભરી રીતે જોતો ઊભો. મારૂં ચાલતું હોય તો હું મારી પત્નીને તરત જ સાજી કરી દેત. પણ મારૂ ત્યાં શુ ચાલે ?

દાક્તરે કહ્યું, “ મારે એને પ્રથમ બેભાન કરવા દવા આપવી પડશે, કેમકે અહીં મારે બીજાની હાજરી ન જોઇએ. ’

અસ્થિર મનવાળા મેં દાક્તરના કહેવા પ્રમાણે તેને કરવા દીધું, જ્યા દાકતરે મારી પત્નીને દવા સુંઘાડી ત્યાં એ બેભાન હતી તેથી ય વધુ, જાણે મૃત્યુ પછી જીવ વગરની તે ન બની હોય! હું એકદમ મારી પત્ની પાસે આવ્યો દાકતર તેનાં હાથમાં ઓપરેશનનાં સાધનો લઈ ઓપરેશનની તૈયારી કરતો હતો. એ મને જોઈ ગયો. એણે મને સલાહ આપી.

"તમે બહાર ઊભા રહો. હું અહીં એકલો જ રહીશ."

હું બહાર ઊભો. મારા કાન પર કોઈકોઇ વાર શેનાક અવાજ આવતા. કોઇવાર દાક્તરના બૂટના ચમચમાટ ભર્યો અવાજ આવતા. હું પ્રકાશવાળા ઓરડામાં ડોકિયું કરવા બહારથી વલખા મારતો તેમાં મેં ઓરડામાં નજર નાંખી.

હું ચમક્યો. ઓરડામાં દાક્તર એકલા કેમ નહીં?

ઓરડામાં બીજા બે માણસો હતા. બે માણસો શસ્ત્રધારી હતા. એમની પાછળ એક માણસ હાથમાં દોરડું લઇ દાખલ થયો. તેઓ પાછળથી દાક્તરને પકડવા ધીમે પગલે આગળ ધપતા હતા.

હું મારા મનમાં બોલ્યો, "હે પ્રભુ, આ લોકોને ઘડી માટે સદ્બુદ્ધિ આપ."

તે વખતે દાક્તરે મારી પત્નીની ખોપરી ખોલી હતી. અને જો આ વખતે કોઈ પણ જાતની ગરબડ કરવામાં આવે તો કામ અડધે જ અટકે. અને એનું મૃત્યુ! મૃ...ત્યુ!!! હું ચમકી ગયો.

હું એ લોકની પાસે ગયો. મારા મનમાંથી શબ્દ સરી ગયો.

'ચોર?'

'ના, અમે તો આ પડખેની ગાંડાની દવાખાનાના માણુસો છીએ. આ દાક્તર બહુ/જ જબરો—ગાંડામાં જબરો... હાનીકર્તા થઇ પડે એવો છે, તમારી પત્નીનું ઓપરેશન કરે છે તે જ દાક્તર

એ કલાક પહેલાં જ અમારા દવાખાનામાંથી એના ઘરે નાસી આવ્યો છે. "

આ ત્રણે જણુ ઊભા, એવા વિચારથી કે આજે આ દાક્તર ભલે ઓપરેશન પૂરું કરે. આ દાક્તર ગાંડો થઇ ગયો હતો. એમ સૌ માનતા હતા, પણુ એક વખતે તે મોટો સર્જન દાક્તર હતો. એમણે મને કહ્યું, "ખૂબ મોટો માણુસ એના વિષયનો નિષ્ણાત ધૂની પણુ જબરો. ને હમણાં હમણાનો તે ગાંડો થઈ ગયો છે. ઘણાં વરસો પહેલા તે એક મોટા શહેરમાથી અહીં આવી રહ્યો. ઘર ચણુાવ્યું. માણુસોના પ્રત્યે મમતા બતાવવા લાગ્યો. પણુ ત્યાં એનું કાતરિયુ ગયું. અને અમારે પૅકડવો પડયો." ત્યાં મોટો માણુસ બોલ્યો, પણુ એને એવી ટેવ પડી છે કે પાંચપંદરે દિવસે દવાખાનામાંથી નાસી જાય છે. અને એણે ખૂબ સારાં ઓપરેશન કરવાની ટેવ પડી છે તે કદાચ આ ઓપરેશન સારું કરી નાંખે. ના નહીં, તો ય અમે ખાત્રી આપતા નથી છતાં ય જો અમે એના કામમાં આડે આવીએ તો તમારી પત્ની કદાચ મૃત્યુ પામે આમ ઘણીવાર સુધી અમે છાનીછાની વાતો કરી.

ત્યાં તેમની નજર દાક્તર પર પડી. ઓપરેશન પતી ગયું હતુ. દાક્તર ખુરશી પર બેસવાની તૈયારી કરતા હતા, ત્યાં આ લોકો એના ઉપર ધસ્યા, દાક્તરે સામો પ્રતિકાર કર્યો. છેવટે લોકોએ એને ઝબ્બે કર્યો અને એને લઇ જતી વખતે દવાખાનાના માણુસે મને આશ્વાસન આપતા કહ્યું, અમે આના માટે ડોક્ટર અને નર્સને મોકલીએ છીએ.'

એ લોકોએ ડોક્ટરને મોકલ્યા. મારી પત્નીને એટલો આરામ થઇ ગયો હતો કે તેને શ્રીનગરના કોઇ હોશિયાર ડોક્ટરની સારવાર નીચે રાખવામાં આવે તો એને કશોય વાધો આવે નહીં. પણુ ત્યા આવેલ ડોક્ડરે મારી પત્નીની ખોપરી તપાસી. અપાયેલ સારવાર જોઇ એણે અભિપ્રાય આપ્યો.

–'તમારી પત્ની બરાબર થઇ જશે, અને પહેલાં હતાં તેની માનસિક સ્થિતિ ફરી આવી જશે. ચિંતાને જરા ય કારણ નથી. પણ મને આ સમજાતું નથી. કેમકે જે ડાક્ટર આવા ઓપરેશન કરે છે, તે તો આખા ય આ પ્રદેશમાં એક જ છે. અને તે ગાંડો થઈ ગયો છે. હું હજુ ય આ સમજી શકતો નથી.'

ડાક્ટર વિચારમાં છે. છેવટે બોલ્યા, 'એ ડાક્ટર અહીંના ગાંડાના દવાખાનામાં છે. અને આ ઓપરેશન...'

આ ડાક્ટરના મોં પર કેટલી ય રેખાઓ તરવરી, અને ભૂંસાણી. ×



**ગુંદરીયા માટે**

મોડી રાત સુધી બેસનારાઓ માટે એક કાકા આવો નુસખો અજમાવે છે. ઘડીઆળમા નવના ટકોરા થતા જ એ પોતાની પત્નીને કહે છે "ચાલો હવે આપણે સૂઇ જઇએ. આ બીચારાઓને ઘેર જવાનું મોડું થાય છે.

×

**જન્મની જાહેરાત :** બાળકનાં માના લક્ષણ છે. બાપના લખ્ખણ છે.

---

× અનામી અંગ્રેજી વારતા પરથી.

# ભાગવું ક્યાં ?

મૂળ હિંદીમાં : દૌલતરાવ પરશુરામ
અનુવાદક : હૃષીકેશ પાઠક

એકલા પડવાનો વિચાર કુમુદના મનમા આવતો ત્યારે એ કોઇ અકલ્પ્ય ભયની લાગણી અનુભવતી, નિ સહાય બની જવાની કલ્પના આવતી, પોતે ક્યાંક ખોવાઇ ગઇ હોય એમ તેને લાગતુ દિલ ધડકતું અને મનમાં શુંય થવા લાગતું. આજે ૯ મી ઓગસ્ટ '૪૨ ને દિવસે મહાત્માજી જવાહરલાલ વગેરે નેતાઓની ધરપકડના સમાચાર સભળાતા એને લાગ્યું કે એ પુરાણો ભય ફરી પાછો ખડો થયો છે, અને ધીમે ધીમે એના મન પર ઉતરી રહ્યો છે. અનંત હવે ચાલ્યો જશે મહારાષ્ટ્રના આવા સ્પષ્ટ લખનાર તંત્રીને એ લોકો અવશ્ય પકડી લેશે, અને એ એકલી રહી જશે !

એની કલ્પના સાચી પડી એ દિવસે સાજે અનંતે પણ એમજ કહ્યું. એની પાસે બેઠોબેઠો એનો હાથ પપાળતો એ એને આખી પરિસ્થિતિ સમજાવવા લાગ્યો. એનો સ્વર ચિતાતુર–ભારે હતો.

"હું જાણું છુ કુમુદ કે એ સહેલું નથી" એણે કહ્યું, "તારેજ અમારા બધા કરતા વિશેષ વ્યવસ્થા અને અદબીઅદબીનો ભાર ઉપાડવો પડશે તેં કોઇ દિવસ જેનો વિચાર સરખો પણ નહિ કર્યો હોય તેવી જવાબદારીઓ તારે ઉઠાવવી પડશે. સાધારણ વાત હોત તો હું તને આમ છોડીને જતો ન રહેત હું અત્યાર સુધી તારી દેખરેખ અને સભાળ રાખતો આવ્યો છુ પણ શું કરૂ ? તને બધુ શીખવુ એટલો વખત પણ હવે નથી રહ્યો."

કુમુદે એની છાતી પર માથું ઢાળી દઇને શક્તિ ભેગી કરવા પ્રયત્ન કર્યો "ના, ના, અનત તમે જે કર્યું છે તે ઠીક છે. એને લીધે જ તમારી તરફનો મારો સ્નેહ વધતો આવ્યો છે. તમે હંમેશ મારી દેખરેખ રાખી છે–બધી રીતે, મારી ઉષા અને ભાનુની પણ

અને એ કારણુને લીધે જ હવે મને આ અસહ્ય લાગે છે. મને ગર્વ છે–હું તમારા નિર્ણયને સંમત થાઉં છું પણુ...પણુ...હું આ નવી પરિસ્થિતિ સમજી શકતી નથી. એટલું જ."

અનંતે એનો હાથ દબાવતાં એને આશ્વાસન આપવા પ્રયત્ન કર્યો. અને કહ્યું, "બીજી પણુ ઘણી સ્ત્રીએ એકલી બની જશે કમુદ! પહેલાં પુરુષો કરતાં હતાં તેવાં કામો ઘણુાંને શીખવાં પડશે. કોઇને સખ્ત પરિશ્રમ પણુ કરવો પડશે; એ તો વિચાર...એ બધાં તારા જેવા જ બની જશે."

કુમુદ આ વાત પર કાંઈ ન બોલી પણુ જ્યારે અનંતે કહ્યું, "આજ કાલમાં એ લોકો મને પકડી જશે." ત્યારે એનો ભય એના હૃદયમાં ફરી ધડકારા કરવા લાગ્યો. એને કોઈ એક અજ્ઞાત આશંકાનો આભાસ થયો. અનંતે પૂછ્યું "લક્ષ્મી તો રહેશે ને?" બાળકોની વાત કરતાં એની આંખો જેવી સ્નેહ અને ભાવથી ઉભરાઈ જતી તેમ આ વખતે પણુ ઉભરાઇ ગઇ.

"ના, એક અઠવાડીઆ પછી એ પણુ જવાની છે.'

."સાચે સાચ? ખેર બાળકો માટે બીજી કોઇ બાઈ શોધવી પડશે, સાચવીને ખર્ચ કહીશ તો બાઇ રાખવા જેટલા પૈસા તું અવશ્ય બચાવી શકીશ. લક્ષ્મી જેવી બાઇ તો કદાચ નહિ મળે પણુ છોકરીઓની દેખરેખ રાખવા માટે તારે બીજી કોઈ સ્ત્રીની મદદની જરૂર અવશ્ય પડશેજ. તારે દરેક બાબતનું ધ્યાન રાખવું પડશે. એ છોડીને તું જઈ તો નહિં જ શકે."

એનો કંઠ ભારે થયો અનત જે વ્યથા અનુભવતો હશે તે કુમુદે અનુભવી. એની બન્ને પુત્રીઓને એ ખૂબ ચાહતો હતો. અને હવે લાંબા કાળ માટે જઇ રહ્યો હતો. લક્ષ્મી પણુ જશે? એનો અર્થ એ કે બાળકોની દેખરેખ રાખવા માટે રહી એક કુમુદ– કુમુદ જે અત્યાર સુધી બીજા પર આધાર રાખતી આવી હતી તે,

ન જાણે કેમ, અનંતને ચિંતાતુર દેખીને કુમુદનો પોતાનો ભય કાંઈક ઓછો થતો લાગ્યો. અનંતને આશ્વાસન આપવાનો વિચાર પણ આવ્યો. "હું બધું જોઈ લઈશ." એણે કહ્યું, "તમે ચિંતા ન કરો. દરેક વાતની હું વ્યવસ્થા કરી લઈશ ખાત્રી રાખજો."

× × ×

પણ એક કલાક પછી જ્યારે બારણાની ઘંટડી વાગી ત્યારે કુમુદનો વિશ્વાસ દૃઢ ન રહી શક્યો. એને થયું કે સમય આવી પહોંચ્યો છે. પોલીસ આવી ગઈ છે. એ ત્યાંજ ઉભી રહી જેથી આવનારનો અવાજ સાંભળી શકે અને જ્યારે એને ખાત્રી થઈ કે એ ખરેખર પોલીસ ઇન્સ્પેક્ટર છે. ત્યારે ભારે હૈયે ઉઠી અને ઉપર જઈ ધ્રુજતે હાથે અનંતની પેટી તૈયાર કરવા લાગી. પેટીમાં કપડાં ને જરૂરી ચીજો વ્યવસ્થિત રીતે મૂકતાં મૂકતાં ઉંચા સ્વરે બોલતા પોલીસ ઇન્સ્પેક્ટરની બધી વાતો એણે સાંભળી. એ દિવાનખાનાની જડતી લઈ રહ્યો હતો. "મી પ્રભાતકર તમારી ચોપડીઓની પસંદગી સારી છે." એ બોલતો હતો. "આ ખૂબ કીમતી ચીજ છે. તમારે માટે જે કાંઈ મેં સાંભળ્યું હતું તે બીલકુલ સાચું છે. હું તમારી તારીફ કર્યા વગર નથી રહી શકતો." થોડીવાર તો ચૂપ રહ્યો કદાચ એ કાંઈ બીજી વસ્તુઓ જોતો હશે પછી એણે કહ્યું, "આ બસ છે બીજું કાંઈ જોવાની જરૂર નથી. હું તમને વધારે તસ્દી આપવા નથી માગતો. હવે આપ ભોજન વગેરે પતાવો. હું કલાક રોકાઈશ......કે આપને વધારે સમય જોઈશે?" એણે થોડીવાર રોકાઈને પૂછ્યું.

"ના, ના." અનંતનો અવાજ સંભળાયો. "એક કલાક બસ થશે."

એ પછી અનંત ઉપર આવ્યો. ઉંબરા પર ઉભાં ઉભાં એ કુમુદને જોવા લાગ્યો. બંનેની આંખો મળી, અને એક ક્ષણ માટે—

જે ક્ષણું વર્ષ જેટલી હતી. એ એકબીજાના દર્શનનું પાન કરવા લાગ્યાં. પછી અનંત એની પાસે આવ્યો, અને એ એને બાઝી પડી. છેલ્લીવાર એના હાથના આલિંગનં સુખનો એ અનુભવ કરવા લાગી. કલાક પછી—એ અમુલ્ય કલાક પછી એ ચાલ્યા જશે, અને ન જાને ક્યારે ય એ હસ્તના સ્પર્શનું સ્વર્ગ એને પ્રાપ્ત થશે! અનંતે એના ચિબુક પર ચુંબન કર્યું અને એના ઓષ્ઠના અમૃતનો સ્વાદ પીતાં એના દિલમાં દર્દની કંપારી ઉઠી. એની આંખોમાં આંસુ ઉભરાઈ આવ્યાં.

થોડીવાર પછી અનંતથી છૂટા પડીને એણે એનાં આંસુ લૂછી નાખ્યાં અને કહ્યું, "ભલે, તમે હવે જમી લો, તમારી બેગ તૈયાર છે અને બીજું કાંઇ જોઇએ તો કહો તો એ પણ મૂકી દઉં. ત્યાં સુધીમાં જઇને ઉષા બાનુને લઈ આવું."

નોકરને બોલાવીને થાળી લાવવા કહ્યું અને પછી એ પાછળના દ્વાર તરફ ગઇ. એટલામાં ટેલીફોનની ઘંટડી વાગી અને એને પાછા આવવું પડયું.

ટેલીફોન ઉઠાવતાં ખબર પડી કે શ્રીમતી ખાંડવાળા બોલતાં હતાં. શહેરની આત્મનિયુક્ત સંચાલિકા એ હંમેશાં ફાળાઓ ઉત્રાવતી, મિજલસો કરતી, અને લોકોનું ભલું કરતી. કુમુદને ખીજ ચડી: આ વખતે પણ એની નિરર્થક વાતો સાંભળવી? કુમુદ રીસીવર પાછું મૂકી દેવાની હતી પણ અનંત ઉભો હતો અને આ અવિનય સારો ન લાગ્યો. કુમુદે કહ્યું, "હા, હું છું કુમુદ પ્રભાવલકર."

ખબર પડી કે શહેરની મુખ્ય પ્રાથમિક શાળાના બે શિક્ષકો કેદ પકડાયા હતા એમની જગાએ કોઇને લેવું એ અતિ આવશ્યક હતું. શ્રીમતી ખાંડવાળાએ કુમુદનું નામ આપી દીધું હતું. કુમુદનું નામ એણે એ માટે લીધું હતું કે, એના મત પ્રમાણે કુમુદ પાસે નવરાશનો ઘણો સમય હતો. એ કાંઈ કામ પણ નહોતી કરતી, અને એનો બંને

છોકરીઓ માટે આયા પણ હતી. એ સહેલાઈથી આ કામ ઉપાડી લઈ શકે.

કુમુદનું ચાલત તો શ્રીમતી ખાંડવાળાને મરડી નાખત. પણ પરિસ્થિતિ એવી અનુકુળ નહોતી. દબાયેલા અવાજે એણે કહ્યું, "પણ મારી આયા જાય છે. ખાંડવાળા, હવે બંને છોકરીઓની બાળ મારે જ રાખવાની છે."

"એ તો વધુ સારું. બંનેને તમારી સાથે નિશાળમાં લાવવી અને જ્યાં સુધી તમે વર્ગ લેતા હો ત્યાંસુધી એ એમના વર્ગમાં રહે."

"મને ભણાવતાં નથી આવડતું. હું નથી સમજી શકતી કે આ ભાર હું કેવી રીતે ઉપાડી શકીશ. બીજી કોઈ શિક્ષિકા...

"ના, ના, એવું કાંઇ નહિ ચાલે. તમને બધી ખબર પડી જશે. કાંઈ જ મુશ્કેલી નહિ પડે...તો હું શાળાની કમિટીને કહી દઈશ કે તમે હા પાડી છે."

કુમુદ આ વખતે મહાન કોયડામાં અટવાઈ પડી હતી. શું કરવું? આ તરફ શ્રીમતી ખાંડવાળાનો આગ્રહ; અને અનંત બાજુ પર ઉભો ઉભો સાંભળી રહ્યો છે. કોઈપણ નિર્ણય કરવો એને માટે મુશ્કેલ હતું. એને આવું કામ ઉઠાવવું ગમતું જ નહોતું. ક્યાંક કાંઇ ભૂલ થઇ જાય તો?"

આ વખતે એના હૃદયમાં પ્રકાશનું કિરણ પડયું આપી સારી વ્યવસ્થા! અને એને પહેલાં તો એનો ખ્યાલ સરખો નહોતો આવ્યો! હવે કાંઇ પણ જવાબ દઇ શકાશે. બધું આપમેળે જ સરખું થઇ જશે. "સારું, શ્રીમતી ખાંડવાળા," એણે કહ્યું, "બીજા સોમવારથી હું કામ શરૂ કરીશ. અનંત કલાકેકમાં જેલ જાય છે, અને મને ઓછામાં ઓછું એક અઠવાડિયું જોઇશે; જેથી હું ઘરની વ્યવસ્થા કરી લઉં. તમે નિશ્ચિંત રહેશો. હું સોમવારે શાળામાં પહોંચી જઇશ." રીસીવર નીચે મૂકીને એ અનંત તરફ ફરી. એ વખતે

એને શું કામ કહેવું? પત્ર લખીને સમજાવી દઈશ. રહેવા કરતાં એ વધુ સહેલો માર્ગ હતો. એક અઠવાડીઆ પછી તો એ મુંબઈથી આઘેશ દૂર હશે, અને પછી શ્રીમતી ખાંડવાળા કાંઈ નહિ કરી શકે.

અનંતે ગર્વથી કહ્યું, "એટલે મારી કુમુદ હવે શિક્ષિકા બનશે. સ્વતંત્ર થશે!" એ એટલો રાજી થયો કે કુમુદ કઠીન હૃદયથી એને માંડ સહન કરી શકી. "હવે તું સાચેસાચ આત્મનિર્ણય કરી શકીશ, એમાં કોઈ જાતનાં અવરોધ નહિ આવે અને મને એ જોઈને ગર્વ થશે હું હર્ષથી ઉભરાઈ જાઉં છું."

એ એને કહી નહોતી શકતી, વાત છુપાવવા માટે એણે કહ્યું, "હું જઈને છોકરાંને બોલાવી લાવું."

ઉષા અને ભાનુ–છ અને ચાર વર્ષની–ઓરડામાં આવી ત્યારે ગંભીર હતી. બાળકોની જેમ હસવા માટે કાયમ તૈયાર પણ આ હસવાનો પ્રસંગ હતો જ નહિ. અને તે બંનેને કુમુદ સાથે ધરાઈને જોયાં. એના અંતરમાં એ ત્રણે માટે એટલો સ્નેહ હતો. ભોજન કરતો હતો ત્યારે ત્રણેય એની સામે બેસી રહ્યાં–બંને પુત્રીઓ માની બંને બાજુ લપાઈને બેઠી.

× × ×

હવે એ ક્ષણ આવી ગઈ હતી. કુમુદ એકલી હતી. અનંતને પોલીસની લોરીમાં લઈ ગયા હતા. અને કુમુદ ઉષા અને ભાનુ અગાસીમાં ઉભાં ઉભાં જે દિશામાં લોરી ગઈ તે તરફ જોઈ રહ્યાં હતાં.

થોડીવાર ઉભી રહીને કુમુદ અંદર ગઈ; અને નિશ્વાસ નાખીને તાર લખવા બેઠી. જ્યારે પોલીસલોરી દૃષ્ટિ બહાર ગઈ તે વખતે, અનંત વગરની એકાંત અને નિઃસહાયતાનો વિચાર કરીને એણે પોતાનો નિશ્ચય દૃઢ કરી લીધો હતો. કાચની પુતળીની જેમ તારનું ફોર્મ લીધું, અંગ્રેજીમાં એની ઉપર નક્કી કરેલા શબ્દો લખ્યા: "અનંત હમણાં જ સત્યાગ્રહની ચળવળમાં ગીરફ્તાર થયા છે,

એમના જવાથી અહિં ચેન પડતું નથી. છોકરાં સાથે હું ત્યાં ચાલી આવું? ત્રણ ચાર દિવસમાં નીકળી શકીશ. જવાબ જલદી આપજે."

કલમ નીચે મૂકી ત્યાં ઘરનો વિચાર આવ્યો માતાપિતા એને જોઈને કેટલાં રાજી થશે! એમનો જવાબ શો આવશે એની તો લેશ માત્ર પણ શંકા નહોતી. એ સહર્ષ એને બોલાવી લેશે; અને પછી એને તણખલા જેટલો પણ ભાર નહિ ઉપાડવો પડે : માત્ર બધું જોઇ વિચારીને વ્યવસ્થા કરી લેશે. છોકરીઓની બાળસંભાળ પણ આપ મેળે જ લેવાશે જશે.

પણ શું અનંતને આ ગમશે? કદાપિ નહિં. કુમુદ શિક્ષિકા બને છે એ સાંભળીને તો એ પ્રસન્ન થયો હતો. એણે તો એમ કહ્યું હતું કે "તારે જવાબદારી ઉઠાવવી પડશે. તું એ બધું છોડીને ભાગી નહિ શકે"

સાથેસાથ જો એ જવાબદારીઓ ઉઠાવી લે તો? વાસ્તવિક રૂપમાં જ જો એ બધું શીખવા માંડે તો?...પણ નહિ એ કઈ રીતે કરી શકે. જેણે કોઈ દિવસ કાંઇ કર્યું જ નથી, કશું જાણ્યું નથી, એ આવો મોટો બોજો કઇ રીતે ઉપાડી શકશે?

તારના કેટલા પૈસા આપવા પડશે એ નક્કી કરવામાં પણ એને મુશ્કેલી નડી. એક્સ્પ્રેસ તાર, રાતનો સમય, કુલ કેટલા આપવા પડશે? આવું માથાકુટનું કામ હંમેશાં કર્યું હતું., છેવટે બેબાકળી થઇને કુમુદે નોકરને બોલાવ્યો; અને પાંચ રૂપિયા આપીને કહ્યું. "આ તાર લઇ જા, જેટલા પૈસા બેસે તેટલા આપજે. પણ તાર જલદી પહોંચવો જોઇએ."

ગણત્રી કરીને એણે વિચાર્યું, કે પૂનાથી સવાર સુધીમાં જવાબ આવી જવો જોઈએ. પિતાજી જવાબ દેવામાં વિલંબ નહિ કરે. મધરાતે ઉઠીને પણ એ તાર ઓફિસે જશે.

તારનું નામ સાંભળીને ઉષા દોડી આવી. "તાર કોને કરે છે, બા?" એણે ઉત્સુકતાથી પૂછ્યું.

"હું મોટી બા પાસે જાઉં છું, ઉષા." કુમુદે કહ્યું; "જ્યાં સુધી તારા બાપુજી નહિ આવે ત્યાં સુધી ત્યાં જઈને રહીશ. કેમ તને એ નથી ગમતું?"

"ના" ઉષાએ કહ્યું. "હું ત્યાં નહિ જાઉં. હું અહિંજ રહીશ. બાપુજી આ ઘર મારા હાથમાં સોંપી ગયા છે મારે જ એની દેખભાળ રાખવી પડશે."

"પણ એ તો બીજું કોઈ પણ કરી શકે છે ઉષા.' તું એકલી તો નથી જ ને!"

પણ ઉષા ન માની એણે કહ્યું, "પિતાજી મનેજ કહી ગયા છે બીજા કોઈની જરૂર નથી." એણે એની જીદ ચાલુ રાખી અને છેવટે એની નાની મુઠ્ઠીઓથી માના શરીર પર મારતી મારતી રોઈ પડી. કુમુદે એને હાથમાં લઈ લીધી એના ઓરડામાં લઈ જઈને પથારી પર સુવડાવી એની પીઠ પર થાબડનાં હાલરડું ગાતાં ગાતાં એને ઉંઘાડી દેવાનો પ્રયત્ન કરવા લાગી.

થોડીવાર પછી એ ઓરડાની બત્તી બુઝાવીને કુમુદ ધીમેથી બહાર નીકળી. ભાનુ આ દરમિયાનમાં જમીને ઉપર આવી ગઈ હતી અને હવે સૂવા જતી હતી. કુમુદને પોતાને તો ખાવા માટે જરાયે રુચી નહોતી. એના પગ એને યંત્રવત અનંતના ઓરડા તરફ લઈ ગયા. ત્યાંજ એને એ શૂન્યતાની વચમાં આશ્રય મળશે—ચેન પડશે.

અનંતને જતાં પહેલાં એના ઓરડાની વ્યવસ્થા કરવાનો વખત નહોતો મળ્યો; એટલે બધી ચીજો જેમતીં તેમ પડી હતી દરેક ચીજને અડકતાં કુમુદને અનંતના સ્પર્શની સ્મૃતિ તાજી થવા લાગી અને એ કામ કરતાં કરતાં એ ભૂતકાળમાં સરકી પડી. એકદમ એ અનંતની છબીની સામે જઈ પહોંચી. એની દૃષ્ટિ માંડતાં એને લાગ્યું કે અનંત ગંભીર વિચાર પૂર્ણ નેત્રોથી એની તરફ જોઈ રહ્યો હતો કુમુદને જાણે કહી રહ્યો હોય એમ લાગ્યું." તારે જવાબદારીઓ ઉઠાવવી પડશે. તું એ છોડીને જઈ નહિ શકે."

એ કોઈ અજ્ઞાત આશંકાનો આભાસ કરવા લાગી. શું એ ભૂલ કરતી હતી? શું એણે આ બધું ન કરવું જોઈએ? એણે મૂંગી પ્રશ્નભરી દષ્ટિથી અનંત ભણી જોયું, " શું હું ભાગી જાઉં છું?" એણે મૌન ભાષામાં પૂછયું " શું હું એ આજ્ઞાનો ઈન્કાર કરી રહી છું? મારે હવે બીજાની સહાય શું ન લેવી?"

એ અનંતના જવાબની પ્રતીક્ષા કરવા લાગી અને ક્ષણવારમાં અનંત–જે એના અંતરના ઊંડાણમાં વસ્યો હતો–એણે જવાબ દીધો. " મેં પહેલાં જ કહી દીધું છે. તારે ભારે જવાબદારીઓ ઉઠાવવી પડશે. તું હજુ અવિકસિત દશામાં છું. તારૂં અસ્તિત્વ છે, તેનો હજુ વિકાસ નથી થયો. અત્યાર સુધી તું બીજા પર આધાર રાખતી હતી પણ તારામાં સ્વયં બધું કરી શકવાની શક્તિ પણ છે. હવે અવસર આવ્યો છે જ્યારે તું તારૂં વ્યક્તિત્વ સાબિત કરી શકીશ. તારા પગ પર તું ઉભી રહીશ તો તને અત્યંત આનંદ થશે. મને ગર્વ થશે."

થોડીવાર પછી એ જાણે ફરી બોલ્યો, " મને યાદ છે મેં કહ્યું હતું કે ગમે તે થાઓ પણ કુમુદ સર્વ પ્રથમ રહેશે, હવે હું એ જ વાત કરૂં છુ. તારા ને મારામાં અત્યારે પણ કોઇ આવી નહિ શકે, એ તું કોઇ દિવસ સ્વયં સમજી લઇશ. જે કાંઈ મેં કર્યું છે તે બંનેને માટે ઉત્તમ છે. હું આ લડતની બહાર નહિ રહી શકું, કારણ દેશનો પણ મારી ઉપર થોડો અધિકાર છે, અને તારા વિકાસને માટે પણ એ આવશ્યક છે; કે તને નિરાધાર છોડીને હું જાઉં, તો જ તું કાઇક તારી કાયા પલટી શકીશ."

કુમુદે સંમતિ બતાવતી હોય તેમ માથું નમાવી દીધું. એના આત્મા પર શાંતિનો પ્રભાવ પડી રહ્યો હતો. કોઇ અદ્દભુત પ્રકારનું શૈથિલ્ય જાણે એને ઘેરી રહ્યું હતું એ ધીરે ધીરે ઢળી પડતી હતી. એ ધીમે ધીમે શૂન્યમનસ્ક બનતી જતી હતી. તંદ્રામાં હોય તેમ તે સોફા પર બેઠી ને એક જ ક્ષણમાં નિદ્રાધીન બની ગઇ.

સવારમાં લક્ષ્મીએ આવીને એને જગાડી. આંખો ઉઘાડીને જોયું તો દિવસ ઘણો ચઢી ગયો હતો. એણે ઝટપટ ઊઠીને પૂછ્યું, "કોઇ તાર આવ્યો છે લક્ષ્મી ?"

"ના, પિતાજી આવ્યા છે."

કુમુદ બેઠી થઇ ગઈ, "શું સાચેસાચ! ક્યાં છે? ક્યારે આવ્યા?"

લક્ષ્મીએ ધીમેથી કહ્યું, "દસ વાગ્યાની ગાડીમાં હમણાં આવ્યા છે. અત્યારે નહાવા બેઠા છે."

કુમુદ લક્ષ્મીની સામે પોતાનો હર્ષ પ્રકટ કરતાં શરમાતી હતી. ઊઠીને નિત્યકર્મમાં પરોવાઈ ગઇ.

દસ મિનિટ પછી પિતાજી માટે એ રસોડામાં ચા બનાવતી હતી, તેને સહસા અનંતનો વિચાર આવ્યો અત્યારે એ શું કરતો હશે? પોલિસથાણામાંથી સવારમાં અવશ્ય એને જેલમાં લઈ ગયા હશે અને અત્યારે એ વાંચતો હશે. અને અને......

એ એવી મૂંઝવણમાં હતી ને નોકરે આવીને કહ્યું, "એક બેન મળવા આવ્યાં છે તે દિવાનખાનામાં બેઠાં છે."

દિવાનખાનામાં જઇને જોયું તો એક પચીસેક વર્ષના સુશિક્ષિત બેન એના ચાર વર્ષના છોકરાને લઇને બેઠાબેઠાં એની રાહ જોતાં હતાં. નમસ્કાર કરીને એણે શરૂ કર્યું, "તમે મને જાણતા નથી, હું આપના ઉપતંત્રી કેસરકરની પત્ની છું. કાલે એમને રાત્રે ગિરફતાર કરીને લઈ ગયા છે. હવે હું નિ:સહાય છું જતાં પહેલા તમારી સહાય માગવાનુ એ કહી ગયા છે. એમને વિશ્વાસ હતો કે તમે મને જરૂર મદદ કરશો." કુમુદ ચિંતામાં પડી, "એને શું કહેવું? ઠીક" એણે કહ્યું "જે કાંઈ મારાથી થશે તે હું જરૂર કરીશ. પણ વાત એ છે કે......"

એ બધું કહેવાય તે પહેલાં કેસરકરે કહ્યું, "આપ મહેરબાની તે એમ ન સમજશો કે હું તમને બોજારૂપ થઇશ. હું એટલું જ

માંગું છું કે તમે મને તમારી સાથે રહેવા દો! એનાથી વધારે કાંઈ જ નહિ હું તમારી બંને છોકરીઓની દેખરેખ રાખીશ. તમારે કોઇ મદદનીશની જરૂર તો છે જ."

કુમુદને યાદ આવ્યું કે લક્ષ્મી ૭ દિવસ પછી જાય છે. "હા", એણે કહ્યું "મારે બાઈની જરૂર તો છે. પાછી વિચાર કરવા લાગી અંતમાં એણે ખેદયુક્ત સ્વરમાં કહ્યું "પણ વાત એમ છે કે મેં આ ઘર છોડવાનો વિચાર કર્યો છે. પિતાજી મને પૂના લઇ જવા આવ્યા છે. અને ત્યા મારે બાઈની જરાપણ જરૂર નહિ પડે."

'પિતાજી શબ્દ-ઉચ્ચારતાં જ એને પિતાનો પ્રેમ યાદ આવ્યો. એમને હજુ સુધી એ મળી પણ નહોતી સ્નાનાદિ એમણે પતાવી દીધું હશે. એમની પાસે જવાનો વિચાર કરતી હતી ત્યા તો એ પોતે જ, બેટા ક્યાં છે, કહેતા કહેતા અંદર આવ્યા. કુમુદને ભેટી પડી અને પૂછ્યું "પિતાજી તમે ખુદ આવ્યા!"

પિતાએ કહ્યુ, "હા મને થયુ તને લેવા માટે મુબંઈનું ચક્કર લગાવી દઉં" પણ એમનો સ્વર કાંઈ બીજુ જ બોલી રહ્યો હતો. કુમુદે વિચારક અવાજે પૂછ્યું, "બીજુ કાંઈ કારણ તો નથીને પિતાજી.

પિતાજી થોડીવાર અટકયા અને પછી સ્પષ્ટ કહી દીધું. "હા, થોડી તકલીફ પડશે બેટા એથી તો હું પોતે જ આવ્યો છુ. કે તને સારી સ્થિતિ બરાબર સમજાવી દઉં."

'તકલીફ' તમારો ઇરાદો શો છે?" કુમુદે પૂછ્યુ. પિતાજીએ ધીરે ધીરે કહેવુ શરૂ કર્યું," ઘરનો અરધો ભાગ મેં મહાસભા સમિતિને મુફત કરી દીધો છે, એમાં સત્યાગ્રહ આશ્રમ થશે હવે ત્રણ જ ઓરડા આપણે માટે છે. એટલે જેવો તારો તાર મળ્યો કે મે એમને કહ્યુ કે તમારે ઘર છોડવુ પડશે. મારી ઉષા ભાનુને માટે સારૂં ઘર તો જોઇએ ને?" સમિતિવાળાઓએ એક અઠવાડિયાનો સમય માગ્યો છે તો હું તને જણાવવા આવ્યો છું.

કે થોડા દિવસ સુધી એ ત્રણ ઓરડાથી સંતોષ માનવો પડશે. પછી આખું ઘર જ રાખી લેજે."

કુમુદ આ સાંભળીને ક્ષણભર મૂંગી થઇ ગઈ. એ પછી થોડું બોલવા જતી હતી ત્યાં સહસા એની દૃષ્ટિ કેસરકર પર પડી. આ દરમિયાનમાં એને ભૂલી ગઇ હતી. એને અનંતના શબ્દો યાદ આવ્યા, "બીજી પણ ઘણી સ્ત્રીઓ એકલી થઇ જશે કુમુદ! એનો વિચાર કર એ બધી તારા જેવી જ થશે!

'મારા જેવી જ બનશે'...તો એ બધી મારા જેવી ભયભીત થશે. એ પણ બીજાનો આશ્રય ઇચ્છતી હશે' કેસરકર જેવી જ તો... એનો કંઠ ગળગળો થઈ ગયો. એને કાંઇ અગમ્ય પીડાનો અભ્યાસ થવા લાગ્યો."

આગલી રાત્રે અનંતે કરેલી વાત યાદ આવી. થાકથી એને ઉંઘ આવી ગઈ હતી એટલે અનંતની વાત મનમાં નહોતી ઉતરી. પણ હવે બધું માનસપટ પર ઉતરી આવ્યું, "તારા વિકાસને માટે એ આવશ્યક છે કે તને નિરાધાર છોડી દઉં" અનંતે કહ્યું હતું, "આજ અવસર છે જ્યારે તુ તારૂ વ્યક્તિત્વ સાબિત કરી શકે. તું તારા પગ પર ઉભી રહીશ તો મને ખૂબ ગમશે, ગર્વ થશે."

અનંત પ્રસન્ન થશે!......એકદમ કુમુદને બધી વાતની ફોડ પડી ગઈ એણે મૌનનો ભંગ કરીને પિતાજીને કહ્યું "પિતાજી, તમે કાંઈ પણ ચિંતા ન કરશો સત્યાગ્રહ આશ્રમ ત્યા જ રહેવા દો. અને તમે ત્રણ જ કમરામાં રહો. એ ઠીક રહેશે."

પિતાજીએ આશ્ચર્યથી કહ્યું, "આ તુ શું કહે છે બેટા, તું ઘેર આવતી હતી ને?"

કુમુદે દૃઢતાથી કહ્યું, "હું અહી જ રહીશ પિતાજી, મને ચલિત કરવાનો તમે પ્રયત્ન ન કરશો. કાંઇ જ ન કહેશો. મેં નિશ્ચય કરી લીધો છે."

પિતાજી ક્ષણભર એની તરફ જોઈ રહ્યા. મૂક મર્મભેદી દૃષ્ટિથી પછી ધીમેથી બોલ્યા, "કુમુદ જે કાંઈ તું કરી રહી છે તે તું જ સમજે છે. આજકાલ મારે પણ ઘણો અનુભવ કરવાનો છે."

અનંત ગયો હતો પણ કુમુદને એમજ હતું કે જાણે એના સાન્નિધ્યમાં હોય. એ જ એને ગમશે, એનાથી જ એ પ્રસન્ન થશે

કુમુદ કેસરકર તરફ જોઈને મમતાથી હસી. "હવે કાંઈ ચિંતા કરવાની જરૂર નથી. બહેન, બધું સારૂં થઈ જશે."

પોતાના કર્તવ્યનો નિર્ણય એણે ક્ષણભર પહેલાં જ કર્યો હતો. પણ અધિકારનું ભાન તો એને અત્યારે જ થયું હતું, એ દરવાનની પાસે ગઈ ને લક્ષ્મીને બોલાવી ઉષા ભાનુને બોલાવવા કહ્યું.

બંને આવી ત્યારે એમને કેસરકર પાસે લઈ ગઈ. એના પુત્ર તરફ આંગળી કરીને કહ્યું, "ઉષા ભાનુ આ તમારાં નવાં મિત્ર છે. એ લક્ષ્મીના ઓરડામાં રહેશે. કેમ, ઠીક પડશે ને?"

ઉષાએ ડોળા ફાડીને કહ્યું. "પૂના નથી જવાનું મા?"

કુમુદે સ્થિરતા પૂર્વક કહ્યું, "ના બેટા હું અહિંજ રહીશ. તું હવે આ ઘરની ખૂબ દેખરેખ રાખી શકીશ." બંને મૂક રહીને આ વાતને જાણે ગ્રહણ કરવાનો પ્રયત્ન કરવા લાગી. પછી કેસરકર તરફ જોઈને પૂછ્યું "મા, આ નવી આયા છે?"

કુમુદે કેસરકરની કુતુહલપૂર્ણ આંખો જોઈને કહ્યું, "હા બેટા એ નવી આયા છે. અને જ્યારે બાપુજી આવશે ત્યારે એ શું પૂછશે; તે ખબર છે? એ પૂછશે કે આવી સારી આયા ક્યાંથી મળી? પછી તમે શું કહેશો?"

ઉષા ને ભાનુ બંને વિચારમગ્ન થઈ ગયાં પણ શીઘ્ર ભાનુના મોં પર પ્રકાશની રેખા આવી ગઈ "હું કહીશ અમારી મા લાવી." એણે એની અબોધ વાણીમાં કહ્યું "કેવી સારી મા!"



# રાજાજીનું પુનરાગમન

ચક્રવર્તી રાજા ગોપાલાચાર્ય પુનઃ મહાસભાના સભ્ય થયા છે, અને એમની તથા રાષ્ટ્ર પ્રમુખ મૌ. આઝાદ વચ્ચે જે પત્રવ્યવહાર ચાલ્યો છે એમાં એમણે સ્પષ્ટ જણાવ્યું છે કે મારા તથા કોંગ્રેસ વચ્ચે જે મતભેદો હતા તે હવે નાબૂદ થયા છે, અને મહાસભાની સેવા કરવા હું હવે તૈયાર છું.

જ્યારે રાજાજીએ કોંગ્રેસના પ્રાથમિક સભ્યપદેથી રાજીનામું આપ્યું ત્યારે મહાસભાની સ્થાપિત નીતિની વિરુદ્ધ એમણે કરેલા પ્રચારકાર્ય માટે શા માટે શિસ્તભંગના પગલાં ન ભરવાં એવો ઠરાવ કારોબારી સમક્ષ આવ્યો હતો. રાજીનામાંના કારણે આ ઠરાવ પસાર કરવામાં ન આવ્યો.

કોંગ્રેસ અને રાજાજી વચ્ચે મતભેદના જે મુદ્દાઓ તે વખતે હતા તેમાંના મહત્ત્વના નીચે મુજબના છેઃ—

(૧) કોંગ્રેસે લીગનો દાવો સ્વીકારી એને સંતોષવા પ્રયત્ન કરવો જોઈએ. "હું પાકીસ્તાન આપીને એના ભૂતને નીવારવા માગું છું" આવા એમના શબ્દો હતા. મુસ્લીમો જો હિંદમાં રહેવા ન માંગતા હોય તો આત્મનિર્ણયનો અધિકાર એમને અપાવો જોઈએ, લીગને ચરણે વારંવાર જવાની applasement નીતિનો આરંભ એમણે કરાવ્યો.

(૨) બ્રિટન અને મિત્ર રાજ્યો સાથેનો લડાઇ દરમ્યાનના અસહકારનો કશો અર્થ નથી. આ લડાઇમાં આપણે ટેકો આપવો જોઈએ. એમાં હિંસા અહિંસાનો સિદ્ધાંત આડે ન આવવો જોઈએ. માટે મહાસભાએ પ્રાંતાના પ્રધાનપદાં ફગાવી દીધાં એ ભૂલ કરી હતી. સરકાર અત્યારે કશું ન આપે તો યે આપણે સહકાર આપવો જોઈએ. એવી નીતિ તરફ એ અહિંસાના અનુનમ પૂજારી સરદાર

વલ્લભભાઈને ખેંચી જવા એ શક્તિમાન થયા. રાજાજીએ કોંગ્રેસ પાસે અહિંસાનો માર્ગ ચૂકાવ્યો. ગાંધીજીએ હરિજનમાં એમને વિષે લખ્યું હતું કે સરદારને પલાળવામાં રાજાજીએ ખરેખર વિજય મેળવ્યો છે.

(૩) ક્રિપ્સ દરખાસ્તનો અધૂરી હોવા છતાં દેશે સ્વીકાર કરવો જોઈતો હતો. આઠમી ઑગસ્ટનો ઠરાવ અને એ પછીની લડત એ કોંગ્રેસની ભૂલ હતી. એવી રાજાજીની માન્યતા હતી.

મતભેદના આટલા જ કારણો હોત તો એમાંના ઘણાખરાનું નિવારણ થયું છે એમ કહેવું જોઈએ. યુદ્ધ બંધ થઈ ગયું છે, મુસ્લીમોના આત્મનિર્ણયના અધિકારનો સ્વીકાર, અસ્વીકારનો મુદ્દો ગૌણ બની ગયો છે. ક્રિપ્સ દરખાસ્તોનો સ્વીકાર મહાસભા કરે તો અન્ય પક્ષો એને માન્ય કરે એમ નથી, અને સીમલા પરિષદમા પૂરવાર થયું એ પ્રમાણે સરકાર આગળ કશુ પગલું ભરવા તૈયાર નથી.

મતભેદોના આ બાહ્ય કારણો ગૌણ છે. રાજાજીની અને કોંગ્રેસની દૃષ્ટિ વચ્ચે જ એક મૂળગત તફાવત રહેલો છે. આ તફાવત આઝાદીના સગ્રામની દૃષ્ટિએ મહત્વનો છે. રાજાજી એમ માને છે કે બ્રિટિશ સામ્રાજ્યવાદનું સ્વરુપ બદલાયું છે, હવે કોઈપણ સંજોગોમા સવિનય અનાદર, કે પ્રતિકારની આવશ્યકતા રહી નથી, એથી ઊલટું દેશને નુકશાન થવાનું છે, માટે દેશે બધારણની ચળવળનો જ આશ્રય લેવો જોઈએ. The way out માંના કેટલાક ઉતારાઓ રાજાજીની મનોદશા અને તેમના રાજકીય વિચારો સ્પષ્ટ કરે છે (અત્રે નોધવુ જરુરી છે કે એમાં ફેરફાર થયો છે એવી કશી જાહેરાત રાજાજીએ કરી નથી ત્યાર પછીની એમની બધી જાહેરાતોમાં એમની આ વિચારસરણી વધારે સુદૃઢ બની છે.)

"બળોના આ જોડાણમાં સરકારી તંત્રનો એના નોકરોની વફાદારીની અતૂટ સાકળ વાળા વિશાળ તત્રનો વહિવટ એ સાવ

કાઢી નાંખવા જેવી વાત નથી એના વિરોધી બળો હોવા છતાંય વિશાળ આર્થિક, સામાજિક ફેરફારો કરાવવાનું એ એક સાધન બની શકે. કમનશીબે હિંદનો રાષ્ટ્રવાદ હંમેશ વિરોધ પક્ષે જ બેઠો છે, અને એ સત્તા તથા જવાબદારીનો માનનીય ઉપયોગ કરી શકાય છે, એવું માનવા એ અસમર્થ બન્યો છે....અહિંસક પ્રતિકાર આંદોલનનું અને પુનઃ જાગૃતિનું સબળ સાધન છે. પરન્તુ આપણા જેવી પ્રજાના પ્રતિનિધિઓના હાથમા રાજકીય સત્તાની ફેરબદલી કરાવવામાં એ પૂરતુ નથી નીવડયું. પ્રતિકારનો અંત આણીને સમજાવટ અને સમાધાનનો માર્ગ અખત્યાર થવો જોઇએ એવી કટોકટીની પળે એક મોટું અંતર પડી જાય છે. એ વેળાએ બધી ય સિદ્ધિ માત્ર ઇતિહાસરૂપ બની જાય છે......હવે આપણે સિદ્ધિઓને સંગીન કરવા માટે બીજી રસમો અખત્યાર કરવી જોઇએ"

આમ ગાંધીજીએ ૧૯૪૨માં કહ્યું હતું તેમ કોંગ્રેસ અને રાજાજી વચ્ચે દૃષ્ટિભેદ જ મોટો છે. કોંગ્રેસ સમાધાનના માર્ગમાં નથી માનતી એમ નથી. પરન્તુ પૂના ખાતે પસાર કરેલા ઠરાવ પ્રમાણે બની શકે ત્યાં સુધી સમાધાન અને જરુર પડયે પ્રતિકારની રીતમા એને અખૂટ શ્રદ્ધા છે. એને મન બ્રિટિશ સામ્રાજ્યવાદની બાહ્ય રીત રસમોમાં ફેરફાર થયો છે, પણ એના સ્વરુપમાં જરાય પલટો આવ્યો નથી. બ્રિટીશ સામ્રાજ્યવાદ અને હિંદુસ્તાનના રાષ્ટ્રીય લાગણી વચ્ચે ન સંધાય એવો અખાત પડેલો છે. અનિવાર્ય એવા અખાત પડેલો છે. અનિવાર્ય એવા આ વિરોધનો કોઈ મેળ હોઈ શકે નહિ, અને આજ સુધીનો ઈતિહાસ કહે છે તેમ મહાસભાએ આજે નહિ તો કાલે પણ પાછો લડતનો માર્ગ જ અખત્યાર કરવાનો રહેશે. બ્રિટીશ સામ્રાજ્યવાદનો અંત એટલુ જ કોંગ્રેસે નક્કી નથી કર્યું, એને મારેનો રસ્તો પણ એણે વિચારી રાખ્યો છે. આ રસ્તો છે અહિંસક પ્રતિકારનો. ઉદ્દેશ અને એનો માર્ગ બન્ને અભિન્ન છે. બન્નેમાંથી એકમાં પણ જો કોઇને શ્રદ્ધા ન હોય તો કોંગ્રેસમાં એનું સ્થાર્ન ન હોઈ શકે.

છતાં રાષ્ટ્રપતિ આજે રાજાજીને અપનાવવા તૈયાર થયા છે એ એક રીતે સમજાતું નથી. એનો અર્થ એવો થયો કે મહાસભા ચૂંટણી જંગમાં જીતવા ઉપરાંત પોતાનો માર્ગ પલટવા માંગે છે. મહાસભા હવે બંધારણનો જ માર્ગ લેગે, એવું એમાંથી ફલીત થાય છે. મહાસભા આ અર્થ સ્વીકારવા તૈયાર છે ખરી ?

બધી જ લડતો પછી મહાસભા એનો લાભ સંગ્રહીત કરવાને બદલે પાછી બંધારણવાદ તરફ ઢળી પડે છે, એમ જણાયું છે. લડતની નિષ્ફળતા માત્ર બંધારણપ્રિય મનોવૃત્તિવાળી વ્યક્તિઓને આગળ ધકેલે એ સ્થિતિ નિરાશાજનક છે. આ વખતે એમ ધારવામાં આવતું હતું કે '૪૨ની ત્રુટીઓ દૂર કરવા સંગઠન અને શક્તિને દૃષ્ટિએ કોંગ્રેસ આવકારદાયક પગલાં લેશે. સંસ્થાનું સંગઠન વધારે શક્તિશાળી બને એવા પ્રયત્નો કરવાને બદલે જો કોંગ્રેસ આવે રસ્તે જશે તો એ એને માટે ભયજનક ગણાશે, એમાં શંકા નથી.

નો. દે.



**મા બાપને**

તમારા બાળક વિશે બીજાને વાત ન કરતા. બીજાઓને કયાં તો બાળક હોય છે અગર નથી હોતું.

×

ચોરે ત્રીજોરી પર લખાણ વાંચ્યું "નકામું ધાંધલ કરશો નહિ; ત્રીજોરી ખુલ્લી જ છે." એણે આનંદસર બારણું ખોલ્યું તુરત જ ઓરડામાં પ્રકાશ પથરાયો, ઘંટ વાગવા લાગ્યો.

ચોકીએ જતાં ચોરે કહ્યું "માનવજાતમાંની મારી શ્રદ્ધા ઉઠી ગઈ છે.

# મારવાડી

જુગારમાં થયેલું દેવું મૂકવવા એક અમલદારે જૂની હિરા-જડિત વિંટી વેચવાનું નક્કી કર્યું એણે મખમલની પેટીમાં મૂકી શહેરના એક મારવાડીને મોકલી, એમાં ચિઠ્ઠી મૂકી "આની કિંમત રૂ. ૩૦૦૦ છે. જો આપવાના હોય તો વિંટી રાખજો, નહિતર પરત કરશો."

મારવાડીએ જવાબ વાળ્યો, "વિંટી રૂ. ૩૦૦૦ જેટલી નથી. બહુ બહુ તો રૂ. ૨૦૦૦ આપું"

અમલદારે તાર ઠોકયો. "માથાકૂટ નહિ જોઇએ. રૂ ૩૦૦૦ થી એક પાઈ ઓછી નહિ."

બીજે દિવસે જવાબ આવ્યો "૨૫૦૦ આપું, એક પાઇ વધારે નહિ."

અમલદારનો પુણ્યપ્રકોપ ફાટી નીકળ્યો "રૂ. ૩૦૦૦ જ. વિંટી તુરત જ પાછી મોકલો."

થોડા દિવસમાં એક પારસલ આવ્યું, અમલદારે ઉઘાડીને જોયું તો ખાલી મખમલની પેટી હતી. સાથે એક ચિઠ્ઠી હતી. "વિંટીના કોઈ ૩૦૦૦ નહિ આપે, છતાં હું ૨૮૦૦ આપું છું. જો આ કિંમતે વેચવા તૈયાર થતા હો આ સીલવાળી પેટી પાછી મોકલજો. જો ન વેચવી હોય તો એ રાખવાની છૂટ છે."

ગુસ્સે થઈ અમલદારે સીલ તોડી નાંખ્યું-એને શરતે ભાવે વિંટી વેચવી જ નહોતી. સીલ તોડતાં જ જોયું તો એમાં વિંટી નહોતી. માત્ર એક ચિઠ્ઠી હતી. "ઉશ્કેરાવાની જરૂર નથી, હું રૂ. ૩૦૦૦ આપીશ."



# વર્ષાનું નૃત્ય

વરસાદ પડવો શરુ થયો હતો.

કવિરાજ, ટાગોરનું ' મનમોર બની થનગાટ કરે 'નું કાવ્ય વાંચતા હતા.

પત્ની સાફસુફીમાં પ્રવૃત હતા.

વરસાદ જોઇ છોકરાં બહાર દોડ્યાં. બંગલા આસપાસની ઝૂંપડીમાંથી છોકરાંઓ ક્યારનાય આવી પાણીમાં છબછબીયાં બોલાવતા હતા. દેડકાં મેઘનો સાથ કરતા હતા. પાણીનાં નાનાં નાનાં ઝરણાં સાપોલીયા માફક સડકેથી સરતાં હતાં.

" અલ્યા ! બધા કયાં ગયા ? " સંતોક બ્હેને બૂમ મારી. ઘરમાંથી કશો જવાબ ન આવ્યો.

' આવરે વરસાદ ' કોકે ગીત આરંભ્યું હતું. કોક પાણીમાં હોડી તરાવાની તૈયારી કરતું હતું. બેચાર જણા સામસામી પાણી ઊછાળતા હતા. વરસાદનો વેગ વધતો હતો.

સંતોકબ્હેન બારીએ આવ્યાં " અલ્યા ` મનુ–ટસુ ! વરસાદમાં રમવા કયાં દોડી ગયા ? માંદા પડશો તો તમારી કોણ સગી સારવાર કરવા આવવાની હતી ? અંદર આવો...આવો છો કે નહિ ? "

વરસાદની જ્યમ આ વચન બાણુની કશી અસર નહોતી. શરીરે બધા રેબ ઝેબ થયા હતા.

" તમે કંઇ ધ્યાન રાખતા નથી ને "

" શું ? " કવિરાજે પુસ્તકમાંથી માથુ ઉંચુ કર્યું. બારણે સંતોકબ્હેન ઝાડુ લઈ ઊભા હતાં.

"શું શું તમારે આખો દહાડો આ થોથાં વાંચવા. અને કવિતાઓ કરવી આ છોકરાં વરસાદમાં બધા રખડવા નાશી જાય. તમે કશું ધ્યાન ન રાખો. હું તો ક્યાં બધે નજર રાખતી ફરું? આ બધા માંદા પડશે તો માવજત પાછી મારે કરવાની. તમારે કાંઈ છે?"

કવિરાજ બારીએ આવ્યા. વૃક્ષો લહેરાતા હતા. વર્ષા પ્રસન્ન મને નાચતી હતી. અને છોકરાંઓ મન મૂકીને રમતાં હતા.

એ સફાળા નીચે ઊતર્યાં ક્રેમ અલ્યા? આટલી બધી બૂમો મારે છે તોયે સાભળતા નથી? આ શુ ધાધલ માડયુ છે? ચાલો ઘરમા. બધા માર ખાવાના જ લાગનાં છે.

છોકરાં બીકના માર્યાં ઘરમાં દોડી ગયાં–માએ એકાદ બે ધોલ એમને લગાવી દીધી.

કવિરાજે 'વર્ષા મંગલ' પર કાવ્ય લખવાનું આરંભ્યું.

વર્ષાનું અંતર ઘવવર્તું હતુ



નવી વ્યાખ્યા:

ખુશામદ: માણસ કરતાય એનુ મકાન વધારે ગમે છે એવો દેખાવ કરવાની કળા

વિનય: મ્હો બંધ રાખી ગાળ દેવી.

કલ્પના: મોડી રાત સુધી પતિ ના આવે ત્યારે પત્નીના ચિત્તને રોકનાર

# અનિશ્ચિતતાના ફાયદા

સાચો અભિપ્રાય કોને કહેવો ? મારે મત તો જેમાં કશોજ અભિપ્રાય ન હોય એજ અભિપ્રાય સાચો. પરિવર્તન એજ જગતની શાશ્વત વસ્તુ છે જગત અને એની સાથે પ્રત્યેક વ્યક્તિ ક્ષણે ક્ષણે પલટાય છે. એનું મનતો વારંવાર બદલાય છે એ તો રોજીંદા અનુભવની વાત છે. એટલે એનો અભિપ્રાય અવારનવાર બદલાય અને એકજ ક્ષણમાં બે વિસંગત વાતો રજુ કરે એમાં નવાઈ પામવા જેવું શુ છે ? ટૉલ્સ્ટૉયે કહ્યું છે કે અસંતુષ્ટ માનવી જ પરમ સુખી છે. અને રોલાં જેવા કહે છે કે જે માણસ સૌથી વધારે સહે છે, એજ જીવનનું પરમ સુખ, પરમ આનંદ ભોગવી શકે છે. આમ અભિપ્રાયમાં એક વાતથી સાવ ઉલટી જ વાત વ્યક્ત કરવી એજ આપણા જગતનો સાચો નિયમ છે.

આમ છતાં આપણે બ્રિટીશ સરકારથી માંડીને ગામના પસાયતાનો આવી વિસંગત વાત માટે દોષ કાઢીએ છીએ. વાવેલે બે યોજનાઓ રજુ કરી ત્યારે લોકો પૂછે છે. એમાં તમે નવું શું કહ્યુ છે? અરે એ જ નવું છે ને! સરકાર પોતે શું આપવા માંગે છે એ કહ્યા વગર જ પોતે શું આપવાના છે એ વિશે પરિષદ બોલાવે, દિવસો સુધી આપણા મહારથીઓ ચર્ચાઓ કરે, અભિપ્રાયો ઉચ્ચારે. આ શું નાની સૂની સિદ્ધિ છે? પણ વાઇસરોયની વાત જ શુ કરવા કહીએ? કારોબારીએ ચૂંટણી વિશે ઠરાવ કર્યો અને સિદ્ધ કર્યું છે કે મતાધિકાર મર્યાદિત છે. દેશમાં નિર્બંધ વાતાવરણ નથી, હજી કોંગ્રેસના કેટલાક અંગો તરફથી પ્રતિબંધો દૂર થયા નથી, જયપ્રકાશ જેવી વ્યક્તિઓ જેલમાં છે, ચૂંટણીમાં જંગ દ્વારા દેશની સ્વરાજ્યની ભાવના કાળીયાબ થઇ શકે નહિ માટે ચૂંટણી?...ન કરવી એવું કાંઇ નહિ, એમાં મહાસભાએ અવશ્ય ભાગ લેવો..

તર્કનું પ્રમાણ જરુર નથી જ. આમેય મહાસભા તર્કને મહત્વ આપવામાં માનતી નથી, અને અંતરાત્માના અવાજમાં જેને સ્થાન મળે એ જ સાકાર થાય એ ન્યાયે મહાસભાની આવી તર્કશ્રેણી આપણને જરાએ વિસંગત લાગે છે ખરી?

એકવા ગજકારણમાં જ આવી સિદ્ધિ પ્રાપ્ત થઇ શકે છે એવું નહિ. જેલમાં અમારી સાથે એક દાક્તર હતા તે આવા અભિપ્રાયમાં પારંગત હતા.

"દાક્તર! આ રોગ વિશે તમને શું લાગે છે?"

"આમ જોવા જતા સારો થાય પણ ખરો અને તેમ જોવા જતા ન પણ થાય."

"મારે રોટલી ખાવી ખરી?"

"આમ જોવા જતા ખાવ તો વાંધો નથી, અને ન ખાવ તોય વાંધો નથી."

"પેટમાં દુખ્યા કરે છે ને?"

"અપચો હશે."

"પણ ઝાડા તો પાતળા થાય છે."

'મરડો હશે."

મારા એક મિત્ર જે પોતાની જાતને મનોવૈજ્ઞાનિક કહેવડાવવામાં ગૌરવ માને છે એ પણ આવા અભિપ્રાયોચ્ચારણમા કુશળ છે.

"આ છોકરો ગમે ત્યારે ચિડાઇ જાય છે એનું શું કારણ?"

"લાઘવગ્રંથી."

"આ છોકરો શરમાયા કરે છે તે?"

"એ પણ લાઘવગ્રંથી"

"બન્ને લાઘવગ્રંથી શી રીતે થાય?"

"લાઘવગ્રંથીના આવિષ્કાર બે પ્રકારના હોય છે. એવી ગ્રંથીથી પિડાતી વ્યક્તિ બહુ બોલે પણ ખરી; ને ન પણ બોલે."

"તો શ્રેષ્ઠતા ગ્રંથીના આવિષ્કારો ક્યા?"

"એમાં પણ વ્યક્તિ વાણી યા મૌન દ્વારા પોતાની સર્વો-પરીતા પુરવાર કરવા પ્રયત્ન કરે."

"તો બન્ને ગ્રંથીમાં કશો ફરક જ ન રહ્યો?"

"આમ જોતા જતા ફેર ન લાગે છતાં ફેર તો ખરો જ"

એમાં આ બધાનો શો દોષ છે? દુનિયા નથી એમ આ દુનિયાના જ કેટલા તત્વજ્ઞો કહેતા ગયા? અને છતાં એ છે એમજ આપણે નથી માનતા શું? લડાઇમાં બ્રિટિશ સરકારે યુરોપનો કિનારો છોડી દીધો હતો છતાં એ એકેયવાર હારી હતી એમ કોણ એના નિવેદનો પરથી કહી શકશે? '૪૨ માં સરકાર સામે લોકો વીરતાપૂર્વક લડ્યા અને એ માટે પં. જવાહર અને સરદાર જેવાના અભિનંદનો મળ્યાં, છતાં એ લડત જ નહોતી એમ આપણે બધા નથી કહેતા શું? માર્કસનો સિદ્ધાંત મને સાચો લાગે છે. વિરોધોમાંથી જ સમનવય થાય છે. બે સાવ વિરોધી અભિપ્રાયોમાંથી, હકિકતોમાંથી જ સાચી વાત તરી આવે છે. બે ભાગ્યા બે હોય તો એનો છેદ ઊડે છે, અર્થાત્ સમાન વસ્તુના છેદ ઊડે છે પણ વિસંવાદના છેદ ઊડતા સાંભળ્યા નથી જીવનમાં આના તત્વજ્ઞાનનો જેમ જેમ પ્રચાર થતો જશે તેમ તેમ માનવી સાચા સુખના પરમોચ્ચ શિખરે પહોંચશે જ કારણ કે કોઈપણ ચોક્કસ વસ્તુ એને અકળાવતી નહિ હોય. મારે આમ જ કરવાનું છે, આજ વસ્તુ સાચી છે, એવી નિશ્ચિતતાનું એને કશું બંધન નહિ હોય. એટલે કે એ સાવ મુક્ત થશે.

આ દિશા તરફ આપણે ઝડપી કૂચ કરીએ જ છીએ. અને એવો દિવસ સમીપ આવે છે જ્યારે સ્વરાજ નહિ આવ્યું હોય તો એ એની હસ્તિ છે એમ માની આઝાદી ભોગવતા થઇ જઈશું.



# વિચાર અને વાદ

[ આ લેખમાં ઉપસ્થિત કરવામા આવેલા મુદ્દાઓની ચર્ચા તંત્રી આવકારશે ]

જગતમાં પરિવર્તન કેવી રીતે કરાવવું ? એક છેડે સમાજમાં બાહ્ય પરિવર્તન દ્વારા–હાથમાં જે કોઇ અનુકૂળ સાધનો આવ્યા એ વડે, પછી એ અસત્ય, હિંસાથી ભરપુર હોય તોયે એને હરકત ન આવે–સુધારો કરાવવા ઈચ્છતા હોય એવા સામ્યવાદી બીરાદરો છે. આવા પરિવર્તન સાથે અસંમત હોય એવી કોઇ વ્યક્તિને એમાં સ્થાન હોતું નથી. વ્યક્તિત્વના વિકાસને અવકાશ હોતો નથી. વ્યક્તિ એકાદ સાંચાના મજાગરા જેવી જ બની જાય છે. અને પરિણામે ખાસ સુધારાઓની પદ્ધતિ નવા વિસંવાદો, નવી નિષ્ફળતા સર્જાવે છે. વ્યક્તિ કદાચ વધારે જડ અને જંગલી બને છે. સમાજ આગળ વધવાને બદલે પાછો ધકેલાય છે.

તો બીજે છેડે જગતના તમામ સંઘર્ષથી દૂર રહી મન પર દૃષ્ટિ સ્થિર કરી આંતરિક ચેતનાનો સાક્ષાત્કાર કરી શક્તિનું ભંડોળ વધારવા ઇચ્છતા યોગીજનો છે. શ્રી અરવીંદ જેવા સ્પષ્ટપણે માને છે કે પ્રત્યેક માનવીમાં આંતરચેતનાના જે બીજ પડયા છે એના પોષણ સંવર્ધનમાં જ માનવોત્કર્ષ છે જીવનના બાહ્ય પ્રયત્નો તામસિક પરથી રાજસિક ભૂમિકાએ જશે, ગાંધીજી જેવા એને સાત્વિક ભૂમિકાએ લઈ જશે પરંતુ એનાથી આગળની દિવ્ય ભૂમિકાનો સાધના દ્વારાજ સાક્ષાત્કાર થઈ શકે. આ પાર્થિક જીવનતત્ત્વનો સાચો હેતુ તમામ પ્રકારના કાર્યો વર્જ્ય ગણવાથી જ સધાઇ શકે એવી યૌગિક માન્યતા છે.

તો શું બધાએ આ બે છેડા વચ્ચે ઘૂમ્યા જ કરવાનું ? જનતાને બન્ને છેડા અકારા લાગે છે, કારણ કે એકમાં જો એના વ્યક્તિત્વનો,

સ્વતંત્રતાનો હ્રાસ થાય છે તો બીજે એને અગમ્ય વિચારોની ઘૂમરીમાં અટવાઇ નસીબ પર જ બધું છોડી દેવું પડે છે. સંત અને ક્રાંતિકારી અથવા પ્લેટો કહે છે તેમ રાજા અને ઋષિ વચ્ચે સમન્વય સાધવો એ કહેવું સરળ છે. પણ આજના યુગમાં જ્યાં સમસ્ત જગત તંત્ર આર્થિક, રાજકિય પરિબળોએ ઘડતું હોય ત્યાં સંત એ ક્રાંતિકારી કેવી રીતે બની શકે, અને ક્રાંતિકારી સંત કેવી રીતે બની શકે એ સવાલ છે.

આવા સમન્વયના પ્રયાસો પણ કેટલેક અંશે એક યા બીજી રીતે સંપ્રદાયમાં જ સરી પડયા છે, અને એમાંથી એના નવા ભયસ્થાનો ઉપસ્થિત થયા છે. સાધુતા તરફ વળતી ક્રાંતિકારી ચળવળ આખરે મજૂર પક્ષો જેવી સુધારાવાદી અને ઘણે અંશે થોડાક ફેરફારો સાથે વર્તમાન પરિસ્થિતિને અપનાવનારી જ બની જાય છે; અને ક્રાંતિકારી સ્વરૂપ લેવા મથતી સંતવાદી ચળવળ વધારે ઝનૂની વધારે પાશવી બને છે.

આવો સમન્વય શકય જ છે ખરો? જનતાને ક્રાંતિકારી લડતમાં પલોટવામાં જ હિંસક તત્ત્વોને પોષણ મળી રહે છે. જનતા વ્યાપી આંદોલનમાં હિંસક તત્ત્વો તુરત જ પ્રમુખ સ્થાન લ્યે છે. અને જો આવું આંદોલન ન થાય તો સમાજમાં ક્રાંતિમૂલક પરિવર્તન શકય જ કેવી રીતે બનવાનું?

બધી જ વ્યક્તિઓનું આત્મ પરિવર્તન અશકય નહિ તો કઠણ તો છે જ. વ્યક્તિ એકલા સંજોગોથી નથી ઘડાતી એ વાત સાચી; છતાં સંજોગોની અસર એના પર નથી પડતી એ કહેવું ખોટું છે. બધી જ નિર્બળતાઓ અંતરમાં જ રહેલી છે એમ કહેવું બરાબર નથી. કેટલીક નિર્બળતાઓ તો સમાજના સંજોગોના કારણે એનામાં આવી છે. ગરીબાઇ, વસવાટની ઘીચતા, પોષણનો

અભાવ—આ બધા સંજોગો માનવી પર કેવી અસર કરે છે, એ હિંદુસ્તાનના દાખલા પરથી જોઈ શકાય છે. તો હિંદ જેવા ગરીબ દેશોમાં વ્યક્તિનું આત્મ પરિવર્તન કેટલે અંશે શક્ય અને સફળ બનવાનું?

આ બધી ચર્ચાને આપણા પ્રશ્નો સાથે ગાઢ સંબંધ છે જ. હિંદુસ્તાન માટે આઝાદી કેવી રીતે હાંસલ કરવી એ પ્રશ્ન મહત્વનો બન્યો છે. કોઈપણ સ્વરૂપમાં હિંસાનો ત્યાગ અને બધા જ પ્રસંગોમાં અહિંસાનો સ્વીકાર એ શક્ય થવાનું છે ખરૂ? હિંસાનો માર્ગ પાશવતા તરફ લઈ જનારો છે તો અહિંસા વ્યકિત સંશુદ્ધિ વગર સમસ્ત જનતાને કાર્યવેગ આપી શકશે ખરી? '૪૨ નો પ્રતિકાર આટલો જલદ બન્યો એનું એક કારણ જનતાના અંતરમાં રહેલાં તામસી તત્વને વધારે પોષણ મળ્યું એ નહિ? અને જો એમ ન થયું હોય તો તે પ્રતિકાર આટલો જલદ થાત ખરો? અહિંસક શકિત અદ્‌ભુત વીરતા માંગે છે, કશાય પરિણામ કે બદલા વગર સર્વસ્વનો ત્યાગ માંગે છે, અને વિશેષમાં મનની પરમોચ્ચ સંસ્કારીતા માંગે છે. આ સ્થિતિ અમુક વ્યક્તિઓ પ્રાપ્ત કરી શકે. પણ સમસ્ત સમુદાયનું શું? તો હિંદની આઝાદી માટેનો સુવર્ણ માર્ગ કયો?

આ બધા પ્રશ્નોનો આપણા તત્વજ્ઞોએ, આઝાદીની લડતમાં પડેલા લોકોએ યોગ્ય ઉત્તર શોધવો જોઈએ. અણિશુદ્ધ આયોજન, ટેકનીક વગર આપણી બધી લડતો નિષ્ફળ જ જશે. બીજી લડત આવે એ પહેલાં આ અત્યંત મહત્વના પ્રશ્નને સર્વ બાજુઓથી છણવો જોઈએ.

**નીરૂ દેસાઇ**



# ભાવિનો રાહ

રાષ્ટ્રીય હિંદ માટે સૌથી સલામત રસ્તો પોતાના બળ પરજ મુસ્તાક રહેવાનો છે. પ્રાંતિક અને મધ્યસ્થ ધારાસભાની ચૂંટણીઓની જાહેરાત થઇ છે. (આઝાદ હિંદના જન્મ વેળાએ) જેને પ્રજાએ કચરા પેટીમાં પધરાવી દીધા છે એવા ૧૯૧૯ અને ૧૯૩૫ના કાયદા અનુસાર, ૧૯૪૫માં આવી ચૂંટણીઓ કરવી એ એક વિચિત્ર વિસંગતતા છે. મહાસભાનો એમનો હિસ્સો માત્ર ચૂંટણી જીતવા કે બહુમતિ મેળવવા પૂરતો ન હોવો જોઇએ. ચૂંટણીના અંતે આપણે ૧૯૩૭ જેવું નિર્જીવ બંધારણ જોવા નથી માંગતા. ચૂંટણીના અંતે આપણે બ્રિટીશ શાસકો અનેઆ દેશના એમના મળતીયાઓની સામે પ્રજા ઇચ્છાને ટકરાવી શકે એવી લોકપ્રતિનિધિ સભા ઘડવી જોઇએ. ફ્રેન્ચ રાજ્યક્રાંતિનો એક ઇતિહાસકાર લખે છે, "એ યાદ રાખવું જોઇએ કે પેરીસના મતદારોએ ચૂંટણી પછી વિસર્જીત થવાને બદલે પોતાનું સંગઠન ચાલુ રાખ્યું." એમણે નેશનલ ગાર્ડસ નામની પોતાની લશ્કરી સંસ્થા રચી. ઇતિહાસના વિશાળ પરિવર્તન માટે સબળ શક્તિ પેદા કરવી જોઇએ. પ્રજાની તાકાત પર આધાર રાખતી શક્તિશાળી સત્તા જો પેદા નહિ કરી શકાય તો ચૂંટણીનો વિજય અફળ જવાનો છે. "અંગ્રેજો ચાલ્યા જાવ"ની ચળવળ પછી "બ્રિટીશ છાપ બંધારણ સંસ્થા" પૂંછડી દબાવીને સ્વીકાર કરવાની હોઇ શકે નહિ. એ તો માત્ર ભૂતકાળમાં જોયેલી ગોળમેજી પરિષદનું માત્ર પુનરાવર્તન જ હશે. હવે તો લોક પ્રતિનિધિ સત્તાનું જ સર્જન હોઈ શકે.

[સીમલા ટ્રાએન્ગલ]



લે. માનવેન્દ્ર

**Simla Triangle** [અશોક મહેતા, કુસુમ નાયર; પંક્ષ પ્રકાશન; મૂલ્ય રૂ. ૧]

સિમલા પરિષદની નિષ્ફળતાની અંત્યેષ્ટિ વિધિ કરવાની કશી આવશ્યકતા છે ખરી ? ઇતિહાસની દૃષ્ટિએ વાવેલ લંડન ગયા ને સિમલા પરિષદ મુલતવી રહ્યાની જાહેરાત સુધી રાજકારણના અભ્યાસીઓ માટે તમામ માહિતીનું સળંગ વાચન આપણી ભૂલોને નવા સ્વરુપમાં રજુ કરે છે, અને જ્યારે નવી દરખાસ્તો આવી છે ત્યારે એનું પુનરાવર્તન ન થાય એની સાવધાની રાખવા પ્રેરે છે. સિમલા પરિષદમાં એવું શું હતું જેથી આપણા આગેવાનો છુટીને તરત જ ત્યાં ગયા ? ૧૭૫ વર્ષનો બ્રિટીશ શાસનનો ઇતિહાસ જ આવા આશાવાદને નિર્મૂળ કરવા પૂરતો નહોતો ? સિમલા પરિષદ જન્મી ત્યારથી જ નિષ્ફળ જવા સર્જાઇ હતી. કારણ કે (૧) બ્રિટીશ સરકાર પોતે આપમેળે સત્તા છોડવા તૈયાર નહોતી (૨) બ્રિ. સરકારે એક જ પક્ષના હાથમાં 'વીટો'ની સત્તા છેક ૧૯૪૨થી મૂકી દીધી હતી (૩) કોમી ભાગલાની વાત કરી બ્રિટીશ સરકાર પોતે જ શાસન ચલાવવા ઇચ્છતી હતી, અંતભાગના પ્રકરણમાં લેખકોએ ટુંકી પણ તલસ્પર્શી સમીક્ષા કરી આવા બધા પ્રયાસોની વ્યર્થતા પુરવાર કરી છે.

સિમલા ત્રીકોણ એ કોમી ત્રીકોણનું જ અનુસંધાન છે. જ્યાં સુધી ત્રીકોણનો પાયો નાબૂદ થાય નહિ ત્યાં સુધી એની બે બાજુઓ સંમિલીત થઇ શકે નહિ એવા શ્રી. અશોક મહેતા અને અચ્યુત પટવર્ધનના (એમનું સ્થાન આ પુસ્તકમાં કુસુમ નાયરે યોગ્ય રીતે સાચવ્યું છે) વિધાનનું સમર્થન સબળ રીતે આમાં થયું છે. જ્યાં

સુધી બ્રિટીશ સરકાર જવાની નથી ત્યાં સુધી કોમી સમાધાન શક્ય જ નથી. આવાં સમાધાનની વાત કોંગ્રેસે બાજુએ મૂકી જોઇએ અને "અંગ્રેજો ચાલ્યા જાવ"ના બુલંદ નાદ પર નવા કાર્યક્રમના મંડાણ થવા જોઇએ.

પુસ્તિકામાં સિમલા પરિષદ અંગેની તારીખવાર માહિતી નિવેદનો છે. એની હળવી બાજુઓ છે. આરંભ અને અંત સિવા લેખકોએ પોતાનું મંતવ્ય ક્યાય રજુ કર્યું નથી અને આ હકીકતોને જ બોલવા દેવામાં ઔચિત્ય દાખવ્યુ છે. પુસ્તિકા સર્વ દૃષ્ટિએ સંઘરવ યોગ્ય બની છે.

×

## The Children of Light–The children of Darkness

[લે. રેનોલ્ડ નેબ્હુર; પ્રકાશક નીસ્બેટ એન્ડ કો; મૂલ્ય શી ૭–૬] અંગ્રેજીના વાચકોમાં નેબ્હુરનું નામ Moral Man & Immoral Society ના લેખક તરીકે પં. જવાહરલાલે ઠીક જાણીતું કરી મૂક્યું છે. જગતના જજ વિચારકોમાં એનું સ્થાન છે એ પાદરી હોવા છતાં ય એક જ વિચારની રાહે ચાલનારા નથી જગતના સર્વ પ્રવાહોનો વિલક્ષણ અભ્યાસ અને તુમુલ સંઘર્ષનું નિરીક્ષણ એને સદા સજાગ રાખે છે. માટે એણે 'નીતિમાન માનવી'નો સિદ્ધાંત આજે તો ઘણે દૂર મૂકી દીધો છે. આ પુસ્તકમા એણે માનવજાતને અકળાવતા પ્રજાતંત્રના પ્રશ્નની વિશદ ચર્ચા કરી છે.

પ્રજાતંત્રનો પ્રશ્ન ધારવામાં આવે છે એટલો સરળ નથી માનવસ્વભાવ મૂળે તો સારો છે, માનવીનું શિક્ષણ પલટો, આર્થિક રાજકિય બળોનું પરિવર્તન કરો. દુનિયા સારી થઇ જશે, એવા વિચારમાં શ્રદ્ધા ધરાવવાની એ ના પાડે છે. આવો વિચાર પ્રજાતંત્રના આદર્શમાં જ ઘા કરે છે. માનવીની જીવનવૃત્તિના એ સ્વરુપ છે. એક છે આત્મસિદ્ધિ માટે આત્મ સમર્પણનું. એ ઉદાત્ત છે. કારણ કે એ દ્વારા પ્રકાશના પથે માનવી જઇ શકે છે. બીજું સ્વરુપ છે

સત્તા અને પ્રતિષ્ઠાનું. એ બન્ને સ્વરૂપ લગભગ અભિન્ન થઈ ગયાં છે અને આદર્શ એ પણ સત્તાનું, પ્રતિષ્ઠાનું અન્તર્ગતપણે સાધન બની ગયું છે. માનવી આત્મત્યાગી બનશે જ એમ માનવાની જરૂર નથી તો પછી ભાવિની આશા શેમાં છે? પૂર્વગ્રહથી વંચિત એવા ન્યાયના સમદર્શી સર્વાંગી ખ્યાલ પર એકમતિ મેળવી, વિરોધી વૃત્તિઓ અને વિરોધી વિચારોનો સહ્ય એવો સમન્વય શોધવામાં. સામાજિક ન્યાયનો પ્રાંત સિમાબધ્ધ ન હોઈ શકે. એના મૂળ પાયાઓમાં આપણે ઊંડી ખોજ કરવી જોઈએ; એની યોગ્ય તુલના અને મૂલ્યાંકન કરવાં જોઈએ એ જ રીતે માનવ સંબંધો વધારે સુદૃઢ બનશે.

કેવી રીતે આ કરવું એની ચર્ચા નેહરુએ આમાં કરી નથી. પરન્તુ જગતના અન્ય વિચારકો આગળ આજ પ્રશ્ન અન્ય રીતે મૂકાયો છે. કોટસે 'Ten Modern Prophets'માં આવા વિચારકોની વિચારક્રાંતિનું દર્શન કરાવ્યું છે. આ બધા જ વિચારકો–હર્ડ, હક્સલી, જોડ, મરે, સ્ટેપલડન–એક વસ્તુ વિશે સંમત છે. સંનિષ્ઠ નૈતિક પ્રયાસ દ્વારા સાચી સામાજિક અસર પેદા કરી શકાય. આંધળા, આર્થિક પરિબળોમાંથી ઉત્પન્ન થનાર સમાજ કેવો થશે એનો બર્નહામ જેવાએ Managerial Revolution મા દર્શાવ્યુ છે. આવો સરમુખત્યાર શાહી, માનવ સંબંધોચ્છેદક સમાજનું અસ્તિત્વ ન થવા દેવું હોય તો પ્રગતિના બળોની બૌદ્ધિક, નૈતિક અને લાગણીની શક્તિ ખૂબ જ વધારવી પડશે. એ માટે વ્યક્તિની આંતરિક શુદ્ધિ, પરિવર્તનના માર્ગ માટે શુદ્ધ સાધનોની પસંદગી, સત્યનો આગ્રહ–એની આવશ્યકતા રહેવાની છે.

નેહરુએ ભલે કહ્યું નથી સૂચવ્યું પણ આ રસ્તો આજે તો ગાંધીજીએ લીધો છે. એની સર્વગ્રાહી આર્ષદૃષ્ટિએ સમાજ પરિવર્તન અને વ્યક્તિ પરિવર્તનનો સુમેળ જોયો. અને વિચારને નિષ્ક્રિયતામાં સરવા દીધા વગર એમણે કાર્યથી વધારે સંપુષ્ટ બનાવ્યો છે.

આ પુસ્તક આપણા બધા વિચારવંત સ્ત્રી પુરુષો વાંચે જ.



દૃષ્ટિક્ષેપ : -

# ગુજરાતી કિતાબો

જીવનઝરણાં [ લે. રાવજીભાઇ પટેલ; પ્રકાશક નવજીવન કાર્યાલય; મૂલ્ય રૂા. ૨–૮–૦ )

શ્રી. રાવજીભાઇ ગાંધીજીના દ. આફ્રિકાના સત્યાગ્રહ કાળના સાથીદાર છે, અને એમણે પોતાના જીવનના સંસ્મરણો આમાં આલેખ્યાં છે. વ્યકિતગત જીવનના જ પ્રશંસામાત્ર કે દોષદર્શન એમાં નથી. રાવજીભાઇ જેવા જીવનની પા સદી એકનિષ્ઠ ભાવે જાહેર સેવામાં ગૂજરનાર માટે એ પણ ક્ષમ્ય ગણાય. કારણ કે અનેક સેવાર્થી ભાઇ બહેનોને એમાંથી જીવનનો બોધપાઠ પ્રાપ્ત થઇ શકે એમ છે. રાવજીભાઇએ જાહેર જીવનના અનેક સ્મરણો આમાં ગૂંથ્યા છે. અને વિશેષતઃ પૂ. ગાંધીજીના ગૂજરાતના વસવાટના સ્મરણો તો એમના નિસ્પૃહી જીવનારંભનું સુરેખ દર્શન કરાવે છે. સ્મરણોની સમૃદ્ધિ એટલી વિપૂલ છે કે સદાય જીવન ઘડવૈયા માટે એ એક યા બીજી રીતે માર્ગદર્શક થઇ પડશે જ.

આ જીવન ચરિત્રના ભયસ્થાનો શ્રી કિશોરલાલભાઇએ પ્રસ્તાવનામાં દર્શાવ્યા છે. શ્રી રાવજીભાઇએ જાતનું લ.ઘવ વારંવાર ગાયુ છે. જીવનમાં ત્રૂટીઓ હોય, પરંતુ એથી અવારનવાર વિષાદમાં સરી જવું યોગ્ય ખરૂં ?

બીજી પણ એક વસ્તુ નોંધવા વિચારવા જેવી લાગે છે. માણસ એકની એક ભૂલ વારંવાર, એ વિશેનું યોગ્ય દર્શન થયું હોય તોય શું કરવા કરતો હશે? અને ગાંધીજીના ઘણા અનુયાયીઓમાંય એમનાં જીવન સિદ્ધાંતને પહોંચી વળવાની અશક્તિ કેમ, કેવી રીતે દેખાતી હશે? ગાંધીજીના આદર્શો અવ્યવહારુ નહિ તો અઘરા તો છે જ. રાવજીભાઇના આત્મકથાએ આ બધાનાં મૂલ્યાંકનનો નિર્દેશ કર્યો છે.

ગૂજરાતી જીવનકથા સાહિત્ય ઘણું જુજ છે. આપણા જાહેર જીવનના કાર્યકરો અંતરમાં આ વિશે સક્ષોભ અનુભવે છે. એ ઉચીત નથી. આ પુસ્તકે સક્ષોભ ટાળ્યો છે તો બીજાઓ એનું અનુસરણ કરે એવી આશા સેવીએ.

×

કડે પહોરે (લે. મુનિકુમાર ભટ્ટ; પ્રગ્ન પ્રકાશન, મૂલ્ય રૂા. ૩-૦-૦) આખરે ઊણા હાસ્યસાહિત્યમાં એકનો ઉમેરો થયો છે. શ્રી મુનિકુમારે 'તુલિકા પાટવ' લખી થોડી સસિદ્ધિ પ્રાપ્ત કરી હતી એજ લખાણો આજે ગ્રંથસ્થ થયા છે શ્રી મુનિકુમારનો હાસ્ય રસ આરંભમા સૂક્ષ્મ અને જીવનની વિસંગતતાઓ અને વિરોધોમાં ઉપજતો હોય છે. પરંતુ પાછળથી એ પણ શબ્દ ચમત્કૃતિઓમાથી સરી પડે છે. હાસ્ય રસ સ્થૂળ ન બને એ માટે એની ચમત્કૃતિ એના શબ્દાન્વેષણમાં નહિ પણ ભાવાન્વેષણમાંથી નિષ્પન્ન થવી જોઈએ પાછના કેટલાક લખાણોમા શ્રી મુનિકુમાર આવા એકાદ ભાવને પકડવા સમર્થ નથી નીવડતા અને કોક ઠેકાણે તો અસંગતિ દોષ પણ જ્ણાય છે. આમ છતાં 'તૂલિકા પાટવ' ગૂજરાતી સાહિત્યમા અપૂર્વ લેખમાળા બનશે જ. એના સરળ પ્રવાહમા, રોજ બ રોજના જીવનમાથી વિણેલા પ્રસગોમા આપણે જીવનનો સાચો હાસ્ય રસ નિહાળી શકીએ છીએ ખરા સામાન્ય અને સાહિત્યિક પ્રસગોમાથી હાસ્ય ઉપજાવવાની શક્તિ એમને સુસાધ્ય છે લેખકે હવે લગભગ લખવાનું બંધ કર્યું છે એ હવે ચાલુ કરે તો આપણા એક સારા હાસ્ય લેખકને આપણે પાછા મેળવી શકીએ ખરા

×

પાંખ વિનાનાં [લે. ઉમેદભાઇ મણિયાર; પ્રકાશક, ભારતી સાહિત્ય સંઘ, મૂલ્ય રૂા ૩]

વાર્તા સંગ્રહની વિશેષતા પ્રવેશકકાર શ્રી ઉમાશંકર જોશી કહે છે તે પ્રમાણે સમગ્ર જીવન રચનામા પડેલા કરુણને ઊઠાવવાની

લેખકની તાકાતમાં છે. રોજંદા જીવનના પ્રસંગોમાંથી હાસ્ય ઘણું ઉપજાવે છે, ઉર્મિલ કરુણા ય ઘણી જગાવે છે. પરન્તુ ઘટનાઓ ને પાત્રોને જ આ કરુણ સર્જાવવાનું કામ સુપ્રદ કરી, જાતને સાવ તટસ્થ રાખવાનું મુશ્કેલ કામ ઉમેદભાઈએ સાધ્યું છે. બધી જ વાર્તાઓ મુખ્યત્વે વાર્તા અને ઘટના પર જ આધાર રાખે છે ભાષાની માર્મિકભરી ગૂંથણી કે કુદરતના યા સમાજના બહારના વાતાવરણની એ સહાય ઓછી લ્યે છે. પાત્રો અને ઘટના જાણે સ્વાવલંબી બનીને જ વાર્તાની જમાવટ કરે છે. શ્રી ઉમેદભાઈની આ વાર્તા કલા એ રીતે શ્રી. ગુલાબદાસ બ્રોકર જેવાની પંગતમાં એમને સરળતાથી મૂકે છે.

માનસ વિશ્લેષણની વાર્તાઓ કોઈકવાર સામાન્યતામાં ય સરી પડે છે. 'વર પધરાવો સાવધાન', 'પ્રીતિકૃષ્ણ ખંડેરાવ', 'છપ્પરપગી' એ આ રીતે અતિ–સામાન્ય વાર્તાઓ બની ગઈ છે અને 'હું એકલી છું', 'છબી', 'શીવશંકર', 'વેર' એ સંગ્રહની ઉત્તમ વાર્તાઓ આજ વેધક માનસપૃથક્કરણના કારણે ઉત્તમ બની છે.

બધી જ વાર્તાઓને ઘેરતો એક વિચારદોર છે. માનવી સમભાવ અને કલ્પના ગૂમાવી બેસે છે ત્યારે પાંખ વિનાનો થઇ પડે છે. જુદા જુદા માનસ આવિષ્કારો દ્વારા આ રહસ્ય લેખકે સ્ફુટ કર્યું છે. આ કારણે વાર્તાઓમાં નાવીન્યનો અભાવ કોઈ વાર લાગે છે. બધી જ વાર્તાઓ એક જ કરુણ પ્રવાહમાં વિષાદયુક્ત છાપ મૂકતી આગળ વધે છે. અલબત્ત વાર્તાકલાને એથી જરા ય ક્ષતિ નહોતી પહોંચતી પરન્તુ ભિન્ન ભિન્ન ભાવયુક્ત વાર્તાઓ સંગ્રહમાં મૂકાઈ હોત તો વધારે ઊચીત થાત.



# આવતી આર્થિક મંદી

**આજની** આપણી સમાજ વ્યવસ્થા એવી છે કે બેકારી એ તેણે એક સમાજનું આવશ્યક અંગ થઈ રહી છે. પણ જ્યારે યુદ્ધ શરૂ થાય છે ત્યારે બેકારી–માણસની ને ઉત્પાદક દ્રવ્યોની અદ્રશ્ય થઇ જાય છે. તે જ પ્રમાણે આ યુદ્ધમાં થયું. યુદ્ધની તૈયારીથી ને યુદ્ધ શરૂ થાય ત્યારે બેકારી એકદમ ઓછી થઇ જાય છે. વળી યુદ્ધમાં સરકારને યુદ્ધ ચલાવવા માટે વસ્તુઓની ને માણસોની મોટા પ્રમાણમાં જરૂર પડે છે. તેને લીધે મજૂરીના દર વધે છે ને વસ્તુઓના ભાવમાં ઉછાળો આવે છે, વળી યુદ્ધનુ ખર્ચ પ્હોંચી વળવા સરકાર કરવેરા વધારે ને લોનો પણ બે તેથી આજના યુદ્ધનું મહાભારત ખર્ચને પ્હોંચી ન વળાય એટલે કેટલેક અંશે ચલણી નાણાંનો ફુગાવો-પણ કરવો પડે છે. આ ફુગાવાના લીધે પણ વસ્તુઓના ભાવ વધે છે. એટલે બેકારી નાબુદ થવાથી ને વસ્તુઓના ભાવ વધવાથી ઉદ્યોગપતિઓ, મજુરો વેપારીઓ બધાને સર્વત્ર જાહોજલાલી દેખાય છે. પણ યુદ્ધ પુરૂં થયે મંદી આવવાના ચિહ્ન સર્વત્ર દેખાય છે.

મંદી આવવાના કારણો તો ઘણા છે. ૧) સરકાર જે મોટા પાયા ઉપર ને ગમે તે ભાવે માલ લેતી હોય તે માંગ બંધ થાય. જે યુદ્ધને લીધે માલ ખપતો હતો તે બંધ થાય એટલે એ બધી વસ્તુઓના ભાવ પડવા માંડે. એ વસ્તુઓ ઉત્પાદન કરનારા કારખાનાં બંધ થાય એટલે મજુરો બેકાર થાય ને એમની માંગ ઓછી થાય.

૨) તેજ પ્રમાણે લાખો માણસો જે યુદ્ધને લીધે લશ્કરમાં ને લશ્કરની જરૂરીયાતો પૂરી પાડવાના કારખાનામાં રોકાયા હોય તે બેકાર થાય ને માણસની કમાઇ ઘટે એટલે એની વસ્તુઓની માંગ ઘટે. એટલે પણ મંદી જરૂર આવે.

આની સામે બીજી બાજુ છે. યુદ્ધમાં ઘણાએ ઘણા પૈસા બનાવ્યા હોય ને સરકારી અંકુશો ને લીધે એ પૈસાનો ઉપયોગ ન કરી શકયા હોય તે અંકુશો નાબૂદ કરવામાં આવે તો આ લોકો માલ ખરીદવા માંડે એટલે વસ્તુઓના ભાવ વધે તેથી જ અંકુશો ધીમે ધીમે ઓછા કરવા જોઇએ.

પણ સરકારની ને યુદ્ધની અંગેની માંગ ઓછી થાય તેટલા જ પ્રમાણમાં જનતાની જરૂરીઆતો માટે મૂડી મજુરી વિ. ની માંગ ઉભી કરવામા આવે તો મંદી ન આવે. પણ એ માંગ ઉભી કરવા માટે બેકારી અટકાવવી જોઇએ.

જે લશ્કરમાં કામ કરતા હોય તે હવે છુટા થશે. એમની ઉપજ જશે તો જો સરકાર પાસે જેમ જેમ માણસોને યુદ્ધની પ્રવૃત્તિમાંથી છુટા કરવામાં આવે તેમ તેમ બીજા કોઈ ઉત્પાદક ધંધામાં નાંખી દેવાની યોજના હોય તો એ લોકો બેકાર ન થાય ને માંગમાં ઘટાડો ન થાય ને તેટલે અંશે વસ્તુઓના ભાવ પડતા અટકે.

તે જ પ્રમાણે જે ઉદ્યોગો કે કારખાનાઓ યુદ્ધનો સરંજામ પુરો પાડતા હતા તેમને લોકોની જરૂરીઆતોનું ઉત્પાદન કરવામાં બદલી નાંખવામાં આવે તો એ ઉદ્યોગોમાં રોકાયલા માણસો પણ બેકાર ન થાય. એમની ઉપજ પણ ચાલુ રહે ને વસ્તુઓના ભાવ પડતા અટકે.

પણ યુદ્ધ દરમિયાન જે જાતનાં આપણા દેશમાં ફુગાવો થયો છે તે તો ચાલુ ન જ રહી શકે. એટલે કે કેટલેક અંશે ચલણી નાણાંનું પ્રમાણ ઘટાડવું જ પડશે. પણ એ ઘટાડવા સાથે ઉપર કહ્યા પ્રમાણે જે ઉત્પાદક દ્રવ્યો ને મજુરો યુદ્ધ પુરૂં થવાને લીધે બેકાર થયા હોય તેમને પાછા એમના જૂના ધંધામાં કે નવા ધંધામાં રોકવાની યોજના તૈયાર હોય તો મંદી આવતી અટકે તે જ પ્રમાણે યુદ્ધની માંગ પુરી થતી જાય તેની સાથે સાથે ને સરકાર ને ઉદ્યોગો

તરફથી નવા રસ્તા નવી નહેરો નવી રેલ્વે નવા કારખાના કાઢવાની યોજનાઓ તૈયાર હોય તો મંદી આવતી મોટે ભાગે અટકાવી શકાય.

વળી યુદ્ધને લીધે પરદેશી માલ આવતો બંધ થયો તે દરમિયાન આ દેશમા ઘણા નવા ઉદ્યોગો શરૂ થયા હવે પરદેશી માલ આવતો થાય તો આ ઉદ્યોગો બધ થાય ને એમાં રોકાયના માણસો છૂટા થાય એટલે પણ મદીની અસર લાગુ પડે. એ અટકાવવા માટે સરકારે આવા ઉદ્યોગો ને સંરક્ષણ આપવા તૈયાર રહેવુ જોઇએ માટે તેથી જ ઘણા દેશોમા યુદ્ધ પુરૂ થયે મદી અટકાવવા માટે યોજનાઓ તૈયાર કરવામાં આવી હતી ને અમલમાં પણ મુકાશે આપણા દેશમા સરકાર પાસે આવી યોજનાઓ તૈયાર છે કે નહિ તે આપણને ખબર નથી ને આવી યોજનાઓ અમલમા મુકવા સરકાર શુ પગલાં લેવા ધારે છે તેની પણ આપણને ખાસ માહિતી નથી. એટલે આપણા દેશના અકુશો જાય કે પાચ છ વર્ષની લોકોને લાગેલી ભૂખ સતોષવા લોકો આખ મીચીને ખરીદવા માડે ને તરત ભાવ વધી જાય તો પછી એકદમ મદી આવે તે અટકાવવા માટે અકુશો ચાલુ રાખી જે યોજનાઓ સરકારે માલની ને મૂડીની માગ ચાલુ રાખવા માટે કરી હોય તેનો તરત અમલમા મુકે તો યુદ્ધનું આર્થિક તત્ર આપણા રોજીદા આર્થિક તત્રમા—અનમત્ત ફેરફાર સાથે—રગુ મદીના જગમમાથી પસાર થયા વગર ફેરવાઈ જાય

**S V D.**



ભાષા વૈવિધ્ય

પતમના પાવળા કાગળ જેવી પરિણીત સ્ત્રી પુરૂષોની લાગણી (ખાઉકર) ગ્હોને રિમતની કલાઇ લગાવી ઉજણુ કરી (કમેદભાઈ મણીયાર) ધુમાડાના નાના નાનાં રૂપીયા જેવા ગોળ ગોળ વાદળાઓ (કમેદભાઇ મણીયાર)

.·. રાજકીય નોંધ

# શું લેવું ? સોય કે કાતર ?




આત્મનિર્ણયની મૂંઝવણ

ચૂંટણી ૧૯૪૬ મા થશે અને એમા ચૂટાયલા સભ્યોમાથી બધારણ ઘડનારુ મંડળ રચાશે, એવી જાહેરાતે બધા જ રાજકીય પક્ષોનું ધ્યાન આગામી ચૂંટણી જંગ પર કેન્દ્રીત કર્યું છે. પૂનામા મળેલી મહાસભાની કારોબારી આગળ સૌથી મહત્વનો પ્રશ્ન આજ હતો. '૪૨ ની ગૌરવવતી લડત માટે અભિનંદન, સ્ટર્લીંગ રોકાણો, હિંદી રાષ્ટ્રીય સૈન્ય, મલાયા સિયામની ગુનામી, કે અન્દામને વતનના જોડાણનો પ્રશ્ન–મોટા મોટા ભભકભર્યા ઠરાવો છતાય ગૌણ હતા. વાવેલની નવી (એમા નવુ કશુ જ નથી) જાહેરાત અગાઉ ચૂંટણી માટેનો નિર્ણય કારોબારીએ લીધો જ હતો. ચૂંટણી જંગમાં ભાગ શા માટે ન લેવો જોઇએ એના કારણોની તલસ્પર્શી રજુઆત દર્શાવમા કર્યા પછી સ્વાભાવિક રીતે એમજ લાગે કે એમાં ભાગ નહિ જ લેવાનો એ નિર્ણય કરશે પરન્તુ એ નિર્ણય અનિવાર્ય હતો વર્તમાન રાજકીય પરિસ્થિતિ ,અને મનોસ્થિતિમા એથી

વિશેષ કારોબારી કાંઇ કરી શકે એમ નહોતું. ૧૯૪૨ ના ઠરાવની વિશેષ પુનરુક્તિ પછી અમલી કાર્યક્રમ આ સિવાય બીજો છે પણ શો?

ચૂંટણી ૧૯૩૭ના રસમે કરવાનું તો શકય નથી જ, થવાનું. ૧૯૩૫ના નિર્જીવ બંધારણના ખોળામાં રહીને સત્તા હાંસલ કરવાનો કે આગળ પ્રગતિ નોંધાવવાનું અશકય બની ગયું છે. હિંદની આઝાદીની આકાંક્ષાઓને ૧૯૩૭માં આ બંધારણ સંતોષી શકયું નહોતું. આજે તો એ બ્રિટીશ સામ્રાજ્યવાદનો કાયમી અંત જ ચાહે છે. '૪૨ની લડતનો જુસ્સો આજે આથમ્યો હશે, પરન્તુ એ લાગણી 'અંગ્રેજો ચાલ્યા જાવ' આજેય કાયમ છે. ચૂંટણી જંગનું પ્રયોજન હોય તો એ આટલું જ છે. એ દ્વારા આવનાર જાગૃતિ વધુ ઘટ્ટ બને, મહાસભાની સમસ્ત સંસ્થાને બળવાન બનાવી એને જ લોક-પ્રતિનિધિ સભામાં ફેરવી નાંખે. ચૂંટણી પૂરી થતાં જ કયાં તો સમસ્ત સત્તાના સૂત્રો આપણે હાથમાં લઇએ, અને બ્રિટીશ સરકારનો અંત જાહેર કરીએ, અગર આઝાદીનો જંગ ખેલી લઇએ મહાસભા દેશની આકાંક્ષાઓને સંપૂર્ણતઃ મૂર્ત કરે છે. એ પોતે જ એ રીત લોક પ્રતિનિધિ સભામાં ફેરવાઈ જાય તો એમાં કશું ખોટું નહિ ગણાય. ચૂંટણી જવાહરલાલ કહે છે તેમ એક જ મુદ્દા પર લડાવી જોઈએ—હિંદની મુકમ્મીલ આઝાદીના મુદ્દા પર.

કોંગ્રેસ આ જંગમાં પોતાની તમામ શક્તિસહ ઝંપલાવશે એમાં તો શંકા નથી. એ આને માટે એક સરસ મેનીફેસ્ટો ઘડી કાઢશે એમાં પણ શંકા નથી. પરન્તુ એણે પોતાની ભાવિ નીતિ સ્પષ્ટ શબ્દોમાં જાહેર કરવી જોઇએ. ૧૯૩૭ના મેનીફેસ્ટો પ્રમાણે, આપણે બંધારણ તોડી નાંખવાનું હતું. એને બદલે એનો અમલ કરતા થઈ ગયાં. હવે ૧૯૩૫ના બંધારણ પ્રમાણેના હોદ્દા સ્વીકાર વિશે કોંગ્રેસે બીજું કાંઇ નહિ તો પોતાની નીતિ સ્પષ્ટતાપૂર્વક જાહેર કરવી જોઇએ.

ચૂંટણી અંગે બીજા પક્ષો પણ ઠીકઠીક સાવચેત થવા માંડ્યા છે. મુસ્લીમ લીગે તો ચૂંટણીની જાહેરાત અગાઉ એનો પ્રચાર આરંભી દીધો છે. લઘુમતિ પ્રાંતોમાં એણે ઠીકઠીક સંગઠન સાધવા માંડ્યું છે. આ પ્રચારે એના કાર્યમાં સારો એવો વેગ આણ્યો છે. ચૂંટણી ન આવી હોત તો લીગ શું કરત એ સવાલ વિચારવા જેવો છે ખરો. પ્રજાની તાકાત વધારવાની એની રીત માત્ર વિરોધાત્મક અને ઈન્કારાત્મક જ છે. ચૂટણીમાં મત ખેંચવા પૂરતી આ યુક્તિ સફળ થઇ શકે ખરી પરંતુ એ પછીના ગાળામાં શું!




આર્થિક દષ્ટિએ

લીગની નીતિએ બીનલીગી મુસ્લીમોની એકતા સ્થાપી છે, એ ચૂંટણી જંગનું બીજું આવકારદાયક ચિહ્ન ગણાવું જોઈએ. વિરોધ કરશો તો એનું બળ વધશે એમ માનીને લીગને બધાએ ઠીક ઠીક મેદાન આપ્યું હતું પણ ચૂંટણીમાં સમાયેલા મહત્વના મુદ્દાઓએ બધાને જાગતા કરી દીધા છે. મૌ. આઝાદે કહ્યું છે તે પ્રમાણે બીનલીગી મુસ્લીમોએ આઝાદ અને સંયુક્ત હિંદના એકજ મુદ્દા પર ચૂંટણી જંગ ખેલવો જોઈએ. આવી ભૂમિકા દિલ્હી ખાતે જમીયત-ઉલ-ઉલેમાના આશ્રયે મળેલી પરિષદે પેદા કરી છે ખરી.

આ બધા રાષ્ટ્રપ્રેમી મુસ્લીમોએ ભય છોડીને લીગનો મુકાબલો કરવો પડશે. નિર્મળ રાષ્ટ્રવાદને તમામ પ્રકારના ગંદા મલિન વિરોધનો સામનો કરવો પડે છે. એવા વિરોધ છતાં ય એ આખરે ટકે છે, સબળ બને છે એ તો સરકારે '૪૨ની લડત પછી મહાસભાને બદનામ કરવાના બધા પ્રયત્નો છતાં એ વધુ શક્તિશાળી બની તે પરથી દેખાઈ આવે છે, બીનલીગી મુસ્લીમો આવી શક્તિ દેખાડશે ખરા? હંમેશને માટે પ્રગતિ અવરોધતા બળોને નિર્મૂળ કરવાનો નિર્ણય એમણે કરી લેવો જોઈએ. અને એમાં એ સફળ થશે એમાં જરાએ શંકા નથી. દિલ્હીમાં જે નક્કી કર્યું છે તે પ્રમાણે પરાજયનો કે મારનો ભય છોડી એમણે એકે એક બેઠક માટે મુકાબલો કરવો જોઈએ.

હિંદુ મહાસભા ચૂંટણી જંગમાં ઝૂકાવશે જ એવી જાહેરાત ડૉ. શ્યામપ્રસાદ મુકરજીએ અમદાવાદમાં જ કરી હતી. એ બંગાળ સિવાય અન્ય સ્થળે આવી સફળતા પ્રાપ્ત કરે એવો સંભવ નથી. ચૂંટણીની એની ભૂમિકા કારોબારીની અખંડ હિંદુસ્તાન વિશેના



આજનું જર્મની



શ્રી તાતા-બીરલા ગયા'તા સાંઢણીએ ચઢીને

ઠરાવ પછી સરી જાય છે, સિવાય કે એ રૂઢિચુસ્ત હિંદુ ધર્મને સાચવવાની નવી ભૂમિકા સરજે. આવું એ કાંઈક કરશે ખરી એમ હિંદુ મહાસભાવાદીઓના છેલ્લા નિવેદનો પરથી જણાય છે.

આંબેડકરવાદીઓનું ફેડરેશન પણ હવે એકાએક જાગૃત બન્યું છે. હરિજનો એક જુદી પ્રજા છે અને જો દશ કરોડ મુસ્લીમોને બધું અલગ મળતું હોય, વિશિષ્ટ સત્તા મળતી હોય તો છ કરોડ હરિજનોને કેમ નહિ, એવી દલીલ ડૉ. આંબેડકરે તેમના છેલ્લા પુસ્તકમાં કરી છે ખરી. ચૂંટણી જંગમાં ડૉ. આંબેડકર બીજા જીન્હા બને તો વિસ્મય નહિ થાય. એ ચૂંટણી જંગમાં આ ધોરણે જ હિસ્સો લઈ શકે અને હિંદુઓ તરફ હરિજનોના વધતા રોષનો લાભ લઈ શકે

રૉયવાદીઓનો આવા મર્યાદિત મતાધિકારવાળી ચૂંટણીમાં ભાગ લેવામાં માનતા નથી. લડાઈનો અંત આવવાથી એમનું પ્રચારકાર્ય બંધ થયું હોવાથી "દીન અને દિમાગ" સાથે પ્રશ્ન



કર્મને આવ્યા ઠેલા ખાંધે મૂકીને

મતાધિકાર માટેની ઝૂંબેશમાં એમણે ઝંપલાવ્યું છે. સામ્યવાદી બિરાદરો ચૂંટણીમાં પ્રગતિશીલ બળો—કોંગ્રેસ, મુસ્લીમ લીગ આંબેડકરવાદી હરિજનો—ને વિજય મળે એવો પ્રયાસ કરશે. હિંદુ કમ્યુનિસ્ટ કોંગ્રેસમાં જશે, મુસ્લીમ કમ્યુનિસ્ટ લીગને ટેકો ધીરશે અને હવે હરિજન કમ્યુનિસ્ટ આંબેડકરને ઉત્તેજન આપશે. જે કોઇનો વિજય થશે એ આખરે તો કમ્યુનિસ્ટોનો જ ગણાશે એવો અભિમાન-પૂર્વક દાવો તો કરી શકાશે. એ ઓછી સિદ્ધિ છે? અહિં તહીં મજૂર મંડળો દ્વારા કે પંજાબમાં થોડીક અકાલી બેઠકો દ્વારા કેટલાક 'બીરાદરો' ધારાસભા પ્રવેશ કરી શકશે ખરા. અને એમની 'નીતિ' પ્રમાણે શક્ય હોય ત્યાં કોંગ્રેસ અને અન્ય મંડળો સાથે સહકાર દ્વારા અને નહિતર પ્રતિકાર દ્વારા ઉમેદવારો ઉભા કરવાનો પ્રયાસ થશે પણ ખરો. ચૂંટણી જંગના એમના મુદ્દાઓની આતુરતાપૂર્વક આજે તો રાહ જોવાય છે.

×

મહાસભા સમિતિની બેઠકમાં બાજી ઠાઠમાઠ, ધોધમાર વરસાદ સિવાય બીજું કશું નહોતુ. કારોબારીએ કરેલા નિર્ણયો પસાર કરવાના હતા અને વરસાદે શબ્દોના આતશને પણ જરાક ઠંડો બનાવી દીધો. મહાસભા સમિતિની બેઠક અમાઉની માફક હવે કેટલી સજીવ અને સક્રિય બનશે, એ જોવાનું રહે છે કારોબારી પાસે વધુ ને વધુ સત્તાઓ આવતી જાય છે, અને કોંગ્રેસની ધારાસભા રૂપ લેખાતી મહાસભા સમિતિને એને સંમતિ આપવા સિવાય બીજુ કશુ ઉપયોગી કાર્ય બજાવવાનું નથી રહેતું




વાવેલના એક નવા જીવનચરિત્ર વિષે કહેવાયુ છે કે એમા 'પીછેહઠ' ની વાતને લીટીઓમા સમાવાઈ છે વિજયને પાના મળ્યા છે

લોકશાહીને મહાસભાના પ્રાણરૂપે રહેવા દેવી હોય તો આ ભયસ્થાન નિવારવુ પડશે. મહાસભાની તમામ સત્તાઓ એક નાનકડી સમિતિના હાથમા જ કેન્દ્રીત થઇ જાય, એ સરમુખત્યારશાહી તરફ ઢળવાની નિશાની છે મહાસભા સમિતિ પોતે જ જો વધારે સજાગ બને તો એ આ વલણ અટકાવી શકે ખરી ચર્ચાઓ, શકાઓ, તપાસોથી થાક નહિ ચડવો જોઇએ. એને ઊલટુ ઉત્તેજન મળવુ જોઇએ કારોબારીએ પોતે જ આ દિશામા કાંઈક પગના ભરવા જોઇએ એમ લાગે છે.

×

નવી વાવેલ યોજના વિશેનો કારોબારીનો ઠરાવ આમ તો રહસ્ય છે. વાવેલ યોજના અંશતઃ પણ સીમંસા કરતા આમળ ધેતી નથી. એમાં સંપૂર્ણ આઝાદીનો સ્વીકાર નથી, એકજ પક્ષને મળવાથી વીટો સત્તાને છોડવાની વાત નથી–ટૂંકમાં બ્રિટીશ સત્તાને કાયમ રાખવાની એ નવી કારવાઇ જ છે. કારોબારીએ એના સ્વરુપને હાર્દને પિછાણી લીધું છે. પણ ત્યાં જ એનો અંત આવતો નથી. વાવેલ યોજના આપણને સ્વીકાર્ય નથી, અને મુકમ્મીલ આઝાદી એ જો આપણો આખરી નિર્ણય હોય તો પ્રજાને શું કરવાનું આહ્વાન છે? પ્રજાને કઇ જાતનો માર્ગ આપણે બતાવવા માંગીએ છીએ? '૪૨ માં આવીજ યોજનાઓ અને વચનોથી થાકી લડતનો પૈગામ આપણે આપવો પડયો હતો. આજે પુનઃ એવી સ્થિતિ તરફ મહાસભા ધસડાતી નથી શું? આમ ધસડાયા પછી પડકારની કે જંગની સ્થિતિ વહોરવી એના કરતાં પરિસ્થિતિ સમજીને પ્રજાને દોરવણી આપવી એ જ મોટું કર્તવ્ય નથી? આવી દોરવણી કારોબારીએ નથી આપી એમ સખેદ કહેવું પડે છે. ચૂંટણી સિવાય એની નજર આગળ આજના તબક્કે બીજું કાંઈ નથી. આ વલણના વર્તુળમાંથી મહાસભાએ સવેળા બહાર નીકળી આવવું જોઇએ; નહિતર '૪૨ની લડત નકામી લડયા એમજ કહેવાશે.



તમારો દિકરો શું કરે છે? પેલો નાનો હતો ત્યારે જે આની ગળી ગયેલો તે?

"બેંકમાં છે."

"સાચેસાચ-કોઈ વ્યાજ મળે છે?"

## ∴ આંતરરાષ્ટ્રીય નોંધ



જાપાન પર કાબૂ કોનો?

યુદ્ધના અંતે ઉપસ્થિત કરેલા નવા પ્રશ્નોમાં, અને સત્તાની સમતુલા સાચવવાની હરિફાઈમાં આજે તો મહારાષ્ટ્રો ગૂંથાઈ ગયા છે. એક પ્રશ્નનો સંતોષકારક ઉકેલ જડે ત્યાં બીજો વિકટ પ્રશ્ન સામે ડોળા તગતગાવતો દૃષ્ટિએ પડે છે. અને લંડનમાં મળેલી પાંચ રાજ્યોના પરદેશ મંત્રીઓની પરિષદ ભૂમધ્યનાં ઊંડાણુ ઉતરી પડી ડૂબી મરવાની સંભાવના દર્શાવે છે.

જાપાનનો પ્રશ્ન હજી છે ત્યાં ને ત્યાં જ છે. જાપાનના પંજામાંથી મુક્ત થયેલા દેશોનું ભાવિ હજી નિશ્ચિત નથી. કોરીયાની આઝાદીની સંયુક્ત ઘોષણા કરવામાં આવી છે, પરન્તુ યુરોપમાં જર્મનીની જરાક પીછેહઠ થતા દેશના એકાદ ગામડામાં જે કામચલાઉ સરકારો ઊભી થઈ જતી, એવી સરકારને કોરીઆમાં હજી પ્રવેશ કરવાનો અધિકાર નથી મળ્યો અને જૂના જાપાનીસ અમલદારો જ હજી ત્યાં શાસન ચલાવે છે. ફ્રાન્સે ફ્રેંચ ઇન્ડો ચાઈના પાછું માંગ્યુ

છે, અને હિંદને અપાનારા સુધારાના ધોરણે મામુલી સુધારાઓની જાહેરાત કરી છે. મલાયા બ્રહ્મદેશ તો બ્રિટીશ સરકારના છે જ એટલે એ વિષે કોઇએ કશો પ્રશ્ન ઉઠાવવાનો રહેતો નથી હોલેન્ડની સરકારે પણ ડચ ઇસ્ટ ઇન્ડીસની હકુમત ગુમાવી નથી, ભલે યુદ્ધકાળ દરમ્યાન આ દેશની પ્રજાને કશી સહાય લડનની વીલ્હેમા સરકાર ન આપી શકી હોય હોંગકોંગ તથા ચિનના બંદરો વિષે બ્રિટીશ સરકાર વાટાઘાટો ચલાવશે અલબત્ત ત્યાંસુધી કાબૂ એનો જ રહેશે દૂર પૂર્વના આ બધા રાષ્ટ્રો આજસુધી જાપાનીસ હકુમત નીચે હતા. એમને બે પરદેશી શાસનનો મુકાબલો કરવાની સુવર્ણ તક આવી છે ખરી. અનુભવના પરિણામે બ્રહ્મદેશના વડા પ્રધાનના જેવી લાગણી થાય —અપરિચીત ભૂત કરતા પરિચીત ભૂતને હું આવકારુ—તો નવાઇ નહિ લડાઇનું સાચુ સ્વરુપ સમજવામા પણ ઇતિહાસકારોને હવે વાધો નહિ આવે. આ યુદ્ધમા પ્રજાતત્રના, ન્યાયના આઝાદીના આદર્શો માત્ર ઢાકણ રૂપે જ હતા અને એમાં પડેલો કોઈપણ દેશ પોતાની સામ્રાજ્યવાદી મહેચ્છા છોડવા તૈયાર નહોતો

જાપાનના મેકઆર્થરના ઢીના વહિવટની અમેરિકન અખબારોએ ઠીક ઠીક ટીકા કરી છે જર્મની અને જાપાન તરફ ભેદભાવ ભરી નીતિ અખત્યાર કરવામા આવી છે જાપાનમાં યુદ્ધ ગુન્હેગારોને પકડવામાં નિરાત સેવાય છે, આતરિક વહિવટ હજી જાપાનીઓના હાથમા સુરક્ષિત છે, સમ્રાટની સત્તા પર કશો અકુશ નથી એવી ટીકાઓના સમર્થનરૂપે કહો કે બીજી રીતે પ્રમુખ ટ્રુમેને મેક-આર્થરને (૧) તમામ ઔદ્યોગિક સસ્થાઓના વિસર્જનની (૨) પરદેશો સાથેનો વેપાર બધ કરવાની (૩) તમામ શાહી મીલકત જપ્ત કરવાની સૂચના આપી છે એનો પણ થોડા દિવસમાં આરંભ થશે ખરો અને જાપાનનું એશિયામાંનું સ્થાન ઝૂટવાઇ જશે પરતુ આવા નરમ વર્તાવના કારણો શોધવા જવા પડે એમ નથી અત્યારે યુરોપના પ્રશ્નોમા ગૂથાયેલુ રશિયા એશિયામા કશો સળવળાટ કરતું નથી

પરંતુ જેવો દાવ યુરોપનાં એણે અજમાવ્યો છે એવો એ અહિયા નહિ અજમાવે એમ માનવાને કશું કારણ નથી. બ્રિટન, ફ્રાન્સ, હોલેન્ડ વગેરેની સામ્રાજ્યવાદી નીતિના કારણે રશિયાને એશિયામાં વધારે ફળદ્રુપ ભૂમિ મળી રહેશે, અને અમેરિકન મુરાદોને ભયરૂપ એ થઈ પડે એ વેળાએ રશિયા વિરોધી જાપાનને આમળ ધરવા માટે એનો ઉપયોગ થઈ શકે. બીજું કારણ એ પણ હોઈ શકે કે જાપાન પર જડએસલાખ લશ્કરી સલ્તનત બેસાડવાથી એના અસંતોષ તથા છૂટા વૈરને પોષણ મળે છે. જાપાન જેવા સામા કાઠાના દેશને સદાય દુશ્મનની સ્થિતિમાં રાખવાનુંઅમેરિકા માટે ન પાલવે.




રશિયા અને બ્રિટન વચ્ચે હરિફાઇ

એશિયાનું રાજકારણ યુરોપના હિસાબે આજે ઓછુ કહેવાયેલું છે. પણ આ શાંત, સ્થિર જળ ક્યાં સુધી ટકશે એ કહેવું મુશ્કેલ છે. લંડનમા મળેલી પાંચરાજ્યોની પરિષદમાં આજે તો કદાચ યુરોપના પ્રશ્નો જ ચૂંથાતા હશે ત્યાં ય દૂર પૂર્વના પ્રશ્નો

ઉકળ્યા વગર રહેવાના નથી. અને આ દેશની પ્રજાઓને હવે ક્યાં સુધી ગુલામીમાં પકડી રાખી શકાશે, એ પણ એક પ્રશ્ન છે જ. નવી વિશ્વક્રાંતિનો આરંભ આ વેળાએ એશિયામાંથી થાય એવો સંભવ આજે તો છે જ.

×

યુરોપના તખ્તા પર શાંતિનાં નાટકનો પ્રથમ અંક ભજવાઇ રહ્યો છે. ગયા મહાયુદ્ધ પછીના કાળ કરતા આ વખતે પરિસ્થિતિ વિકટ છે. ગયા મહાયુદ્ધ વેળાએ મુખ્ય રાજ્યો ઇગ્લેંડ અને ફ્રાન્સ યુરોપને કેવી રીતે વહેંચી લેવું એ વિશે એક મત હતા. જ્યારે આ વખતે રશિયા યુરોપમાં કોઇને ઊભુ રાખવા માગતું નથી. ગઈ વેળાએ સીધી ચૂંટણીઓનો પ્રશ્ન આવ્યો નહોતો, આ વખતે આ ચૂંટણી નિર્બંધ કેમ રાખવી એ સવાલ છે. ચૂંટણીમાં વિરોધી પક્ષો આખડે એ તો સ્વાભાવિક છે, પણ મધ્ય યુરોપના આ દેશોની ચૂંટણીમાં વિરોધી હિતો સામેલ થયા છે. રૂમાનીયામાં બ્રિટન અમેરિકનતરફી પક્ષો ચૂંટણીમાં ભાગ લેવાનો ઇન્કાર કરે છે, તો ગ્રીસમાં સામ્યવાદી પક્ષે આવો નન્નો ભણ્યો છે. ઓસ્ટ્રીયા હંગેરીની કામચલાઉ સરકારો પર રશિયાની નાગચૂડ છોડાવવાના બ્રિટિશ અમેરિકન પ્રયાસો થયા જ કરે છે. રોજ મારામારીની આવી તકરારે ત્યાંના પ્રજાજીવનને છિન્નભિન્ન કરી નાંખ્યું છે. માર્શલ ટીટો હમણા છાપામાં ચમકતા નથી. એમ કહેવાય છે કે રશિયાની ખફામરજી થઇ છે. વિસર્જીત કુમીન્ટાર્નના સામાન્ય મંત્રી ડીમીટ્રોપ હવે બલ્ગેરીઆની સામાન્ય ચૂંટણીમાં હિસ્સો લેવા પહોંચી ગયા છે. યુરોપ આજે તો એક ભારે કટોકટીમાંથી પસાર થઈ રહ્યું છે. યુદ્ધની

એ પહેલાં તો નવું ઈન્ધન એમાં પૂરવામાં આવે છે. સામાન્ય માણસની સ્થિતિ કેવી થતી હશે એ માટે તો ત્યાંના કેટલાક છાપાંઓ જ જોવા પડે એમ છે.

બ્રિટન અને રશિયાની હરિફાઇ આજે તો અનસ્ત લાગે છે. રશિયાએ ડોડેકેનીઝ ટાપુઓની માંગણી કરી છે, ડાર્ડેનલ્સમાંથી પ્રવેશ દ્વાર માંગ્યું છે; ઈરાનના તેલ વિસ્તારોના કબ્જા માટે ત્યાં ખુલ્લો બળવો પણ પોકરાવ્યો છે. જગતભરમાં પથરાયેલા બ્રિટીશ સામ્રાજ્યના હિતને પ્રત્યેક પગલે એથી વાંધો આવે એ સ્વાભાવિક છે. પ્રત્યેક સ્થળના હિત એ જાળવી રાખવા માંગે છે. કારણ કે એમાં જ એને સલામતિ દેખાય છે. વરુને સિંહ છંછેડવા માંગતો નથી. પણ કયાં સુધી એને ચરણે શિકાર ધરીને એ પોતે ઘાસ ખાવાનું મુનાસબ માનશે ?

સ્પેન એ યુરોપનો બીજો સળગતો પ્રશ્ન છે. ટાન્જીરના પ્રશ્ન પર સ્પેને નમતુ જોખ્યું છે, અને બ્રિટનની અમિદષ્ટિ



ફ્રાન્કો પરથી હજી ખરી હોય એમ માનવાને કારણ નથી. પણ ફ્રાન્કો શાસનના પાયા હચમચવા માંડયા છે. વિરોધી પક્ષોએ એકમત થઈને મેક્સીકોમાં નવી સરકાર સ્થાપી છે. રશિયાએ તથા ફ્રાન્સ તરફથી સમાજવાદી આગેવાન મેં બ્લુમે સ્પષ્ટ શબ્દોમાં ફ્રાન્કો શાસને તરફનો અણગમો જાહેર કર્યો છે. સ્પેનમાં ફાસીસ્ટ-પક્ષનું વિસર્જન થયું છે. ફાસીસ્ટ સલામીને રૂકસદ અપાઈ છે. જુદે-જુદે સ્થળે નાના છમકલાંઓ થયાં છે.

સ્પેનથીજ દ્વિતીય યુદ્ધ વિગ્રહનો આરંભ થયો હતો. ત્યાંથીજ ત્રીજો યુદ્ધવિગ્રહ નહિ ચમકે ને ?



**ઘર ખાલી કરાવવું છે ?**

પોતાના જ ઘરમાં રહેતા ભાડવાત ખાલી નહોતા કરતા એટલે મકાન માલીકે નીચેની યુક્તિ અજમાવી—એણે બન્ને કમરા વચ્ચેની દિવાલ તોડાવવા માંડી. ભાડવાત ભાઈએ તુરત જ મકાન ખાલી કર્યું.

×

અમદાવાદના એક મકાન માલીકે ભાડવાતો ખાલી નહોતા કરતા માટે છાપરા પરના નળીયા ખસેડાવી લેવડાવેલાં !

+

એક મૂરખ અર્ધા ગાંડા જેવા માણસની બધા મશ્કરી કરે છે. એને પાઈ કે પૈસો કોઈ આપે તો એ પાઈ જ લે છે. કોઈ એને કહ્યું. અલ્યા પાઈ કરતા પૈસો વધારે કિંમતી. એણે જવાબ વાળ્યો " વાત તો સાચી પણ, એકવાર પૈસો લેવા માંડુ તો મને મૂરખ ગણવાનું બંધ કરી પાઈ પણ ન આપે."

આ માસિક શ્રી ઇન્દ્રવદન બળવંતરાય ઠાકોરે પ્રજાબંધુ પ્રેસ, રેવડી-બજારમાં મુદ્રિત કર્યું અને શ્રી પુરુષોત્તમદાસ કેશવલાલ શાહે ગતિ-રેખા કાર્યાલય, પીપલ્સ બેંક બીલ્ડીંગ, કારંજ અમદાવાદમાંથી પ્રસિદ્ધ કર્યું.

રાજનગરની જનતાનું
માનીતું
સ્વાદનું અજોડ સ્થાન



જેની
એક મુલાકાત
બીજી અનેક મુલાકાતોને
નોતરી લાવે છે

[illegible]
[illegible]

**એક વાર ચાખી એટલે ભૂલાય જ નહી**

# સામનો કરો

અન્યાયનો
સામનો કરો
પછી ભલે તે
અન્યાય કરનાર
જગતની મોટામાં મોટી
સલ્તનત હોય...

# શ્રી કૃષ્ણાર્જુન યુદ્ધ

જાગૃતિની ઝાલર બજાવતું અને
આઝાદી માટે લડવાની પ્રેરણા
આપતું શાનદાર ચિત્ર

દિગ્દર્શન :
મોહનસિંહ

★

અભિનય :
પૃથ્વીરાજ ◦ શોભના સમર્થ
શાહુમોડક ◦ કનૈયાલાલ
મેનકા ◦ રતનબાઈ

★



મુરારીનું ભવ્ય પૌરાણિક
ચિત્ર
★

## લાઈટ હાઉસ

માં પૂરજોશમાં ચાલુ છે.

રેડિયમ પ્રકાશન

# રસદા

[પૌષ્ટિક વનસ્પતિ ઘી]



## અશ્વિન
## ઇન્ડસ્ટ્રીઝ લિમિટેડ

 વડોદરા 



સંપાદક: જયન્તિ દલાલ

**રેખાનો** ૧૯૪૬ના જાન્યુઆરીનો અંક જે ૨૧ મી ડીસેમ્બર ૧૯૪૫ના રોજ પ્રગટ થશે તે રાષ્ટ્રીય મહાસભાના હિરક મહોત્સવ પ્રસંગનો ખાસ અંક હશે.

એકસો સાઠ પાનાંના આ ખાસ અંકની કીમત બાર આના રહેશે. ગ્રાહકોને આ અંક એમને એમ મળશે.

ચૂંટણીની નકલો છાપવાની હોવાથી આપની નકલ માટે પહેલેથી વ્યવસ્થા કરશો.

ગૂજરાતના અને અન્ય પ્રાન્તોના અગ્રગણ્ય વિચારકો અને જાહેર જીવનમાં અગત્યનું સ્થાન ભોગવનારા ભાઈ બહેનો આ અંકમાં આધુનિક રાજકીય પરિસ્થિતિના વિવિધ અંગો વિશે લખશે. ચૂંટણીના મુદ્દાઓ વિષેની સવિસ્તર શાસ્ત્રીય માહિતી એમાં હશે.

એ સાથે

ચકોરનાં સોળ વ્યંગ ચિત્રોનો સંપુટ.

---

## એક બીજી જાહેરાત

**રેખામાં** આવતા હરેક લેખનો પુરસ્કાર આપવાનું આજ સગી શક્ય નહતું. હવે એ સ્થિતિએ આવતાં, રેખામાં પ્રસિદ્ધ થતા હરેક લેખ માટે રૂપીઆ પંદરનો પુરસ્કાર આપવામાં આવશે. લેખ પરના સર્વ અધિકાર લેખકના જ રહેશે. ઉમેરવાની જરૂર નથી કે પસંદગી તો સંપાદકની જ રહેશે.

સંપાદક.

રસોડાને પાટલેથી જડેલું
ગૃહજીવનનું એક નવું રૂપક

# કાકડી અને ટીંડોળાં

અજીતે દાદર ઉપર ધમધમ ચઢીને બે બેગ મૂકી અને ઝડપથી પાછો દાદર ઉતરી અને એકી શ્વાસે બીસ્તરો લાવીને રૂમમાં મૂક્યો ત્યારે હું અને સરલા આભાં થઈ ગયાં. થોડી વાર તો મેં અને સરલાએ એકબીજાના મોં સામું બાઘાની જેમ જોયા કર્યું પછી સરલાથી ન રહેવાયું અને એકદમ બોલી ઉઠી, "કાં અજીતભાઈ, કંઈ ખૂનબુન કરીને આવ્યા છો કે શું?"

"ખૂન! મારૂં જ ખૂન થતું અટકી ગયું છે. હાશ!" અજીતે આરામખુરશી ઉપર લંબાવ્યું અને કપાળ ઉપરનો પરસેવો લુછવા લાગ્યો.

"ચાલ હવે કહી દે, બધા નાટકીવેડા જવા દે." મને કંઈ વહેમ પડયો.

"કહું છું બાબા, કહું છું, હવે તો હું અહીં જ રહેવાનો છું. તમારે થોડીક અગવડ વેઠવી પડશે. પરીક્ષાના વખતમાં હું બીજે ક્યાં જવાનો હતો?"

"હત્ તારીની, અમે તો કંઈનું કંઈ ધારી લીધું હતું ત્યાં તો કોયળામાંથી આ બિલાડું નીકળ્યું. હું તો કહેતી હતી કે લક્ષ્મીબેન નથી તો તમે અહિં જ રહો પણ તમે ન માન્યું અને છેવટે પગે પડતા આવ્યા."

"ભલા માણસ પણ ઘર ખાલી કર્યું તે મને તો ખબર આપવી હતી? આ તો મગજમાં તુક્કો આવ્યો એટલે બીસ્તરે લઈને નીકળી પડયા. નાહકનાં અમને ગભરાવી આપી."

"ઘર ધણી સાથે ઝગડો તો કર્યો નથી ને?" અજીત ઝગડે કરે તેવો ન હતો છતાં યે સરલાથી સહજ પૂછાઈ ગયું.

" ના રે ભાઈ, ઉલટો ઝઘડો પતાવ્યો ત્યારે તો ખાલી કરવું પડ્યું."

" પહેલાં ચ્હા મૂક પછી બધું થઈ રહેશે." મેં સરલાને સૂચના આપી. " ચાલ કહે હવે."

" પહેલાં સરલાબેનને આવવા દે આ તો બધાંને સાંભળવા જેવું છે."

" અરે સરલા, કાગળ અને પેન પણ લેતી આવજે અજીતનું દાસ્તાન લખી લેવા જેવું છે."

" એ તો સાંભળ્યા પછી નક્કી થશે." અજીતે કહ્યું. માનો ન માનો પણ અજીત આજે કંઈ નવા જુની કરીને આવ્યો લાગતો હતો. આવો શાંત અને સરળ સ્વભાવનો છોકરો આમ હાંફ્લો ફાંફ્લો આવે એ મારે મન જરા નવું ખરું. એમ. એ ની પરીક્ષાના છેલ્લા દિવસો જતા હતા અને એકાએક અજીતની પત્ની લક્ષ્મીબેનને બહારગામ જવું પડયું અને અજીતભાઈ એકલા પડયા. મેં અને સરલાએ બહુ કહ્યું કે, " અહીં જ રહો " પરંતુ અજીને કંઈ ને કંઈ બહાનું કાઢી એ વાત ટાળી દીધી અને આજે એકાએક અહીં આવી પડે એટલે અમને નવાઈ લાગે એ સ્વાભાવિક છે.

સરલા ચ્હા લઇને આવી. તેને સંબોધતાં અજીતે કહ્યું, " તમને ખાસ અગવડ પડે તો પહેલાંથી બોલજો નહિતર પરીક્ષાના વખતમાં મકાન શોધવા પાછો ક્યાં નીકળી પડું ?"

" અગવડ પડશે તો અમે અહીંથી જતા રહીશું. હવે તો શ્વાસ હેઠો બેઠો ને." સરલાએ મારા સામું જોઈ સૂચક દ્દષ્ટિ કરી.

" ઠીક ભાઈ, જ્યાં અડીંગા જ નાખવા હોય ત્યાં વિવેકનો ખાસ અર્થ જ નથી."

" ચાલ, તારી વાત શરૂ કર." મારી કુતુહલ વૃત્તિથી ન રહેવાયું.

"હું જે ઘરમાં રહું છું તે તો તમે જોયું છે. અમારા ઘરધણી મગનદાસ અને જેકોરબેન નીચે રહે છે. તેને તો તમે બન્નેએ જોયાં છે એટલે એ સંબંધી બોલવાનો અર્થ નથી. રોજ નાની નાની વાતોમાં બંને લડે નહિ તો તેમને ચેન પડે નહિ."

"અહં ત્યારસ્તો! વાંચવાનું ન ફાવ્યું તેમાં અહીં આવ્યો. જુવો મોટી વાત લાવ્યા છે તે. મારી તો દાળ ઉભરાઈ જાય છે." સરલા રસોડા તરફ વળી.

"અરે સરલાબેન, આવો લાભ વારંવાર નહિ મળે." અજીતે આગ્રહ કર્યો.

"રસોઈ કરવા દેને યાર. મારે પાછું ઓફીસનું મોડું થશે. સરલાને તું નિરાંતથી વાત સંભળાવજે."

"ઠીક ભાઈ, મારો અડધો ઉત્સાહ ભાંગી નાંખ્યો પણ હવે કહી નાંખું. હું શું કહેતો હતો? હં, રોજ ઝગડો થાય. હું દાદર ઉતરૂં કે મને તરત જ લવાદ બનવાની તક મળે પરંતુ 'ઉતાવળ છે' 'જરા કામમાં છું' કહીને હું હમેશાં એ લાભ જતો કરતો હતો. લક્ષ્મીએ તો એ પદ ઘણી વાર ભોગવ્યું હતું એટલે મારો કામદેસરનો એ વારસો હોવા છતાં યે એ હું ભોગવી નથી શક્યો. એક દિવસ હું દાદર ઉતરતો હતો ત્યાં મગનભાઇએ બૂમ પાડી, "કેમ અજીતભાઈ શીદ ચલાવ્યું?"

"જમવા જવું છે." મેં ટૂંકેથી પતાવ્યું. એ દિવસે મેદાન સાફ હતું. બંને જણાં કંઈ ખૂબ મોજમાં દેખાતાં હતાં એટલે ઊભા રહેવામાં જોખમ ન લાગ્યું.

"અરે આવોને! હવે જવાય છે! લક્ષ્મીબેન હતાં ત્યારે અમારે કેટલી વસ્તી હતી? તમારે તો નીચી મુંડીએ દાદર ઉતરવો અને ચઢવો." જેકોરબેને વિવેક કર્યો.

" આવો આવો હવે જવાય છે." મગનભાઈના આગ્રહને પાછો ઠેલી ન શક્યો અને હું મગનભાઈ સાથે વાતે વળગ્યો. જેકોર બેનને ઓચિંતુ કંઈ યાદ આવ્યું હોય તેમ બોલ્યાં. "અરે ! મારે તો મારા મામાના છોકરાની વહુ ઈસ્પીતાલમાં છે તેને જોવા જવાનું છે. સારૂં થયું યાદ આવ્યું તે. ચાલો ઝટ જમી લો. અજીતભાઇ તો બેસશે. જમતાં જમતાં વાતો કરજો " મારા તરફ જોઈ, " તમેય અજીતભાઈ અહિંજ જમી લોને આયે તમારૂં જ ઘર છે."

મગનભાઇએ પણ ટાપસી પુરી, " હા, હા, અજીતભાઇ આજે અહિંજ જમી લો. "

" નારે, વીશીવાળો થોડો પૈસા કાપી આપવાનો હતો ? "

" લક્ષ્મીબહેન તો આવું ન'તા રાખતાં." જેકોરબેનને ખોટું લાગ્યું અને થોડીવાર રકઝક થઈ. હું પાટના ઉપર બેઠો. જેકોર બેને ઝટઝટ થાળીઓ પીરસવા માડી. થાળીમાં ઉદર જોઈને ચમક્યા હોય તેમ મગનભાઈ બોલી ઊઠ્યા " આ શેનું શાક કર્યું છે ?"

" ખાશો એટલે ખબર પડશે. "

શું ધૂળ ખાય, અભણ બૈરાનું આજ દુઃખ છે ને. અમે તેટલી સારી વસ્તુ લાવીએ પરંતુ તેને ધૂળ જેવી કરી મૂકે." મગનભાઈએ સુતેલને જગ કરી દીધો હતો મશીનગનને મોરચા ઉપર ચાલુ કરી દીધું. હું ગભરાયો. કે રખેને એકાદ બે ગોળીઓ વાગી જાય. મશીનગનની અણુખૂટ ધારા અટકાવવાનો ઉપાય એટલે સમર્સે બડી ચૂપનો મેં આશ્રય લીધો.

" તને કોઈ દહાડો કશી ગમ પડી છે ?" બીજો કારતુસ છૂટ્યો.

" હવે પડી ગમ ખાઈતો ઝટ લઈને શાકમાં ઝેર નથી નાખ્યું તે આમ રાતાપીળા થઈ જાવ છો " સામેથી પણ બોમ્બાર્ટમેન્ટની શરૂઆત થઈ ચૂકી હતી.

" એર હોય તો સારું. કાકડી અને ટીંડોળાંનું ભેગું શાક તો મે મારીસાત પેઢીમાં નથી સાંભળ્યું."

" શેનું સાંભળ્યું હોય ? એતો કંઇ નવું કરીએ કે તમારો ગીટીઆરો ચાલવાનો પછી અમને નવું નવું કરી ખવડાવવાની હોંશ પણ ક્યાંથી થાય ? "

" જુઓ અજીતભાઈ જુઓ. " થાળી મારા મો પાસે લાવીને મગનભાઈએ બતાવી. " મારા સમ તમે જુઠું કહો તો. ટીંડોળાં અને કાકડીનું ભેગું શાક તમે કોઈ દિવસ ખાધું છે ?"

" નહિ કેમ ખાધું હોય ? લક્ષ્મીબેન તો સુરત તરફના છે એમના ખાણા પીણા તમારાથી નહિ જીરવાય. "

" તારી અને લક્ષ્મીબેનની કયા સરખામણી કરે છે? લક્ષ્મીબેન તો સાક્ષાત લક્ષ્મી જ. અજીતભાઈની એ કેટલી દરકાર રાખે છે ? " હવે મને લાગ્યું કે તટસ્થ રાજ્યને આ બે સામ્રાજ્યો હોળાનું નાળાએર કર્યાં વિના નહિ રહે મારો શ્વાસ ઊંચે ચઢી ગયો હતો હવે તો અહિંથી ક્યારે છૂટું એજ પ્રશ્ન હતો. જમવામાં રસ નહતો.

" લક્ષ્મીબેનને વળી આ શાક બનાવતાં કેટલીયે વાર મે જોયા છે. પૂછો અજીતભાઇને ! " જોરાબેને મને સંડોવવા માંડ્યો.

" અજીતભાઇ તો કંઇએ આવું ખાય તેવા નથી બોલો અજીતભાઇ તમે આવુ શાક કોઇ દિવસ ખાધું છે ? અરે સાભળ્યુ ય છે ? " મગનભાઇએ મને ડાબે હાથેથી હલાવીને પ્રશ્નોત્તરી સરૂ કરી પરતુ હું શું બોલું ?

" હા હા કહી દો અજીતભાઈ જુઠું બોલો તો મારા સમ " મગનભાઇએ મામલો તંગ કર્યો, પછી તો મને સમ વાળીને બન્ને પૂછવા લાગ્યાં. જોરા બેને તો આકરી પ્રતિજ્ઞા લઈ લીધી કે "જો હું કહું કે કાકડી અન ટીંડોળાનું શા [illegible] તો જીદગી પર્યંત કોઈ પણ શાકનું ફોડવું મોંમાં [illegible] અને .

સામે કહ્યું કે જો એ જુદા પડે તો સારા ગુલામ થઈ જાય. મગનભાઈ ગુલામ થાય કે બાદશાહ પરંતુ મારી સ્થિતિ તો નોકર જેવી કરી મૂકી હતી.

હવે બંનેએ મારા દાંતમાં આંગળી ઘાલી મને બોલાવવાનો નિરધાર જ કર્યો હોય તેમ જોહારબેન બોલ્યાં, " પણ ન્યાય તો કરવો જ પડશે. જો તમે જુદું બોલો તમે સારૂં રુવું મોઢું જુવો. " મને જીવતાં જ જેવું મોઢું જોવું ન ગમતું હોય તેનું મર્યા પછી ક્યાંથી જોવાનો હતો!

" હા હા. કહી દો અજીતભાઇ આમાં કોઈની શરમ ન રાખતા. અમને કોઇને ખોટું નહિ લાગે. " મગનભાઇએ અભય વચન આપ્યું.

મારો જીવ અદ્ધર થઇ ગયો હતો. આતો સાપે છછુંદર ગળ્યા જેવું થયું. " અરે ભલા માણસ જે ને જે કરવું હોય તે કરે. એતો બધાના સ્વાદ કંઈ એક સરખા નથી હોતા. " મેં સામાધાનનો પ્રયાસ કરવા માંડયો.

" હું નં'તી કે'તી કે થાય? " જોહારબેને અર્થને હકારમાં ધટાવ્યો.

" ના એ ન ચાલે. 'નરો વા કુંજરો વા' જેવું નથી જોઇતું. અમે તે એક ચોકખો જવાબ આપો. કાકડી અને ટીંડોળાનું શાક ભેગું થાય કે નહિ. તમે ખાધું હોય, જોયું હોય, સાંભળ્યું હોય તો હા કહો નહિ તો ના. " મગનભાઇએ આખરી જવાબ સાંભળવા તત્પર થઇ ગયા.

હું કંટાળી ગયો હતો. પેટમાં ચૂંક ઉપડવા લાગી. હાયનો કોળીઓ મહાપરાણે મોં સુધી પહોંચતો હતો. મારાથી કોઇ અભાગી પળે બોલાઇ ગયું. " જો તમારા એના લગ્ન થાય તો કાકડી અને ટીંડોળાંનું શાક ન થાય? " ખોટું હસતાં હસતાં હું મહાપરાણે બોલતાં તો બોલી ગયો પરંતુ એટમબોમ્બ પડયો હોય તેમ બંને જણ એકબીજાના મોં સામે જોવા લાગ્યાં અને મેં ખૂબ. ભિભત્સ

અમે બંને જણ પાટલા ઉપર બેસી ગયા. થાળીઓ આવી પહોંચી થાળીમાં ટીંડોળાં અને કાકડીનું ભેગું શાક જોઈ અજીત તો ચમકીને એકદમ ઊભો થઈ ગયો, મેં હાથ પકડીને અજીતને નીચે બેસાડયો અને કહ્યું. "આ ઘરના કાકડી અને ટીંડોળાં તને ઘર ખાલી નહિ કરાવે."

"આ કાકડી અને ટીંડોળાં બજારૂ નથી. ઘરના વાડાનાં છે. શહેરના શાકની જેમ આ પેટમાં નહિ ચૂંકાવ." સરલાએ મંદમંદ હસતાં એક તીર છોડયું અને અમે હસી પડયા.

- પ્રશાંત



નવી વ્યાખ્યાઓ

લગ્ન : પતિને પત્નીમાં અને પત્નીને પતિમાં શું જોઈએ અને શું ન જોઈએ તે જાણવાનો પ્રયોગ.

ચૂંટણી : (૧) પરિણામ જાહેર થયા બાદ કોને ઊભા રાખવા જોઈતા ન હતા તે જાણવાનો પ્રયોગ.

(૨) જાહેર જીવનની પાંચદશ વર્ષે અનિવાર્ય [illegible] પૂરણી.

હક : તરંગ અને તુક્કા ઉપર ચોંટાડવાની ચબરાકી.

નિંદા : હવા જેટલી સર્વવ્યાપક, ઈશ્વર જેટલી સર્વ જેટલી સર્વજ્ઞ કલા.

# જેની અને વીન્ટન

ઓગસ્ટની આઠમી અને નવમીમાં ઘણો ફેર હતો.

લોકોનાં ટોળાં, ત્રિરંગી ઝંડા, ગગનભેદી અવાજો–અજબ દૃશ્ય હતું! મીલમજૂરો કામ છોડી બહાર દોડતા હતા. વિદ્યાર્થીઓ રસ્તા પર હતા. રસ્તા પર માનવ મેદની માતી નહોતી. ટ્રામો અટકી. ઘોડાગાડીઓ ખાલી થઈ. ટેકસીઓ થંભી ગઈ. ટ્રેનોની સાંકળો ખેંચાઈ. બસો બળતી, રસ્તા પરની ગેસબત્તીઓના ભૂકા થતા, તાર કપાતા, પોસ્ટ–ઓફીસો લૂંટાતી–દુકાનો લૂંટાતી.

તેજ વખતે ઈન્સ્પેક્ટર વીન્ટન ગોળી છોડવાનો હુકમ આપતો હતો, શબના ઢગ થતા હતા, સેંકડોની ધરપકડ થતી હતી, માથાં ફૂટતાં હતાં, લોહીની નીકો વહેતી, વીન્ટન અટક્યા વિના આગળ વધતો હતો.

વીન્ટનની નજર સામે ઈંગ્લંડનું દૃશ્ય ખડું થતું હતું. જ્યારે એ પોતે ખાણખોદીયો હતો ત્યારે એક મોટી હડતાળ પડી હતી ટોળું ઉશ્કેરાયેલું હતું. તે વખતે પેલો પોલીસજનરલ આમ જ આગળ વધતો હતો. ટોળાંને દાબવાનો આજ રસ્તો હતો.

લોકઅપમાં આવીને એ પકડાએલાંઓને ફટકારવાનો હુકમ આપતો. વેર હતું, ઝનૂન હતું, અને આ અબુધોને પાઠ શીખવવાનો એને લ્હાવો લેવો હતો. કોઈએ કહ્યું, "આ અંગ્રેજોને સાચી આઝાદી શું છે તેનું ભાન જ નથી." વીન્ટને એને બે સોટી વધુ ફટકારી. પેલો હસ્યો. સોટીથી મનોરથો છુંદવાના પ્રયત્નો નિષ્ફળ જ જવાના છે.

વીન્ટન વિચારતો હતો. 'સાચે જ બ્રિટિશરોને શું આઝાદીનું ભાન નથી? એમને કોઈ નમાવી શક્યું નથી; અને કોઈ નમાવી

અમે બંને જણુ પાટલા ઉપર બેસી ગયા. ભાભીએ ભારી પહોળી થાળીમાં ટીંડોળાં અને કાકડીનું ભેગું શાક જોઈ અજીત તો ચમકીને એકદમ ભીનો થઈ ગયો, મેં હાથ પકડીને અજીતને નીચે બેસાડયો અને કહ્યું. "આ ઘરના કાકડી અને ટીંડોળાં તને ઘર ખાલી નહિ કરાવે."

"આ કાકડી અને ટીંડોળાં બજારૂ નથી. ઘરના વાડાનાં છે. શહેરના શાકની જેમ આ પેટમાં નહિ ચૂંકાય." સરલાએ મંદમંદ હસતાં એક તીર છોડયું અને અમે હસી પડયા.

- પ્રશાંત



નવી વ્યાખ્યાઓ

લગ્ન : પતિને પત્નીમા અને પત્નીને પતિમાં શું જોઈએ અને શું ન જોઈએ તે જાણવાનો પ્રયોગ.

ચૂંટણી : (૧) પરિણામ જાહેર થયા બાદ કોને ઊભા રાખવા જોઈતા ન હતા તે જાણવાનો પ્રયોગ.

(૨) જાહેર જીવનની પાંચદશ વર્ષે અનિવાર્ય થઈ પડતી પૂરણી.

હક : તરંગ અને હકા ઉપર ચોંટાડવાની ચબરાખી.

નિંદા : હવા જેટલી સર્વવ્યાપક, ઈશ્વર જેટલી સર્વશક્તિમાન અને જ્ઞાન જેટલી સર્વજ્ઞ કળા.

# જેની અને વીન્ટન

**ઓગસ્ટની** આઠમી અને નવમીમાં ઘણો ફેર હતો.

લોકોનાં ટોળાં, ત્રિરંગી ઝંડા, ગગનભેદી અવાજો—અજબ દૃશ્ય હતું! મીલમજૂરો કામ છોડી બહાર દોડતા હતા. વિદ્યાર્થીઓ રસ્તા પર હતા. રસ્તા પર માનવ મેદની માતી નહોતી. ટ્રામો અટકી. ઘોડાગાડીઓ ખાલી થઈ. ટેકસીઓ થંભી ગઈ. ટ્રેનોની સાંકળો ખેંચાઈ. બસો બળતી, રસ્તા પરની ગેસબત્તીઓના ભૂક્કા થતા, તાર કપાતા, પોસ્ટ-ઓફીસો લૂંટાતી—દુકાનો લૂંટાતી.

તેજ વખતે ઈન્સ્પેક્ટર વીન્ટન ગોળી છોડવાનો હુકમ આપતો હતો, ગગનના ઢમ થતા હતા, સેંકડોની ધરપકડ થતી હતી, માથાં ફૂટતાં હતાં, લોહીની નીકો વહેતી, વીન્ટન અટક્યા વિના આગળ વધતો હતો.

વીન્ટનની નજર સામે ઈંગ્લંડનું દૃશ્ય ખડું થતું હતું. જ્યારે એ પોતે ખાણખોદીયો હતો ત્યારે એક મોટી હડતાળ પડી હતી ટોળું ઉશ્કેરાયેલું હતું. તે વખતે પેલો પોલીસજનરલ આમ જ આગળ વધતો હતો. ટોળાંને દાબવાનો આજ રસ્તો હતો.

લોકઅપમાં આવીને એ પકડાએલાંઓને ફટકારવાનો હુકમ આપતો. વેર હતું, ઝનૂન હતું, અને આ અમુઓને પાઠ શીખવવાનો એને લ્હાવો લેવો હતો. કોઈએ કહ્યું, "આ અંગ્રેજોને સાચી આઝાદી શું છે તેનું ભાન જ નથી." વીન્ટને એને બે સોટી વધુ ફટકારી. પૈસા દસ્યો. સોટીથી મનોરથો છુંદવાના પ્રયત્નો નિષ્ફળ જ જવાના છે.

વીન્ટન વિચારતો હતો. 'સાચે જ બ્રિટિશરોને શું આઝાદીનું ભાન નથી! એમને કોઈ નમાવી શક્યું નથી; અને કોઈ નમાવી

શકશે નહિ.' પરંતુ ખાણિયાઓ શું સ્વતંત્ર છે? લંડનના મજૂરોને કયી જાતની આઝાદી છે? કોલસાની ખાણોની હડતાળ વખતની સ્થિતિ કેવી ભયંકર હતી? ખાણિયાઓની સભામાં શું મેં જ નહોતું કહ્યું કે, 'આપણે ગુનામ છીએ-ગુલામથી ય બદતર છીએ' જેની છૂપી છૂપી બુલેટીનો વહેંચવા જતી અને હું જેલમાં ઢસડાયેલો તે વખતે મેં પણ શું એમ નહોતું માન્યું કે આ મૂર્ખાઓ મજૂરોને જેલમાં પૂરી હડતાળ તોડી શકશે એમ માને છે? પરંતુ જવા દો એ બધી વાતો!

વીન્ટને એક જગ્યાએ દરોડો પાડી, વીસેક જણાને ગિરફતાર કર્યો. એમા મહેન્દ્ર અને અમીના પણ સપડાઇ ગયાં હતાં. શહેરનું નેતૃત્વ એમના હાથમાં હતું. શહેરના પોલીસ અમલદારો સૌ એમને ઓળખે. પંદર વર્ષથી શહેરના જાહેર જીવનમાં તેઓ ઓતપ્રોત થઇ ગયાં હતાં. બીજા અઢારને પોલીસવાનમાં મોકલી દઈ, આ બે જણને પોતાની કારમાં લઇ વીન્ટન ઉપડયો. લોક-અપ થોડું દૂર રહ્યું ત્યાં વીન્ટનને કંઇક વિચાર આવ્યો અને એણે કારને બીજે રસ્તે વાળી

આ બધું જોતા જોતા એને વારંવાર ઇંગ્લેંડ નજર સમક્ષ આવતું હતું બે નાના છોકરાં હતાં એમને માટે દૂધ નહોતું. ઠંડી સખ્ત હતી. જેમ્સ જેનીને કહેતો હતો, "મમી! સઘડી સળગાવોને! ઠંડી બહુ વાય છે."

ઘરમાં કોલસા નહોતા જેનીએ જેમ્સને પડખામાં લીધો. "બેટા, ઘરમા કોલસા થઇ રહ્યા છે."

"નવા લાવો, મમી! ઠંડીમાં તો મરી જવાશે."

"જીમી, લાવવા માટે પૈસા નથી બેટા! તારા બાપુને કામ-ધંધાથી રજા મળી છે."

"કેમ રજા મળી?"

"કારણ કે બજારમાં કોલસા ઘણા વધી પડયા છે."

છમીને એ સમજાય કેમ? સમજવાની એની ઉમર નહોતી. ભયંકર દિવસો હતા. ઘર ખાલી કરવું પડ્યું હતું. ખુલ્લામાં તંબુ ખેંચી હજારો બીજા ખાણુખોદીયાઓ સાથે અમારું કુટુમ્બ પણ રહેતું હતુ. છમી અને જહોન—બન્નેનું મૃત્યુ પણ ત્યારે જ થયેલું. અહીં આ લોકોની સ્થિતિ શું ઓછી ભયંકર છે? અમને પેલા પોલીસોને કાચાને કાચા ખાઇ જવાનું મન થતું તો આ લોકોને આટલું ય ન થાય? ન થાય તો એ પશુ કહેવાય—ના—પશુ—નહિ—પરંતુ તદ્દન જડ કહેવાય.

એણે કાર ઊભી રાખી. મધરાત હતી, રસ્તા પર કોઇ ફરકતું નહોતું બારણું ખોલી, મહેન્દ્ર અને અમીનાને નીચે ઉતારી દઇ, એણે કાર હાંકી મૂકી.

થોડીવાર થઇ ત્યાં એના મગજ પર વિચારોએ ધસારો કર્યો! અરે આ શું કરી નાખ્યું? ઉપરીને શો જવાબ દઇશ? દ્રોહ—દ્રોહ ઈંગ્લંડને છેતર્યું? દેશને દગો દીધો? ઈંગ્લેંડ! ઇંગ્લેંડ! Rule Britania Rule the Waves. પણ અમીનાનું મ્હોં જેની જેવું નહોતું! જેની કામ કરતી હતી ત્યારે કોઇ હસડી ગયું હોત તો! તો હૃદયમાં કેવા ચીરા પડત! એ......અરે મન કઇ તરફ દોડે છે? હું ક્યાં જેની અને અમીનાને સરખાવું છું? જેની ગમે તેવી હોયે 'વ્હાઇટ'— ખાણુખોદિયાની પત્ની હોવા છતાંયે એ ગોરી હતી. આ હિંદીઓ! કાળા—નાલાયક—ગોરા એ ગોરા અને કાળા એ કાળા! એમની વચ્ચે સરખામણી જ શક્ય નથી.

. એ ઘેર આવ્યો, જમ્યા પછી જેનીએ એ જ વાત કાઢી. "વીન્ટન, આ નોકરી આપણને છાજતી નથી. ચાલ, ઈંગ્લંડ પાછા જતા રહીએ."

"જેની, આ વખતે? જ્યારે માતૃભૂમિને આપણી સૌથી વધુ જરૂર પડી છે ત્યારે જ—એનું આ મહત્ત્વનું કામ છોડી ચાલ્યા જઇએ! એ કેમ બને?"

"આવો વખત છે માટે તો વાત કરું છું આમાં કામ કરવા મારું મન ના પાડે છે. હૃદય ડંખ દે છે."

"આ પગાર, આ સાહ્યબી, બાગબગીચા, બંગલા, કાર વગેરે ત્યાં મળવાનું નથી ત્યાં તો એ જ–આઠ-કલાક ખાણની મજૂરી કરવાની છે."

"મને એ કશાની તમા નથી"

"અરે આ તો કાળા–નીગર લોક છે, ગુલામ થવાને જ સર્જાયા છે, કોલસાને ગમે તેટલા સાબુથી ધૂઓ તોય એની કાળાશ જવાની નથી. સમજી જેની?"

"કોલસાની બીજી બાજુ તું ભૂલી જાય છે વીન્ટન! કોલસો જ્યારે અંગાર બને છે ત્યારે ગમે તેવી સફેદ વસ્તુને પણ ખાખ કરી શકે છે. એ શું તું નથી જાણતો? કોલસો આજ અંગાર બની રહ્યો છે. તું એને બૂઝવવા માગે છે. હું ઇચ્છું છું કે એ ભલે અંગાર બની સડેલું ભસ્મીભૂત કરે. એ ખાખમાંથી નવસર્જન થશે"

વીન્ટન બોલ્યો, "તારી વાત ગમે તેવી હોય પણ એ આપણી રાષ્ટ્રભાવનાને અનુકૂળ નથી પ્યારા ઇંગ્લૅંડને ખાતર ગમે તે કરવું પડે તોપણ હું અચકાવાનો નથી. સેંકડોના, હજારોના, લાખોના જાન લઈને પણ હું ઇંગ્લૅંડની તરસ છીપાવીશ. ઇંગ્લૅંડ આપણી માતૃભૂમિ છે, એનાથી મહાન મારે મન બીજું કશું નથી. જેની! હવે વધુ કાંઈ બોલીશ નહિ માતૃભૂમિને ચરણે. આપણા આ નાનકડા જીવને અર્પણ કરી શકીએ તો પણ છે."

રોજ આવી વાતો થતી અને રોજ વીન્ટનની ગોળીઓ છૂટતી. કોઈ હિંદીના હાથ ઉડતા–તો કોઇના પગ–કોઇની આંખો ગઈ–તો કોઈની ખોપરીઓ ફુટી. હજારો શ્રમિકોના હમલા થયે જતા હતા. લોહીની નીકો વહેતી હતી. વીન્ટન માતૃભૂમિ ઇંગ્લૅંડની તરસ

છીપાવતો હતો કુમળા બાળકો, નવતોહિયા કિશોરો–કુમારો કુળ-યુવાની યુવક–યુવતીઓ–ના ભેગ ધરીને એ ઇગ્નંડની ભૂખ ભાગતો હતો. ભોગ ધરાતો એમ ભૂખ વધતી જતી અને વીન્ટનની વધુને વધુ ગોળીઓ છૂટતી

જેની જોતી, એની આખમાની આસુ ટપકતા એ બોલી ઉઠતી "વીન્ટન, તું ભાન ભૂલ્યો છે રાષ્ટ્રની જો સેવા જ કરવી છે તો ચાલ, હજાર રસ્તા બતાવુ."

પણ વીન્ટન પાછુ વળીને કયા જુએ ? ગવર્નરના ધન્યવાદ એને મળ્યા હતા. યુરોપીઅન એસોસીએશનના પ્રમુખે એને ખ ણ આપ્યુ હતું ગવર્નરની છોકરીએ એની સાથે નાચી એનું બહુમાન કર્યું હતું. સરકારી છાપાઓમાં એની પ્રશસા થતી હતી–એમ વધુ ગોળી છૂટતી ને વધુ પ્રાણુ જતા.

માત્ર જેની આસુ સારતી અને એની સામે જીમી અને જહોન ખડા થતા હોલસા નહોતા, દુઃખ નહોતું, વીન્ટનને કામ નહોતું મળ્યુ અને......અને જીમી અને જહોન જગત છોડી ચાલવા માડયા હતા

—શેખર



વ્યાખ્યાનો વિકલ્પ

નાટક કે નવલકથા વગેરેમાં પાત્રો વચ્ચેની વાતચીતને સવાદના નામે ઓળખવામાં આવે છે પણ આ વ્યાખ્યાનો વિકલ્પ એ છે કે પતિપત્નીની વચ્ચેના સવાદને વિસંવાદ તરીકે ઓળખવામાં આવે છે.

ભાઇશ્રી...ને રસ્તામાં જે
કોઇ મળ્યા તે સહુ હતા—

# શોધમાં

ઘણે વખતે તમારો તો બેટો થયો. હાસ્તો! ફિલ્મ ઉતારવી એ કાંઇ જેવું તેવું કામ છે? અરે બાપ! લોહીનું પાણી થઈ જાય. કેટલાને મનાવવાં? એક હોય તો ઠીક વાત છે, પણ આ તો માથે વાળ એટલા વેરી. પૈસાવાળાને મનાવો તો આ કહેવાતા કલાકારો વચકાય નવ વાગે બોલાવ્યા હોય ત્યાં બે વાગે ટેલીફોન આવે કે આજે નહી અવાય, હવે એટલું સુખ છે કે સરકારી લફરાં ઓછાં થયાં. પણ હવે હરીફાઈ ભારે થશે. કાળા બજારના પૈસાવાળાઓને તો આ ધંધામાં બસ મલાઇ જ મલાઇ લાગે છે! એમને? એમણે તો માત્ર આ છાપામાં છપાતી ખબર પરથી બધું તારવેલું. છાપાંમાં કોકનું નામ બેગમ લખ્યું એટલે એ બેગમ નથી બનતી. એ તો બાંદીની બાંદી જ રહે છે. પણ તમે ઉતાવળમાં કેમ છો? આટલે વર્ષે મળ્યા તોય તમે તો......અરે દોસ્ત આપણે એક કપ ચાહમાં બે જણ પીતા એ સમય પણ તું ભૂલી ગયો? ના, ના, કાંઈ તમારી માનહાનિ નથી કરવી. સાચા માનની હાનિ કદિ થતી જ નથી અને જેની હાનિ થાય તે માન નહીં! તમે ઉતાવળમાં છો એમને! કેમ? આ વાઘ પાછળ પડયો હોય એવા હાંફળા ફાંફળા કેમ લાગો છો? શું કહ્યું નવા ચહેરાની શોધમાં છો? નવો ચહેરો એટલે શું? ખરું કહું તો ભાઇ હું તો રહ્યો ગામડિયો રોચો, આ તમારા ઠાંક ઠેરામાં મને કાંઈ સમજણ ન પડે: એટલે જ પૂછું છું ને કે નવો ચહેરો એટલે શું? સમજ્યો, સમજ્યો. નવો ચહેરો એટલે પરદા પર સારી લાગે એવી નટી થવાની ઇચ્છા રાખનારી સ્રી એમ જ ને? હા. હા. તમારી વાત સાચી છે. ગાતાં ન આવડે તો તમે બીજા પાસે ગીત ગવડાવી શકો છો. સંવાદની વાત તો જાણે બહુ મહત્ત્વની

છે જ નહીં અને એનો દેખાવ એ ઓછો અભિનય છે કે બીજા કશા આડંબરની જરૂર પડે ? સ્ત્રીની સામે અરીસો મૂકો અને એ કુદરતી અભિનય ન કરે તો એનું સ્ત્રીત્વ જ કાંઈ ખામીવાળું માનવું. અરીસા અને કેમેરામાં વળી ફેર શો ? નહી પૂરતો તો જરાકે નહીં, પણ હું એમ પૂછું કે નવા ચહેરામાં તમે પુરુષનો ચહેરો કેમ નથી શોધતા ? હા, સ્ત્રીઓના ઘણા ઉપયોગ થઈ શકે છે. સાચું કહ્યું. પુરુષો જ ફિલ્મો વધારે જુએ છે. જ્યારે સ્ત્રીઓ વધુ ફિલ્મ જોતી થશે ત્યારે તમે પુરુષોના પણ નવા ચહેરાની શોધમાં નીકળશો એમને ? ઊતર્યું ભાઈ, મારે મળે ધરાર ઊતરી ગયું. ના, ભાઇ ના, હું તો સંસ્કારી કે અસંસ્કારી કોઇને ઓળખતો નથી અને ઓળખું છું એમાં એકે નવો ચહેરો નથી પછી તમારી ઓળખાણ કેમ કરીને કરાવું ? ભલે ભાઈ, ઇચ્છા થાય તો ઘેર જમી જજો. મારો જૂનો ચહેરો જોઇ જજો. જય જય.

શું શોધ છે ? બધી નદીનું પાણી છેવટે તો દરિયાને જઇને મળે છે, કોક કુંવારકાના અપવાદને ગણ્યો ન ગણ્યો સરખો જ છે ને ! અને આ બધી શોધનું પરિણામ પણ અંતે તો ધનપ્રાપ્તિમાં જ છે.

પણ આ તો ધરમદાસ ! આજે પગે ચાલતા ? સમયની ગતિ કેવી ન્યારી હોય છે ? નિયંત્રણો અને કંટ્રોલોનું જોર હતું ત્યારે ધરમદાસભાઇને ત્યાં ઊભવાની જગા ન રહેતી. પાણી કહેતાં ખરૂં દૂધ હાજર થતું. એને આજે આમ પગે ચાલવાનો વારો ! રે વિધિ !

જય જય ધરમદાસભાઈ ક્યાંથી અત્યારે આમ ? અરે સાહેબ, આપને શા માટે આવો કાળો તડકો વેઠવો પડે ? આ તો પેલું ક્ષીણે પૂણ્યે જેવું લાગે. આપને શો ખોટ છે ? આપ નોકરીની શોધમાં છો ? અરે સાહેબ, ગરીબ માણસની મશ્કરી શા માટે કરો છો ? તમારે નોકરી જ શા માટે કરવી જોઇએ ? સર્વે સિધ અને નવે નિધ છે

સાહેબ, કોક માને એવું તો કહો, કંટ્રોલ ખાતું નીકળી ગયું એમાં શું? નવું ભલેને ન આવે જૂનું કાંઇ ચાલ્યું જાય છે? અને એમ તો કેમ મનાય સાહેબ. કે જૂનું કાંઇ ન હતું? હા એ વાત ખરી કે ઊતર્યો અમલદાર કોડીનો, રદ થએલો કાયદો એટલે તો પસ્તી બરાબર છે પુરુષાર્થ તો કરવો જ જોઇએ, હા, બાકો માણસ સસ્તા ને નોકરી મોંઘી, એવો જમાનો આવી લાગ્યો છે. લડાઇ બંધ થઇ એટલે શું થાય. એ તો સાહેબ કુદરત જ એવી છે. ડુંગર ભારે છે માટે જમીન સરસો રહે અને તણખલું હલકું છે તે આકાશમાં ઘૂમે. ભલે સાહેબ. ઉદ્યમ એજ ખરી વસ્તુ છે. અને આપને શિખામણ આપનાર હું કોણ? બાકી પેલે દિવસે બીજા પાસેથી જે કામના ઓળામાં ઓળા હજાર પડાવ્યા હોત તે કામ માત્ર પાનની પટ્ટીમાં આપે કરી આપ્યું હતું તે ઉપકાર મારાથી કદી ભૂલાય એમ છે? ના રે ના આ વાત બીજાને મોએ થાય કદી? તો તો જીભ હેઠી ન પડે મારા સાહેબ.

પેલા શ્રકે સાચું જ કહ્યું છે ને? મદ ઝરતો ન હોય એવા હાથી પાસે ભ્રમર કદિયે જાય ખરો? આ તો બિચારા થયા હવે સૂકા ગંડસ્થળવાળા.

અરે પણ આ રાજમલ શેઠ આમ હાંફળા ફાંફળા કેમ છે! આઠ દસ મિલો, પચાસેક ઠેકાણે ડિરેક્ટરપદું, પંદરેક બીજાં કારખાનાં, બસો રતલ ઉપર વજન: આવા પ્રતિષ્ઠિત નાગરિકો આવા હાલે? જય રામજીકી શેઠ! ધન્ય ભાગ્ય મારાં આપનાં દર્શન થયાં. પણ આપ આમ પરેશાન કેમ લાગો છો? તબિયત, શું થયું છે તબિયત ને? અપચો? ખાધું પચતું નથી? અરે શિવ શિવ હમણાં પેલો મળ્યો તે કહે છે ખાવાનું મળતું નથી અને શેઠજી કહે છે ખાધું પચતું નથી. ઇલાજ તો આપ કરતા જ હશો એટલે મારા જેવો સલાહ પણ શું આપે? બાકી ગાંધીજીનો ઇલાજ છે સરસ. ઉપવાસ. સરકાર સામે ઉપવાસ થઇ શકે, ઇશ્વર સામે

ઉપવાસ થઇ શકે તો આ પેટ સામે ઉપવાસ કેમ ના થઇ શકે? કા એ વાત સાચી, ન મળે એ ઉપવાસ કરે જ છે ને! મળતું હોય તો શા સારૂ ઉપવાસ કરે? જેને ન મળે એ બ્રહ્મચારી ભલે, શેઠજી, જય રામજી કી.

કોઇનેય સુખી થવા ન દેવાની પ્રતિજ્ઞા આ કુદરતે લીધી છે ને? કૂતરું જાણે કાને કરડી ગયું હોય એમ સહુ કોઇ શોધમાં છે પેલા શેઠ! હવે એમને ધારાસભામાં જવું છે. એટલે પ્રાથમિક ખુશામદમાં પડયા છે પણ આ રાષ્ટ્રગૌરવ આમ ક્યાં ચાલ્યા? હાથમાં ધોળે દહાડે દીવો છે! આ શું વેશ કાઢયો છે?

વન્દેમાતરમ્, આ શું સાહેબ? આપના જેવા માણસને આ શોભે? શા સારૂ આવે ધોળે દહાડે હાથમાં દીવો લઇને નીકળવું પડે? પેલી વાતમાં તો આંખ વિનાનાએ એમ કર્યું હતું અને તેય દેખતા એને ભટકાઈ ન પડે એટલા માટે, પણ આપ જેવા...ઓહો, આપ કશી શોધમાં છો? આપના જેવા ત્યાગી આમ કશી શોધમાં નીકળે એનું કૌતુક તો ખરું જ ને? શું કહ્યું? નવું લોહી? નવું લોહી એટલે? કોઇ બિમાર છે સાહેબ તે કાંઈ લોહીની જરૂર પડી? ઓહો, જાહેર કામને માટે નવા લોહીની જરૂર છે! ભલે ભલે સાહેબ, આપ છો એટલે તો ખેંચાઇને એમની મેળે નવું લોહી આવશે. એમાં આટલો શ્રમ આપને લેવો પડે એ જ કમનસીબીને! જય જય

શી દુનિયા છે? સહુ કોઈ શોધમાં છે! શોધો, શોધો, કોકવાર જડી જશે

—જયંતિ દલાલ



# દ પ્રિ શે પ

**ઇતિહાસની કેડી.** ( લેખક · ભોગીલાલ જ. સાંડેસરા. પ્રકાશક. પદ્મજા પ્રકાશન. વડોદરા. કિંમત સાડા ચાર રૂપિયા )

જુદા જુદા સામયિકોમાં વિધવિધ વિષયો પર પ્રગટ થયેલા શ્રી. સાંડેસરાના ચૌદ લેખોનો આ સંગ્રહ છે.

શ્રી. સાંડેસરા આપણે ત્યાં જે જૂજ સંશોધકો અને પુરાતત્ત્વવિદો છે તેમાંના એક છે અત્યારે આપણે ત્યાં નવલકથા અને નવલિકાના સંગ્રહો જ્યારે એક પછી એક પ્રગટ થયે જાય છે, ત્યારે પદ્મજા પ્રકાશન તરફેનું આવા અભ્યાસપૂર્ણ ગ્રંથનુ પ્રકાશન આવકાર દાયક જ લેખી શકાય. એ પણ કબૂલ છે કે નવનકથા, નાટક અને નવલિકાઓનું વાંચન પણ અત્યારે વધુ બળવત્તર છે. પરંતુ જે કોઈ આ સગ્રહ વાચશે તેને નવલિકા કે નવનકથા સરસ અને કદાચ એથી પણ વધુ શુદ્ધ, વિચારણીય અને રસપ્રદ વાંચન મળી રહેશે

એના વિષયોની વીણણી પ્રતિ તો જરાક જૂઓ ! 'પાટણ' સરખો ઐતિહાસિક લેખ એમાં સંગ્રહાયો છે તો ' કામદેવની મૂર્ત' જેવો રસિક અને આકર્ષક વિષય પણ એમાં છેડવામાં આવ્યો છે. ' પ્રાચિન ભારતમાં વિમાન ' જેવો આશ્ચર્ય ઉત્પન્ન કરતો લેખ, પુરાવા અને દલીલો સહિત લખાયો છે તો 'આયુર્વેદનું સંશોધન' જેવો માર્ગદર્શી ચિંતન લેખ પણ એમની કલમે આલેખાયો છે. આમ વિષયોનું વૈવિધ્ય પણ આ સંગ્રહની એક ખૂબી અને આકર્ષણ બની રહે છે.

અને એથી પણ વધુ આકર્ષણ તો રોચક અને પ્રવાહી શૈલીનું છે. 'પાટણ' જેવો તદ્દન અર્ધ ભૌગોલિક ઐતિહાસિક લેખ એવી સુંદર રીતે આલેખાયો છે કે વાંચક એક વખત એ વાંચવાનો શરૂ કરે

તે પૂરા કર્યે જ ઊઠે. અને એવું જ બીજા લેખો વિષે પણ, લેખકે સગ્રહમાં ઠેર ઠેર જાણીતા વિદ્વાનોના અવતરણો–અગ્રેજી, સંસ્કૃત અને તળપદી ગુજરાતી વગેરેમાં ઉતારી એમની અવલોકન અને લેખન શક્તિની પ્રતિતિ કરાવી છે.

'પાટણના ગ્રંથ ભંડારો' માં ગુજરાતનું આ અમૂલ્ય ગ્રંથ-સગ્રહો પ્રતિ યોગ્ય રીતે જ એમણે ધ્યાન દોર્યું છે.

'હેમચંદ્રાચાર્યનું શિષ્ય મડળ' માં એમણે કલિકાલસર્વજ્ઞ હેમચદ્રાચાર્યના શક્તિશાળી પટ્ટશિષ્ય મહાકવિ રામચદ્રના જીવન-લેખન અને કાળધર્મને બહુ જ વેગભરી શૈલીમાં આલેખ્યા છે જ્યારે બીજા શિષ્યોની એમણે ઝડપથી રૂપરેખા દોરી છે.–સંભવ છે કે એ શિષ્યો સંબધી એમનુ સશોધન એટલે જ આવી અટક્યું હોય.

અને પછી આવે છે. 'ગુજરાતમા સંસ્કૃત નાટક.' બિલ્હણ, રામચંદ્ર, દેવચદ્ર, યશપાલ પ્રહ્લાદનદેવ, વિજયપાલ, રામભદ્ર, બાલચદ્ર, વગેરેના નાટકોની એમાં માહિતીપૂર્ણ સમીક્ષા કરી છે. તે ઉપરાત પણ મુસ્લિમ કાળમાં વિદ્યમાન એવા સસ્કૃત ચાર નાટકોનો પણ એમણે ઉલ્લેખ કર્યો છે અને છેવટે નાટકો અને પ્રજાજીવનનો સબધ આલેખ્યો છે. અને હજુ પણ હિંદમાં–મલબારમા સસ્કૃત નાટકો ભજવાય છે અને લોકો તે રસભેર જૂએ છે.

'પ્રબધ ચિંતામણી' એ રા. દુર્ગાશંકર શાસ્ત્રીના ભાષાતરનું મર્મગ્રાહી અને વેધક અવલોકન છે. જેમા શ્રી. સાંડેસરા કેટલેક ઠેકાણે શ્રી. શાસ્ત્રીથી જૂદો જ મત ધરાવે છે; અને તે ખાસ કરીને સુભાષિતોના અનુવાદમાં.

'દેવ મંદિરોમાં ભોગાસનોનાં શિલ્પો' મા લેખક દેવ મંદિરોમા દ્રષ્ટિગોચર થતા કામુક શિલ્પો વિષેની માર્મિક ચર્ચા છેડે છે. એમાં લેખક ઉટપટગ કલ્પનાઓ સામે ચેતવી કામ એ પણ પુરુષાર્થ છે એમ સૂચવી એનો પૂર્વગ્રહરહિત અભ્યાસ અને અવલોકન કરવા સૂચના કરે છે.

'કામદેવની મૂછ'માં એમણે મદન મૂછથી સુશોભિત હશે કે નમૂછિયો હશે તેની સુંદર ચર્ચા કરી છે. જુદા જુદા ચિત્રસંગ્રહો શ્લોકો અને અંગ્રેજી અવતરણોના પૂરાવા અને દલીલો દ્વારા એમણે આવા ગંભીર ચર્ચાત્મક વિષયને પણ સુંદર આકાર આપ્યો છે, અને છેવટે 'જેવો યુગ તેવો મદન. વીસમી સદીનો 'મદન' નમૂછિયો જ હોય' એમ માર્મિક કટાક્ષ પણ કર્યો છે.

'ગુજરાતનાં સ્થળ નામો'માં એમણે જુદા જુદા ગામના નામોની વ્યુત્પત્તિ કરી આખા વિષયને ન્યાય આપવા પ્રયત્ન કર્યો છે.

'ગુજરાત' નામ શી રીતે પડ્યું હશે? એનું કુતુહલ સમાવે છે–'પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં ગુજરાતના ઉલ્લેખો.'–ક્યારે ક્યારે અને ક્યાં ક્યાં 'ગુજરાત' અને 'ગુર્જરત્રા મંડળ'માંથી 'ગુજરાત' શબ્દ કેવી રીતે રૂપાંતર પામ્યો તેનો એમણે વિધવિધ ગ્રંથો દ્વારા સુંદર અભ્યાસ રજૂ કર્યો છે.

'આપણું લોક વાર્તા વિષયક સાહિત્ય' અને 'નરસિંહ પૂર્વેનું ગુજરાતી સાહિત્ય' એમાં પ્રથમમાં એમણે શામળભટ્ટ અને સમકાલીન લેખકોના ગ્રંથો અને સાહિત્ય વિષે ચર્ચા કરી છે, તો 'નરસિંહ પૂર્વેનું ગુજરાતી સાહિત્ય'માં એમણે આપણી માન્યતા–નરસિંહ પહેલાં ગુજરાતી ભાષા અણખેડાયેલી જ હતી—તે ભેદવાનો પ્રયાસ કર્યો છે, અને નરસિંહ પૂર્વે પણ જૈન અને જૈનેતર સાહિત્ય હતું એમ પૂરવાર કર્યું છે.

'આયુર્વેદનું સંશોધન' તો એક રસિક લેખમાળા છે, અને એમાં આયુર્વેદ અને અત્યારની છેલ્લામાં છેલ્લી તબીબી શોધો, નાડી પરીક્ષા, કામશાસ્ત્ર, સંતતિનિયમન વગેરે અદ્યતન વિષયો એમાં છેડાયા છે, અને આખા લેખને મનનીય બનાવી મૂક્યો છે.

'એરોપ્લેન' આવ્યા પહેલાં પણ રામે પુષ્પક વિમાનનો ઉપયોગ કર્યો હતો. એમ હિન્દીઓ ગૌરવ લે છે, તેને શ્રી. સાંડેસરા

સમર્થન કરતાં આપણા જૂના ગ્રંથોમાં વિમાન બનાવવાની રીતો હતી, એમ શ્લોકો ટાંકી બતાવે છે; અને બહુ જ સુંદર રીતે એ વિષયને ન્યાય આપે છે.

આમ શ્રી સાંડેસરાએ 'ઇતિહાસની કેડી' દ્વારા જુદા જુદા વિષયોને ન્યાય આપવા પ્રયત્ન કર્યો છે.

અત્યારને તબક્કે આવા અભ્યાસપૂર્ણ ગ્રંથનું પ્રકાશન ખરેખર આવકારદાયક છે.

'કાશ્યપ'



આ અમદાવાદ

(૧)

મુંબઇથી અમદાવાદ આવતી ગાડી વટવા સ્ટેશને આવી અને વટવાથી અમદાવાદ આવનાર ઉતારૂઓનો હલ્લો આવ્યો. ડબ્બામા નિરાંતે લંબાવી બેઠેલા ઉતારૂએ નવા આવનારને કહ્યું: "શા માટે અહીં ભીડ કરો છો? હમણા જ ગાર્ડ સાહેબ કહી ગયા, આગલા સ્ટેશને નવો ડબ્બો જોડાય છે."

(૨)

યુદ્ધ સમયમા પાવરે ધન ઉલેચી શકનાર વહેપારીને થયુ કે ધનનુ પ્રદર્શન થઇ શકે એવો સમય આવી લાગ્યો છે નવો બંગલો બધાવ્યો અને બંગલાની નિસરણી માટે એમણે એક સુંદર ગાલીચો ખરીદ્યો.

થોડાક દિવસમા જ એમને લાગ્યુ કે આ રીતે તો ગાલીચો બગડે એટલે એમણે ઘરના સહુ માણસને પાછલા દાદરનો ઉપયોગ કરવાનુ ફરમાવી દીધુ.

એક દિવસ એમણે જોયું કે એમનો નાનો દીકરો આ ગાલીચાવાળા દાદરના બબ્બે પગથિયા સામટા ચઢતો હતો. પિતા-પુત્રની આખ મળતા પુત્રે કહ્યું: "ગાલીચો ન બગડે એ માટે બબ્બે પગથિયા ચઢું છુ"

પિતાથી ન રહેવાયું "એમ કરવુ હોય તો ચડ્ડી કાઢી નાખીને ચઢ. નાહકની ચડ્ડી ફાટી જાય."

## ∴ પડછાયાની પગદંડી

ગુજરાતને પોતાના એક સ્વતંત્ર નટઘર (કે નાટ્યગૃહ) ની અત્યંત જરૂર છે એમ કેટલાક વખત પહેલાં બૂમરાણ ઉઠી હતી. પછી એ શોરબકોરનો શો ઇન્તજામ આવ્યો એની વિગતસરની માહિતી હજુ સુધી ઉપલબ્ધ થઈ નથી. પરંતુ એ હિલચાલ ઉવેખવા જેવી નહોતી. રંગભૂમિ માટેની એ હિલચાલ વધાવી લેવા જેવી હતી જ. અને હમણાં હમણાં ગુજરાતનાં અગ્રગણ્ય શહેરોમા અવેતન કલાકારો એક પછી એક જે પ્રયોગો ભજવ્યે જાય છે એને શું એ હિલચાલની દિશા પ્રત્યેનાં જ ડગ ગણવાં?

જો એનો જવાબ હકારમા જ હોય તો એ એક ખૂબ આનંદજનક બીના છે. પરંતુ ઊંડા ઉતરીને એ પ્રવૃત્તિનો જો અભ્યાસ કરવામા આવે તો તો તુરત જ વરતાઈ જશે કે રંગભૂમિનાં ઉધ્ધારાર્થે અપેક્ષા રખાતા એ સકળ પ્રયોગો તો આજકાલ ઉત્સવ, લાભ, ધર્મ કે એનાજ કોઇ ઓઠા તળે રંજન માગતી આજકાલના ફેશનના પવનના જ માત્ર સુસવાટા છે. એને બદલે જો હૈયે હામ ધારીને પોતે પણ કંઇક કરી રહ્યા છે એવા ભાન અને ભાવ સહિત જો એ પ્રયોગો ભજવાય તો કેટલું સુંદર અને અસરકારક પરિણામ નીપજાવી શકે?

'અલબત્ત, માનવ સ્વભાવને રંજન અનુકૂળ આવે છે એ એક હકીકત છે. પરંતુ એમ તો માનવીને રોચક એવી અનેકાનેક વસ્તુઓ વિદ્યમાન છે. સમાજના ઘડવૈયાઓ એમાંથી એવી વસ્તુ ઉપાડીને જનતા સમક્ષ મૂકે છે કે જ્યારે એ રજૂઆત પામે છે ત્યારે ઉપભોગી વર્ગને ખ્યાલ આવે છે કે, આતો આપણે રોજ જોતા હતા. પણ અહીં એને કેવું નાવીન્યભર્યું અને મનોરમ રૂપ અપાયું છે. એટલે કે નાટકમા રંજન ભલે હોય—એ સર્વથા ક્ષમ્ય જ છે

પરંતુ સાથોસાથ એ એટલું જ બળપ્રદ અને દિશાસૂચક પણ હોવું જોઇએ.

આજે નાટયપ્રયોગો અને રંજન કાર્યક્રમની જે પ્રવૃત્તિ ચાલે છે તેનું યોગ્ય સામાજિક વળતર સ્થિર, સામાજિક સંપ્રદાયવાળી નાટય પ્રવૃત્તિમાં મળવું જોઇએ એ નથી થયું. એ કડવી છતાં ય કરુણ હકીકત છે. એટલું સારું છે કે રંગભૂમિના ઉદ્ધારની વાત હવે કોઇ નથી કરતું કારણ કે એ વસ્તુ સ્વીકારાતી જાય છે કે જે વસ્તુની માગણી કરવામાં આવે છે એ તો એક તદ્દન નવી નોખી વસ્તુ છે. આજની રંગભૂમિ અને એ રંગભૂમિ વચ્ચે કદાચ તખ્તા સિવાયની બીજી એક પણ સામાન્ય વસ્તુ નથી.

પણ આવી સંસ્કાર પ્રવૃત્તિમાંથી ય નાટયપ્રવૃતિના પગરણ ન થવાનાં કારણોને જોવા જાણવા અને શકય હોય ત્યાં દૂર કરવાનો સમય હવે આવ્યો છે.

કારણોને જ જોઇએ તો નાટયપ્રયોગો રજૂ કરવા ઇચ્છનારાઓ પણ ચિત્ર નિર્માતાઓ જેવો જ તર્ક, દલીલ આગળ ધરતા હોય છે; લોકને એમ જોઇએ છે. 'લોક એટલે પોતે' એ વસ્તુને લોકરુચિના જરિયાન પડદા પાછળ છૂપાવવામા આવે છે અને એટલે જ નાટક ઉપર ધ્યાન અપાવાને બદલે ઠાઠ ઠઠેરા ઉપર વધુ ધ્યાન આપવામાં આવે છે.

બીજું કારણ ગાડરિયા થવાના મૂળગત સ્વભાવમાં છે. અનુકરણ કરવું અને છતાં ય નવીન કહેવાવાનો દાવો કરવો એ આ નાટય-પ્રયોગોની કદાચ લાક્ષણિકતા છે.

ત્રીજું કારણ કહેવાતા સંસ્કારી અભિનેતાઓમાં શિસ્ત અને અભ્યાસવૃત્તિની લગભગ નિંદ્ય ગેરહાજરી છે. જેને આ વસ્તુનો અનુભવ હશે તે આ વાતના સત્યનો સ્વીકાર કરશે

ચોથું કારણ એ નાટક વિષેના સમુચિત વિચારનો અભાવ છે. આને કારણે ઘણી ભળતી વસ્તુઓ નાટકમાં ઘૂસી જાય છે અને આ પણ પૂરતું ન લાગતાં દમામ અને રસવૃત્તિની વિડંબના કરનારાં પ્રદર્શનોથી એમને રાચવુ પડે છે.

પાચમુ કારણ એ પ્રેક્ષકોના સહાનુભૂતિભર્યો સહકારની ગેરહાજરી છે. નાટકની ભજવણી સર્વ રીતે અને સર્વ પાસેથી સહકાર માગી લે છે. આમાં કયાંય ઉણપ આવે એટલે અંશે એમાં રસક્ષતિ થવાની જ.

નાટય પ્રયોગો અને રંજન કાર્યક્રમોમાંથી જો નાટય પ્રવૃતિ, વિશિષ્ટ સામાજિક બળ ધરાવતી રંગભૂમિના મંડાણ કરવાં હોય તો આ આવી પડેલાં અને સ્વીકારાઈ ગએલાં બધનોને ફગાવે જ છૂટકો છે. એ વિનાના યત્નોની મહાનમાં મહાન સફળતા પણ એને નાટય પ્રવૃત્તિ નહીં બનાવે.

**છાયાકલા ભાગ ૧ લો.** ( ચિત્રકાર શ્રી લક્ષ્મીપ્રસાદ સેવક. પ્રકાશક. ઇન્દ્રવદન મ. શુકલ જોશી મહેલ્લો. નવસારી. કિંમત ત્રણ રૂપિયા )

શ્રી લક્ષ્મીપ્રસાદ સેવક ચિત્રિત દસ ચિત્રોનો આ સંપૂટ છે. ચિત્રકલામાં છાયા ચિત્રોનું પોતાનું જ અનોખું સ્થાન છે. શ્રી. સેવકે કલાના એ અંગનો આશ્રય લઈ પ્રસ્તુત સપૂટમાં વિવિધ ભાવોને આલેખવાનો પ્રયાસ કર્યો છે.

શું ચિત્રકાર કે શું લેખક, શું વકતા કે શું અભિનેતા ! એ સર્વ પાસે પોતપોતાના વિશિષ્ટ જીવનદૃષ્ટિ હોવી આવશ્યક છે.

સમગ્ર સંપૂટને ધ્યાનમાં લેતાં એવી કોઇ અનેરીદૃષ્ટિ નજરે પડતી નથી એ ખેદજનક છે.

બીજો એક સવાલ ઉઠે છે ! આપણા ચિત્રકારો અને નૃત્યકારો– એ હવે તો રાધાકૃષ્ણને આરામ આપવો જ જોઇએ. આ યુગમાં

શું નથી કે છેક ત્યાં દોડવું પડે ? શું પ્રેમ માત્ર રાધાકૃષ્ણમાં જ હતો ? એવાં 'અલૌકિક' ચિત્રોથી આખરે અર્થ શું સરવાનો હતો?

ચિત્રકારે કોઈ કલાકાર કે કલાસંસ્થાની સહાય શોધી નથી એમ એમના વક્તવ્યમાં કબૂલ કરે છે–અને નહિ તો પણ એ પ્રથમ દૃષ્ટિએ માલમ પડી આવે છે કે એમનામાં કનુ દેસાઈનું બારોબાર અનુકરણ ભર્યું છે. અનુકરણ પણ અમુક સંજોગોમાં આવકાર્ય બની શકે છે. પરંતુ અહિં તો થી કનુ દેસાઇના માર્દવનો, રેખાઓના મિજાજનો, વાતાવરણની મુગ્ધતાનો સદંતર અભાવ જ રહ્યો છે.

તે ઉપરાંત ચિત્રકારને અન્યાય કરે છે મુદ્રણ ! ક્યાંક રંગોની મેળવણી સચવાઈ નથી. કેટલેક ઠેકાણે નર્યાં ધાબાં જ ઉડી આવ્યાં છે, અને એમ જે કાંઇ છે તે પણ માર ખાઈ ગયું છે.

અને છતાં પણ કલાકારે માત્ર એકવીસ વરસની તરુણ વયે આવો સંપૂટ પ્રગટ કરવાનું જે સાહસ કર્યું કે અને તે કોઈ પણ કલા સંસ્થાની સહાય વિના—એ દૃષ્ટિએ તો એ સર્વથા ઉત્તેજના યોગ્ય કહી શકાય

—અનિલ ભટ્ટ.



## સુરાયરો

નવી સાલ પૂછે જૂની સાલને કે—
'કહી તું શકે શા થશે હાલ મારા ?'
જૂની સાલ ઝૂકી કહેતી અદાથી :
'મને તો સુનાવે દુબારા, દુબારા !'

બાલમુકુંદ દવે

# ચૂંટણી જંગ

**ધારાસભાનો** ચૂટણી જગ જેમ જેમ સમીપ આવતો જાય છે તેમ તેમ એના ઉમેદવારોની સખ્યામાં ઠીકઠીક વધારો થાય છે એક રીતે તો આવા ચૂટણી જગો કોગ્રેસ જેવી સસ્થાને ખૂબ બળરૂપ નીવડે છે ચૂટણી જગ ન આવ્યો હોત તો કોગ્રેસ જેવી સસ્થામા આટનો કાર્યવેગ આવ્યો હોત કે એ આટલી બળવાન થાત કે કેમ તે શકા પડતી વાત છે–કોગ્રેસ કાયદેસર હય છે એ વાત જુદી છે ૧૯૪૨ પહેના પણ કોગ્રેસ ક્યાં કાયદેસર નહોતી ! છતાં ત્યા કેટલા માણસો અરિ ખાતા ? ત્યા આજની જેમ મોટરોની કતાર લાગતી હતી ! શહેરના, ગામના શ્રેષ્ઠ મનાતા શિષ્ટ વર્ગના નાગરિકો આજની માફક ત્યાં ઉભરાતા હતા !

ચૂટણી જંગ ન આવ્યો હોત તો કોગ્રેસને કેટના બધા નુકસાનમા ઉતરવુ પડત ? જૂનાભાઈ અને રાજાજી જેવા વાડામાથી જૂના પડેના પાડાની માફક પાછા આવત ખરા ? કોગ્રેસ કદાચ સાવ અસાહિયક બની ગઈ હોત આજે તો કોગ્રેસ એનો પ્રગતિશીલ દરિયાવ સ્વભાવ કાયમ રાખવા શકિતમાન બની છે આજે ૧૯૪૨ને એ ભૂલી શકી છે એ સમયના લોકોને પણ વિસારી દે છે એ દિવસોમા જે લોકો નહોતા અગર ગમે તે કારણોસર જેનમા બધ થયા હતા, એ બધાને એણે ઉદાર હાથે અપનાવ્યા છે મહાત્માજીએ જીવનમા પ્રેમને અપનાવવા કહ્યું છે આપણે ભલે એમના સત્ય અને અહિંસાને અપનાવી ન શકીએ, પ ન્તુ પ્રેમ જેવા અનન્ય લક્ષણને જરૂર અપનાવી શકીએ છીએ એની પ્રતીતિ આ વખતે કોગ્રેસે આપી છે

ઉમેદવાર થવા માટે સરકારે તો ઘણી લાયકાતો નક્કી કરી છે કોગ્રેસમાય એની યોગ્યતા–અયોગ્યતા વિચારાય છે ખરી ઘણા લોકોને એમ છે કે ચૂટણીનાં ઉમેદવાર માટે અમુક વર્ષ જેલમાં

આગળ આવવું જોઇએ, અમુક યાતનાઓ સહન કરવી જોઇએ, અમુક વર્ષોથી પ્રજાકાર્ય કરતા રહેવું જોઇએ. આજની રાજકીય સંસ્થાઓમાંથી ઘણાએ તો આવી કશી લાયકાત રાખી નથી. કેટલાંકોની એવી ફરિયાદ છે કે વગ એ જ સૌથી મોટો ગુણ હોય છે. આ બધાં લોકો ગુણ કહી વગને વખોડે છે. જેની વગ ન ચાલતી હોય તે ચૂંટાઇ કેવી રીતે શકવાના હતા? વગવાળાને જ લોકો ઓળખે છે. વગવાળા છાપામાં નામો છપાવી શકે છે, જનતા આગળ એક યા બીજા સ્વરૂપે એ હાજર હોય છે જ. ચૂંટણીમાં જીતવા માટે જનતા પર પ્રભાવ હોવો આવશ્યક છે. વગ વગર આવો પ્રભાવ શક્ય નથી. વગ વગર એનું દર્શન શક્ય નથી.

કોંગ્રેસ કામની વહેંચણીમાં માને છે. માટે તો એણે ખાદી કામ, ગ્રામોદ્યોગ કામ, એવો ચૌદવિધ રચનાત્મક કાર્યક્રમ જનતા આગળ મૂક્યો છે. આ બધા કામો માટે જુદી જુદી વ્યક્તિઓ ગોઠવી છે એજ રીતે લડત માટે એણે જુદા માણસો રાખ્યા છે. જે લોકો સૈનિકો છે! એ શાસન સૂત્ર ન જ સંભાળી શકે. એવા લોકોના હાથમાં સત્તા સુપ્રદ કરવાનું યોગ્ય નથી મનાયું. એ જગતની તવારીખ જોતાં લાગે છે. એટલે એમને માટે ચૂંટણી જંગનો પ્રશ્ન જ રહેતો નથી. રચનાત્મક કાર્યક્રમમાં શ્રદ્ધા રાખનારાને ધારાસભાના કામકાજમાં શ્રદ્ધા હોઇજ ન શકે. એ બધા માટે ધારાસભા ત્યાજ્ય બને છે. જેને કામ કરવું છે એ તો નિસ્પૃહી બને છે. જેને ભોગો આપવા છે, એને પરિણામની દરકાર નથી. આમ બીજું કામ કરનારાઓ માટે કશું પણ લોકોપયોગી કામ કરનારા સેવાભાવી કાર્યકર માટે ધારાસભા સાથે કશો સંબંધ રહેવો જોઇએ.

માટે ચૂંટણી જંગમાં મોટે ભાગે કશું કામ ન કરનારા, લડતથી અને રચનાત્મક કાર્યક્રમથી દૂર રહેનાર વ્યક્તિઓની પસંદગી થાય છે, અને એમ જ થવું જોઇએ.

સૂઝાયા નથી. પણ મને પોતાને એ સૂઝયા છે. આમાંના કેટલાક નિયમો નીચે પ્રમાણે હોઇ શકે —

(૧) ટૂંકામાં ટૂંકી પોતડી પહેરતો હોય, અને લાંબામાં લાંબી ચોટલી રાખતો હોય.

(૨) જે તમામ સમારંભોમાં ખાદી પહેરતો હોય

(૩) જે રોજ કોંગ્રેસ હાઉસની મુલાકાત લેતો હોય, અને મંત્રીને દિવસમાં ત્રણ ચાર વાર મળતો હોય

(૪) જે મહાસભાના કાર્યકરોના આહાર વિહારની કાળજી લેતો હોય.

આમાંના છેલ્લા બે નિયમો ઘણા મહત્વના છે. આવું ધોરણ જળવાશે તો મહાસભામાં સંખ્યાબંધ સભ્યો નોધાશે, (અલબત્ત આ માટે ખૂબ જ ચૂંટણીઓ લડવાની રહેશે) એનું બળ વધશે, અને ગાંધીજી કહે છે તેમ મહાસભા પોતે જ જનતામાં ફેરવાઇ જશે.



# નવી કિતાબ

**Three Men in New Suits** [ લે જે. બી પ્રીસ્ટલી; મૂલ્ય શી. ૮/૬, પ્રકાશન હીનમાન ]

પ્રીસ્ટલીનું નામ જોઇને જ આ નવલકથા વાંચનારને નિરાશા થશે. પ્રીસ્ટલીનો મીઠો વિનોદ એમાં નથી; સોંસરવો કટાક્ષ કે એના Time Plays માં દૃષ્ટિ ગોચર થતી ઉત્તમ કલ્પના પણ નથી અને છતાંય નવલકથા રસભરીત બની છે. યુદ્ધમાંથી પાછા ફરેલા સૈનિકોને જ્યા સમાજના પોતાના ભિન્ન ભિન્ન વર્ગોમાં પાછા જવાનું થાય છે, ત્યારે કેવા પ્રત્યાઘાતો અનુભવે એનું સુરેખદર્શન લેખકે કરાવ્યું છે. વાર્તાકથન પાછળ લેખકનો ચોક્કસ આશય છે સમાજમાં અમુક પરિવર્તન આવવું જોઇએ, જો એને સ્વતંત્ર સમાન ધોરણે સ્થિર રહેવું હોય તો મોલ્ડનું પાત્રાલેખન ખૂબ જ સજિવ બન્યું છે. આ ખાણીયાને કોઇ સમજી શકતું નથી. સહુના ઠપકાને એ પાત્ર બને છે. એનું વર્તન અરુચિકર લાગે એવું હોય છે. અને છતાંય એના તરફ સમભાવ જરૂર થાય છે.

×

**Time must have a stop** [ લે. આલ્ડસ હકસલી, મૂલ્ય શી. ૯/૬; પ્રકાશક શેટો એન્ડ વીન્ડુસ ]

હકસલીની નવલની કેટલી આતુરતા પૂર્વક રાહ જોવાય છે? જ્યારે સાંભળ્યું કે એ હવે યોગ તરફ વળ્યા છે. ત્યારે અંતરે ઉદ્વેગ અનુભવ્યો હતો. 'Point counter Point' અને Brave New World માં એણે એવો રસ પીરસ્યો હતો કે વાર્તાઓ બોધક હોવા છતાંય ખૂંચતી નહોતી. એની વાર્તાકલામાં રહેલ લાક્ષણિક કટાક્ષ, અને સજીવન પાત્રો દ્વારા જગતને મૂંઝવતા પ્રશ્નો રજૂ કરવાની એની અનોખી રીત આપણને છેક સુધી ખેંચી રાખવા

સમર્થ બને છે. હકસલીએ આજ ધાટીએ નવી નવલ આપી છે. અને એનો અલૂણ્યુ વાતો પ્રવાહમાં ખેંચી જઈ આપણી આંખ એ પુનઃ સાધન સાધ્યનો પ્રશ્ન એ ખડો કરી દે છે.

વાર્તા આરંભમાં મંદગતિએ વહે છે; વિશિષ્ટ શબ્દ પ્રયોગો અને જરાક ઢંગી થતી શૈલી હાકસલીના ચાહક ન હોય એવા વાચકને નિરાશા કરી મૂકે. પણ વાર્તા ધીરે ધીરે ધાર પકડે છે. વર્તમાન યુગના અગમ્યતાવાદમાં રાચનારા કવિઓના પ્રતીક સમા સેબાસ્ટીનને રંગમંચ પર સ્થિર કરતા ય એને ઢીલ થાય છે. પણ જ્યારે રંગમંચ પર બધા પાત્રોને પ્રવેશ થાય છે ત્યારે કોક નવી-દુનિયાની કાર્યભૂમિકાએ આવી આપણે ઊભા છીએ એવું લાગ્યા વગર રહેતું નથી. વાર્તા એકદમ વેગ પકડે છે. યુગો-નિઃસ્વાર્થ સર્મપણુ એ એની પરાકાષ્ટા છે.

હકસલીની નવી વિચારસરણીનો ઢાળ વાર્તા પર સુંદર રીતે ચઢ્યો છે. એના પાત્રો બધાય કોઇને કોઇ વ્યકિતના પ્રતિક સમાં છે. મીસીસ ગેમ્બલને અધ્યાત્મવાદમાં રસ છે; યુસ્ટેસને મોજ ખાતર મોજમાં માનનાર કલાપ્રેમી શ્રીમંત છે. બ્રુનો યોગી છે. કાર્યથી સાવ અલિપ્ત રહેનાર નહિ, પણુ ગાંધીજીનો જાણે અનુયાયી હોય તેમ ગીતાના નિષ્કામ અનાસક્ત કર્મમાર્ગમાં માને છે. સેબાસ્ટીન આજનો ચંચળ, કવિહૃદયી યુવાન છે. આ બે પાત્રો દ્વારા હકસલીએ ગૂંગળાતા જગતની વેદના રજુ કરી છે. વાર્તાનો બોધ સ્પષ્ટ અને છે. યુસ્ટેસ અને કાર્લો વચ્ચેનો નીચેનો સંવાદ આ બોધની દૃષ્ટિએ કેટલો રોચક છે?

"અને એમ માનો કે આવું કાંઇ જ બન્યુ ન હોત, અને તમે લોકોને કાંઇક હિંસક, કાંઇક નિર્ણયાત્મક કરવા સમજાવ્યા હોત તો યે પરિણામ શું આવત? અમુક સમય માટે સ્વતંત્રતા આપતા અને પછી આ સ્વતંત્રતા દૂર કરવા કોઇ સરમુખત્યાર–અલબત્ત

પોતાની જાતને સામ્યવાદી કહેવડાવતો અને છતાં બીજાથી સાવ જુદો પડતો હોત—સિવાય કે એ એથી ય વધારે ખરાબ હોય."

"બુનીં પણ આવીજ મતલબનું કાંઈક કહેતો હતો."

"ત્યારે તો એ સમજુ માણસ."

"પણ એણે તો એથીય આગળ કાંઈક કહ્યું."

"મને એવો ભય હતો જ"

જગતમાં એક ખૂણો તો એવો છે જ, જેને સુધારવા વિષે તમે નિશ્ચિત રહી શકો. એ છે તમારી પોતાની જાત. તમારી પોતાની જ જાત, તમારે ત્યાંથી શરુઆત કરવી જોઈએ. બીજેથી નહિ, તમારા ખૂણા પર કામ કર્યા પછી એ બધું આવે છે. તમે સારું કરી શકો એ અગાઉ તમારે જાતે જ સારા થવું ઘટે. આજનો સુધારક જેમ કહે છે તેમ એક હાથે ઇષ્ટ કરવું, બીજા હાથે અનિષ્ટ —એવું તો નહિ જ."

જીવન ઘડવા માગતા આપણા વિદ્યાર્થીઓએ, સાહિત્ય દ્વારા માનસ ઘડવા મથતા આપણા સાહિત્યકારોએ આ વાતો એકવાર તો અવશ્ય વાંચવી જોઈએ.

નિ. દે.

×

**I am Lazarus. by Anna Karan. Jonathan Cape.**

એના કેરન અમુક 'વિશિષ્ટ' વ્યક્તિઓ અને અનુભવોને લાક્ષણિક ઢબે આલેખે છે. એનાં પાત્રો માટે 'વિશિષ્ટ' શબ્દ જ યોગ્ય છે. કારણ કે તેઓ પૂરેપૂરી રીતે ઘેલછા ભર્યાં નથી હોતાં તેમ અતિ સામાન્ય પણ નથી હોતાં. આ વાર્તાઓને વર્તમાન યુગમાં પ્રવર્તમાન એવા ભય અને અનિશ્ચિત જિંદગીના મૂળરોગનું માનસ નિદાન કરતી પ્રતિનિધિ પણ ગણી શકાય. કોઈને કોઈની

કે કથાની પણ પડી નથી. મસ્તક પર તોળાતા કે અનામી અને આકારહિન કાળા અનિશ્ચિત ભાવિ સામે જ જાણે સૌ કોઇ મીટ માંડી રહ્યું છે. પ્રેમ કે મૈત્રી, ગૃહજીવન કે બાળકો, અને જિંદગીનો નિર્વ્યાજ પ્રેમ તો તેમને કોઇ જુદી જ દુનિયાનું દિવાસ્વપ્ન થઇ પડયું છે; સત્યાસત્યને કે ડાહ્યા દિવાનાને પણ કોઇ પિછાની શકતું નથી.

મીસ કેરન અત્યંત કુશળતાથી અને સંયમથી આ વિલક્ષણ અને જીવનને ચોમેર વીંટળાઈ વળેલા પ્રશ્નને ચર્ચે છે. આ પગલી દુનિયામાં ખરેખર બુદ્ધિમાન કોણ છે? ભૂલાયેલી સ્મૃતિએ જેના મળાનો કબજો લઈ અવાચક બનાવી મૂકયો છે એવો કોઈ સૈનિક કે તદ્દન હલકી ઉપાધિઓથી યુક્ત એવો વારંવાર બોલવા મથતો કોઈ દાકતર? સૌથી વધુ ક્રૂર કોણ છે? નબળા સાથીદારની રમતનો ભોગ થઇ પડતા બાળકો કે પગ નીચેની ધરતીને વધુ સાબૂત કરવાના મિથ્યા પ્રયત્નમાં લોકોને આમથી તેમ હાંકતી ધારાધોરણોથી શોભિત સત્તા?

મીસ કેરન હકીકત કરતાં લાગણીતંત્રનું વધુ પૃથક્કરણ કરે છે, અને તે લાગણીઓ પણ દરેક કિસ્સામાં ઉન્માદની ઘેરી રેખાઓ ઊભી કરતી જ હોય છે. આ હેતુ માટે લેખિકા ખૂબજ યોગ્ય અને પ્રબળ એવી શૈલીનો ઉપયોગ કરે છે. શૈલી સંયમભરી તો છે જ, સાથે સાથે ચામડી સોંસરવી ઉતરી જતી સોયની તીક્ષ્ણતા પણ એમાં ભારોભાર ભરી છે. બોમ્બવર્ષા પછી શહેર પર પથરાયેલી શાંતિનું તે આ પ્રમાણે વર્ણન કરે છે, "શાંતિ ધીમે ધીમે કાળજીથી પોતાનું સામ્રાજ્ય ફેલાવતી હતી. બાગબગીચા, ચોગાન, અને ખાલી ઘરોને શાંતિએ પોતાના પડખામાં લીધાં હતાં. ઝડપથી ગૂંથાયે જતી કરોળિયાની જાળની માફક આ નાજૂક ઇમારત ચંદ્ર પ્રતિ વેગથી ધસ્યે જતી હતી, અને તુરત જ એ અતિ ગંભીર કાર્ય પુરું થયું. સમસ્ત શહેર શાંતિથી છવાઇ ગયું—જાણે કે કોઇ અંધારપિછોડી ઓઢી ન હોય! વાતાવરણ ભયજનક અને ક્ષુબ્ધ બનતું જતું હતું.

ખીડાયેલા દઢ હોઠે. અને ચિંતાભરી રેખાઓથી ઓપતા ભાલે હરેક હરેક શકેરી, શંકેર પર લટકતા આ પારદર્શક, કાળા, શાંતિના ગોળાને ભયાતુર દૃષ્ટિએ નિરખી રહ્યો હતો. જાણે 'આ ગોળો હમણાં ફાટશે શું?"

અસામાન્ય રીતે આલેખાયેલી અસામાન્ય પુસ્તિકા!

×

**Everybody's Political what's what. (by G. B. Shaw. Constable.)**

શૉના રાજકીય વિચારોનો આ ટૂંકસાર છે. વસ્તુતઃ આ વિચારો બદલાયા જ નથી. નાટયકાર શૉ જે કાંઈ કહે છે તેજ લગભગ રાજકીય વિચારક શૉ પણ કહે છે. પરંતુ તે બધા એકજ પુસ્તકમાં કહેવાયા નથી અને વૃદ્ધત્વે શૉની કલમનુ યૌવન હર્યું નથી. પ્રચાર વિનાના, વિરોધી, છતાં શુદ્ધ દૃષ્ટિ બિન્દુએ એમની કલમને સમુદ્રનું ઊંડાણ અને સ્વાસ્થ્ય અર્પ્યું છે. નવા વિજ્ઞાન અને પાવલોવના અન્યાય સામે જેહાદ જગવનાર જૂનો યોદ્ધો પુસ્તકમાં વારંવાર ડોકિયાં કરે છે.

શૉ અંતરથી ઘણા દયાળુ સજ્જન છે. છતાં ઘણા દયાળુઓથી વિરુદ્ધ વર્તીને તેઓ અશક્તિ, અને દુરુપયોગને ધિક્કારે છે. નાટ્ય લેખન અને રાજકીય વિચારણા પાછળ જીવનનાં ઘણાં વર્ષો ખર્ચ્યા પછી શૉ એવા નિર્ણય પર આવ્યા લાગે છે કે રાજકાણુ અર્થશાસ્ત્ર, કેળવણી, વિજ્ઞાન અને ધર્મમાં આપણી સંસ્થાઓ એટલી હદ સુધી સડી ગઇ છે કે હવે તેની તાત્કાલિક સૂક્ષ્મ પરીક્ષા થવીજ જોઇએ. હૃદયમાં ખૂબ ભક્તિવાન હોવા છતાં પણ તેઓ જેહોવ કે સર્વશક્તિમાન અને સર્વજ્ઞ પ્રભુને પણ પડકાર આપે છે. કોઈ સર્જનાત્મક ક્રાંતિદ્વારા તેઓ એમાં પલટો ઇચ્છે છે. સર્જન ઝડપથી ખૂબ ઝડપથી અને સંપૂર્ણ રીતે થવું જોઇએ તે માટે

તેઓ અત્યંત આતુર છે, અને અમે તે કોઇ ગમે તેને ચૂંટી કાઢે એવી સામાન્ય માન્યતા પર રચાએલી લોકશાહીને તેઓ ધુતકારે છે. તેવી જ રીતે એક કલાકાર તરીકે તેઓ સંપૂર્ણ સરમુખ્યતારશાહીને પણ ધિક્કારે છે. આ સરમુખત્યારોને જ અનુલક્ષીને લખાએલા એક પ્રકરણમા તેઓ જણાવે છે કે દુનિયાના અત્યત બુદ્ધિમાન પુરુષો જ—કૉમવેલથી માંડીને કમાલ આતાતુર્ક, અને સ્તાલિનથી માંડી ટ્રોટ્સ્કીન્ડા, નેપોલીઅન, મુસોલિની અને હીટલર, સરમુખ્યતારી ભોગવી ગયા, અને આ ઉપરથી તેઓ ચતુર અને મુત્સદ્દીના બનેલા પંચનું સૂચન કરે છે—એ પચ જ કાર્યક્રમો ઘડે પરંતુ વાચકના મગજમાં વર્તમાન સ્થિતિ પરત્વે એક નવો જ સવાલ પેદા થાય છે." એ પંચને ચૂંટે કોણ? એ પંચને પસંદ કોણ કરે? શો એનો સતોષજનક ઉત્તર આપી શકતા નથી. એ તદ્દન શક્ય છે કે જેઓ હાલના જડસુ અને નિશ્ચેતન રાજકરણથી કંટાળી ગયા છે તેવા અનેક રાજનીતિજ્ઞો એવા પચોની ખાલી જગ્યા પૂરવા ધસી આવે! મતલબ કે, આપણા મહાન માણસો, રાજકીય નેતાઓ, જે ખરેખર સજ્જનો પણ છે તેઓ આ પ્રશ્નને ન ઉપાડી લે ત્યા સુધી તો એ પ્રશ્ન પ્રશ્ન જ રહેવાનો.

એક વખત ફરીથી શો અર્થશાસ્ત્રમાં આવકની સમાનતા માટે દલીલો કરે છે. કોમનવેલ્થના કોઈ પણ નાગરિકની આવક જીવનનિર્વાહ કરતાં ઓછી ન જ હોવી જોઇએ એમ સૂચન કરે છે જો દરેકની આવક એક સરખી—ધારો કે વાર્ષિક ૫૦૦૦ની હોય તો પછી કોઇ વર્ષમાં દસહજાર કમાય કે પંદર હજાર તેની પંચાતમાં બીજાનું કોઇ ઉતરે નહિ. શો આળસુ ગરીબ અને આળસુ ધનિક બન્નેને સમાજના ગુન્હારૂપ ગણે છે; અને ગરીબને ગરીબીમાં રાખતા, અને બીજાનું વધારાનું ધન ખૂચવી લેવા મથતા આ અર્થશાસ્ત્ર સામે એમને નર્યો રોષ જ છે.

વિજ્ઞાનને લગતાં પ્રકરણોમાં શો દાક્તરી ધધા પ્રત્યેની તેમની જૂની રમત તરફ વળે છે, આ બધામા ઘણુ કંઇ તથ્ય સમાયેલું

છે. છતાં પણ જ્યારે ચારે બાજુએ દૃષ્ટિ ફેંકીએ છીએ ત્યારે માનવ દેહ મંદિરો માટે ખડાં કરાવેલાં ધંધાદારી દવાખાનાં નજરે પડે છે. અથવા તો છેલ્લા બિન્દુ સુધી નીચોવાઈ જવાની એક રસભરપૂર નારંગી માટે તો એકે એક જણ પોતાના હિસ્સા માટે આતુર થઈ જવાનો–જ્યારે નારંગી તો ચકરાવો જ લેતી જાય છે અને છેવટે નિરાશ થઈને તકદીરને ભેટે છે. શૉના આ રેખાચિત્ર માટે સૌ કોઈએ આભાર માનવો જોઈએ.

સર્વરોગોનું મૂળ ગરીબી અને આળસમાં સમાયેલું છે એવા શૉના કથન સામે કોઈ વિરોધ નોંધાવશે નહિ, પણ જ્યારે તેઓ સમસ્ત જંતુશાસ્ત્રને હસી કાઢે છે ત્યારે તેમાં પણ સંમત કોઈ થશે નહિ

આ ટૂંકા વિવેચનથી આખા પુસ્તકનું નિરીક્ષણ કરવું અઘરું છે. જેણે જીવન દુષ્ટતા, ક્રૂરતા, ગરીબી અજ્ઞાન અને અબોધતા સામે ઝૂઝવામાં જ ગાળ્યું છે તેવા એક ડાહ્યા અને અનુભવી પુરુષની અદાથી શૉ અહીં રજૂ થાય છે.

રાબેતા મુજબ જ તેઓ અહીં પણ અંતે ટૂંકસારમાં પુસ્તકને ધ્યાનથી અને સંપૂર્ણ રીતે વાંચી નાખતા ધંધાદારી વિવેચકો પ્રતિ અને પહેલા શું વાંચી ગયા હતા તે જ ભૂલી જતા સામાન્ય વાચક પ્રતિ જે ટકોર કરે છે તેથી તો તેમના કટાક્ષ ભરપૂર માર્મિક હાસ્યના ' શેવીઅન ટચ ' ની ફરીને પ્રતીતિ થાય છે.

R. M. G.



નવી ઉપમાઓ

સોકલ ગાડી : હટાણે નીકળેલી સ્ત્રી જેમ હાટડીએ હાટડીએ ઉભી રહેતી ગાડી.

# એશિયા જાગે છે




'ડચ હિતોનું રક્ષણ કરવું એ આપણી પવિત્ર ફરજ છે'
—બ્રિટિશ પ્રધાન એટલી

પ્રજા માત્રની આઝાદીને માટે લડાયાનું કહેવાય છે તે યુદ્ધ પૂરું થયું. દુનિયામાંથી આક્રમણને દૂર કરવા માટે લડાયાનું કહેવાતા સંગ્રામનો અંત આવ્યો. ફાસિવાદ, નાત્સીવાદ, લશ્કરવાદ જેવાં ભયંકર અનિષ્ટોને નાબુદ કરવા માટે ખેલાએલો કહેવાય છે તે જંગ સમાપ્ત થયો. દુનિયાને થયું કે બીજું કાંઈ નહીં તો અણુબોમ્બનો ભય પણ છેવટે આક્રમણને ખાળશે, પ્રગતિશીલ વિચારનું સાચું બીજ હવે મહાન વડલો બનીને મહોરશે. દુનિયામાં શાંતિ આવશે. સંતોષ સ્થપાશે. પ્રજાની કિંમત માત્ર ખરીદવાની શક્તિ અને ખરીદાવાની બળજબરી પરથી ન અંકાતા એની આઝાદીપરસ્તી, એની સંસ્કારિતા, એની વિદ્યા, એની કલા, એના સાહિત્ય, એનું તત્ત્વજ્ઞાન, એનું જીવનદર્શન એ સહુ ઉપરથી અંકાશે. ગુલામીની ઝૂંસરી નીચે કચડાએલી પ્રજાને આશા બંધાઈ હતી કે એના પરની

સર્વદેશીય ભીંસ હવે ચાલી જશે. મુક્ત હવામાં વિહરવાનું, પોતાનો અનન્ય વિકાસ સાધવાનું એને માટે શક્ય બનશે.

પણ યુદ્ધ પૂરું થયું અને શાહીવાદે પુરાણો રાગ આલાપ્યો. બલવત્તર બન્યાં હતાં અને છેલ્લે વિજયી થયાં હતાં તે રાષ્ટ્રોએ પરંપરાગત સત્તાના પ્રભાવવિસ્તારોની લૂંટ આરંભી. નાત્સીઓ અને જાપાનીઓએ જે રાજ્યો અને પ્રજાઓને પોતાના કબ્જા હેઠળ લીધાં હતાં તેમને પાછાં પોતાના કબ્જા હેઠળ લેવાના યત્નો આરંભાયા જાણે જૂના સામ્રાજ્યવાદીઓની ગુલામી એ જ આ દેશોને માટે આઝાદી ન હોય એવો મનામણીનો પ્રયોગ પણ થયો. આવા દેશોને 'મુક્ત' કરાવાએલા કહેવાયા!

આવા દેશોમાં એશિયાના દેશોની રાજકીય વિશિષ્ટતા એ એમની રાજકીય ગુલામી હતી. મધ્યપૂર્વના ગણાતા દેશોને બકાત રાખીએ અને ચીનમાં ગમે તેવું તો પણ પોતાનું રાજ્ય છે એ હકીકતને ગણીએ તો, હિંદ, બર્મા, સીલોન, થાઇલેંડ, હિંદી ચીન, મલાયા, સુમાત્રા, જાવા, બોર્નિયો, કોરિયા, ફાર્મોસા, ફીલીપાઇન્સ અને પ્રશાંતમાં પથરાએલા અસંખ્ય ટાપુઓ યુદ્ધ પહેલાં એક યા બીજી સામ્રાજ્યશાહીની ચુંગાલ હેઠળ હતાં. હિંદ સિવાયના બીજા મુલ્કો ઉપર તો જાપાની કબ્જો પણ થએલો. આજે જાપાનનો પરાભવ થયો છે ત્યારે જૂના માલિકો એમને પાછા પોતાના પાંજરામાં પૂરવા માગે છે.

પણ સામ્રાજ્યશાહી એક ગણત્રી ભૂલી છે. લોકશાહીની, આઝાદીની પ્રજા માત્રની સ્વાધીનતાની, આટલાંટિક કે પ્રશાન્તનાં હક્કનામાંને એણે સગવડપૂર્વક વીસારે પાડયાં; પણ જાણીતા અને અજાણ્યા શેતાન વચ્ચેનો ફેરબદલો અનુભવી ચૂકેલી પ્રજા કશું ભૂલવાને માટે તૈયાર ન હતી, એટલી જ વસ્તુ આ સામ્રાજ્યવાદી સત્તાઓ ભૂલી. જાપાનના કબ્જામાંથી મુક્તિનો અર્થ એ પ્રજાઓ સર્વ શાહીવાદી

પંજામાંથી મુક્તિ એટલા કરવા માગે છે. એ ખ્યાલ જ આમને ન આવ્યો.

એટલે આજે તો આખા એશિયાને ખૂણે ખૂણે એક જ નાદ ગૂંજતો જણાય છે. એ નાદ છે 'એશિયા છોડો'નો નાદ. બ્રિટિશ, ફ્રેંચ, વલંદા અને છેલ્લે છેલ્લે અમરીકી શાહીવાદની તરાપ પૂર્વ એશિયાના આ અને બીજા મુલકો ઉપર છે. યુદ્ધ પહેલાં એમનું વર્ચસ્વ હતું અને એજ કારણસર હવે પણ એમને એના ઉપર વર્ચસ્વ ભોગવવું છે. પણ જાગ્રત થયેલી પ્રજા આ પગલાંને વધાવી લેવા તૈયાર નથી એટલું જ નહીં પણ જાપાનની આક્રમણ વખતે જ્યારે આ શાહીવાદી દેશો આ પ્રજાઓના રક્ષણની પોતે માથે ઉપાડેલી જવાબદારી ફગાવી દઈ જાન બચાવવા ભાગી છૂટયા હતા તે સમયથી આક્રમણખોરો સામે ઊભી કરેલી સામના પ્રવૃત્તિને હવે એ આ જાયુકના થવા માગતા આક્રમણખોરો સામે વાપરવા તૈયાર થયા છે.

કદાચ નવાઈ લાગે એવું એક સત્ય શાહીવાદીઓએ બતાવ્યું છે. આ સામના પ્રવૃત્તિઓ જ્યારે આ જૂના માલિકો તરફ વળી છે અને એની સાથેનો હિસાબ પતાવી દેવાની તૈયારી બતાવી છે ત્યારે અચૂક રીતે એમણે આ પ્રવૃત્તિને જાપાનપ્રેરિત જણાવી છે. ૧૯૪૨ માં હિંદે 'ચાલ્યા જાવ'નો નાદ જારી કર્યો ત્યારથી માંડીને લગભગ અત્યાર લગી આ સૂત્ર અને ચળવળ જાપાને ઊભી કરેલી નહિ તો છેવટે એની સાથે મળીને ઊભી થયેલી છે એમ એ મનાવતા હતા. ગાંધીજી અને હિરોહિટોને હાથ મેળવતાં બ્રિટિશ પત્રોએ ચિતર્યા હતા પાંચમી કતારીઆનું બિરુદ રાષ્ટ્રીય મહાસભાને શિરે લગાવાતું હતું. ખૂબીની વાત એ છે કે બ્રિટિશ સરકારે આ વાત બંધ કરી છે પણ રશિયાની પાંચમી કતારે એ વાત ચાલુ રાખી છે! એમનો હેતુ તો સર્વકોઇને ભ્રમમાં રાખવાનો જ છે અને

એ આડ હેઠળ રાષ્ટ્રવાદી બળને ધૂંદી નાખવાની મુરાદ એ સેવે છે. કેટલાક જાણી જોઈને અને કેટલાક અજાણે આ રમતમાં આવી જાય છે. પણ એતો બીજી વાત છે.

અત્યારની પરિસ્થિતિમાં એક નવી વસ્તુ જાણવા જેવી એ છે કે બ્રિટિશ શાહીવાદ અન્ય સામ્રાજ્યશાહીઓના સંરક્ષણ અને સંવર્ધનને માટે બહાર પડયો છે. મહાયુદ્ધમાં જીત્યા બાદ પણ આજે રાજકીય રીતે તો બ્રિટન બીજી કક્ષાનું રાજય બની ગયું છે. ગએલી પ્રતિષ્ઠાને જાળવવાને માટે સંસ્થાનો પાછા મેળવવાં અને ગુમાએલાં બજારો પાછાં જમાવવાં એજ એક માર્ગ એમને માટે બાકી રહ્યો લાગે છે. ખખડી ગએલા ફ્રેન્ચ અને ડચ શાહીવાદને ટેકો આપી એ પોતાના શાહીવાદને ટકાવી રાખવા માગે છે.

પણ આ પ્રયત્ન આજે પાંગળો લાગે છે કારણ કે એશિયાનો પ્રાણ આજે જાગ્યો છે. 'ચલે જાઓ'ના સૂત્રે એશિયાવાસીઓના દિલ અને દિમાગ પર પોતાનું વર્ચસ્વ જમાવી દીધું છે.

શાહીવાદ હાર કબુલ કરવાને તૈયાર નથી એટલે એ પુરાણી ભાગલા પાડવાની રીત અખત્યાર કરે છે. આનું અનિવાર્ય પરિણામ તો નવા ભાગલા અને રંગદ્વેષના વધવામાં જ આવશે. બ્રિટન જાણે આને માટે તૈયાર હોય એમ લાગે છે. ટૂંકી દૃષ્ટિથી જોતાં એ એશિયાવાસીઓને એક બીજા સાથે લડાવી મારવામાં પોતાનું હિત જુએ છે. એ પરદાની આડમાં બ્રિટિશ હિતોને એટલે કે એ દેશવાસીઓનું શોષણ કરવાના બ્રિટનના હક્કને દાખલ કરવામાં માગે છે. જાપાનની સહજીવનની યાદ આવી જાય એવી જ આ યોજના છે. પણ એનો અતિરેક છેવટે તો એશિયા એશિયાવાસીઓ માટે છે એમાં જ આવશે એ વસ્તુ ભૂલાતી લાગે છે.

જાગૃત એશિયાનું નેતૃત્વ આજના સર્વ સંજોગો જોતાં હિન્દ પાસે આવે. હિન્દના અર્વાચીન ઇતિહાસમાંથી એશિયા પ્રેરણા મેળવે

માતબર બને, તાકાદવાન બને એનો પૂરો સંભવ છે. હિંદના શ-
વાદના વિરોધને આજ સર્વ એશિયાના વાસીઓ ખૂબ રસભેર
રહ્યા છે. હિંદે સવિશેષ રીતે ખીલવેલી લાક્ષણિકતા અને
રસમોનો અભ્યાસ થઇ રહ્યો છે. એક દેશે એક પ્રસંગે અજમા
રીત સદા સર્વદાને માટે બીજા દેશને પણ અનુકૂળ જ રહેશે
માની લેવામાં હમેશાં જોખમ રહ્યું છે, પણ આજે એશિયાના
દેશો એક વાત સમજી ચૂક્યા છે કે હિંદ પરનો બ્રિટિશ શાહી-
કબ્જો જે ઘડીએ દૂર કરી શકાયો તે ઘડીએ અન્ય શાહીવાદ
પાંદડાં જેમ આપોઆપ ખરી પડવાનાં છે. અને આજ દૃષ્ટિ
જરા આગળ વધારીએ તો આજે જે વસ્તુ સ્પષ્ટ જણાય ...
તેની પણ વધુ પ્રતીતિ મળે. તે એ કે આ દેશોને પણ લડવા
બ્રિટિશ શાહીવાદ સાથે જ છે; તો પછી એની સાથેના ...
જેને અનુભવ છે તેનું જ દૃષ્ટાંત નજર સામે કેમ રાખવામાં ન ...

એશિયાની જાગૃત્તિમાં હિન્દના રાષ્ટ્રવાદને માટે મોટો બોધપાઠ છે. વેમને લક્ષમાં રાખીને જો થોડીક નાનકડી પણ ભૂલ થશે તો તે ભારે ખતરનાક નીવડવાની છે. હિંદ સામે આજે એશિયાની મીટ મંડાઈ છે. તેને દગો ન દેવાય એ જોવાનું જરુરી છે. એશિયાની જાગૃતિ હિંદને માથે પ્રતિષ્ઠા અને જવાબદારીનો બોજો મૂકે છે. હિંદ એને કઈ રીતે ઉપાડશે?

માતબર બને, તાકાદવાન બને એનો પૂરો સંભવ છે. હિંદના શાહી-વાદના વિરોધને આજ સર્વ એશિયાના વાસીઓ ખૂબ રસભેર જોઈ ગયા છે. હિંદે સવિશેષ રીતે ખીતવેલી લાક્ષણિકતા અને રીત રસમોનો અભ્યાસ થઈ રહ્યો છે. એક દેશે એક પ્રસંગે અજમાવેલી રીત સદા સર્વદાને માટે બીજા દેશને પણ અનુકૂળ જ રહેશે એમ માની લેવામાં હમેશાં જોખમ રહ્યું છે, પણ આજે એશિયાના સર્વ દેશો એક વાત સમજી ચૂકયા છે કે હિંદ પરનો બ્રિટિશ શાહીવાદનો કબ્જો જે ઘડીએ દૂર કરી શકાયો તે ઘડીએ અન્ય શાહીવાદ ડાળાં પાંદડાં જેમ આપોઆપ ખરી પડવાનાં છે અને આજ દૃષ્ટિબિંદુને જરા આગળ વધારીએ તો આજે જે વસ્તુ સ્પષ્ટ જણાઈ ગઈ છે તેની પણ વધુ પ્રતીતિ મળે તે એ કે આ દેશોને પણ લડવાનું તો બ્રિટિશ શાહીવાદ સાથે જ છે, તો પછી એની સાથેના જંગનો જેને અનુભવ છે તેનું જ દૃષ્ટાંત નજર સામે કેમ રાખવામાં ન આવે?

૧૯૪૨ ના ઓગસ્ટ આઠના ઠરાવમાં કહેવાએલી વાતનાં મૂળ આજે સર્વત્ર ફેલાયા છે. એ ઠરાવ પાછળની ભાવનાનો, એની તાકાતનો પરિચય તો હિંદે આપ્યો છે. '૪૫ માં એજ રીતે 'એશિયા છોડો'નું સૂત્ર પણ રજૂ થયું છે. પણ આ અંગે હિંદની જવાબદારી પણ સવિશેષ છે. જગતક્રાંતિનું નેતૃત્વ માત્ર ભોગ કે ત્યાગ પર નથી રચાતું એને માટે દૂરગામી દૃષ્ટિ, સાધનની વિશુદ્ધિ, ધ્યેય પ્રત્યેની સન્નિષ્ઠા, ક્ષણભરને માટે યુગને વેચી ન દેવાની મક્કમતા—એટલું તો જોઈએ જ. સોવિયેતનો જગતક્રાંતિના નેતૃત્વના અખતરાનો છેતરપિંડીભર્યો કરુણ ઈતિહાસ એટલું તો કહી જ જાય છે કે સત્તાનો શોખ કે ગમે તે સાધનને ક્ષમ્ય ગણાવાની વૃત્તિ, અત્યારની પઢીને જ સર્વોચ્ચ સ્થાને બેસાડી દેવાની નીતિ આમાં નહીં ચાલી શકે. એ તો એક છેતરપિંડી, એક પીડાને કાઢવા ઉપયોગમાં લેવા-એલી, બાજી છેતરપિંડી છે. ગૂમડું વેચીને દરદ ખરીદવા જેવી વાત છે.

એશિયાની જાગૃતિમાં હિન્દના રાષ્ટ્રવાદને માટે મોટો બોધપાઠ છે. તેમને લક્ષમાં રાખીને જો થોડીક નાનકડી પણ ભૂલ થશે તો તે ભારે ખતરનાક નીવડવાની છે. હિંદ સામે આજે એશિયાની મીંટ મંડાઈ છે તેને દગો ન દેવાય એ જોવાનું જરુરી છે એશિયાની જાગૃતિ હિંદને માથે પ્રતિષ્ઠા અને જવાબદારીનો બોજો મૂકે છે. હિંદ એને કઈ રીતે ઉપાડશે?

ભાવિનો નકશો શું હશે એ તો કોઈ નથી જાણતું. પણ સન્નિષ્ઠા અને દઢતા એ જ આ માર્ગનું પાથેય છે.

જ. દ.






"સદ્ભાગ્યે બ્રિટન અને હિંદનું ભાવિ સંકળાએલું છે."
—લોર્ડ પેથિક લોરેન્સ હિંદી વજીર

## ∴ રાજકીય નોંધ




કામદાર પક્ષની નવી શોધ—એમરીનું પુરાણું ગીત

રોજ પ્રભાતે પૂર્વદિશામાં પ્રકાશ રેલાવતો શુક્ર તારો જ દેખાય છે તેમ રાજકીય વ્યોમ વિસ્તારમાં ચૂંટણી સિવાય બીજા કશાનો પ્રકાશ નથી. રોજ અખબારોને જુદા જુદા પક્ષના આગેવાનો તમારા મતની ભીખ માંગવાની ન હોય. એમ કહી રીતસર એક યા બીજા 'મુદ્દા પરથી ચૂંટણીનો મુદ્દો લાવી રજૂ કરી દે છે. 'કોંગ્રેસ' 'અંગ્રેજો ચાલ્યા જાવ' ના, લીગ 'પાકીસ્તાન' ના મુદ્દા પર, હિંદુસભા અખંડ હિંદુસ્તાનના, રેડીકલો પુખ્ત મતાધિકાર અને ગરીબોના રોજગના, કમ્યુનિસ્ટો લીગ, મહાસભા એકતા અને મૂડીદારી જમીનદારીના નાશથી માંડીને સેવાભેગ કુચુંગર જેવા અનેક મુદ્દાઓ પર આ ચૂંટણી જંગ ખેલશે એવી જાહેરાતો થઈ છે. એવો પ્રચાર પણ આરંભાયો છે. છતાં ચૂંટણીનો સર્વાંગી સમગ્ર ખ્યાલ આપણે શા માટે ૧૯૩૫ નું બંધારણ અસ્વીકારતા હોવા છતાં આપણે ચૂંટણીમાં જઈએ છીએ, આપણે જઈને શું કરવા માગીએ છીએ, ચૂંટણીને

અંતે એમાં બાકી થયેલા નિર્ણય સરકાર ન સ્વીકારે તો દેશ પાસે કેવાં પગલાંની આશા રાખીએ છીએ, દેશ સમક્ષ રજૂ થયો નથી. કોંગ્રેસ અને મુસ્લિમ લીગે વડીધારાસભા માટેના ઉમેદવારોની નામાવલિ પ્રગટ કરી છે. પરંતુ ચૂંટણીનું નિવેદન હજીય બહાર નથી પડ્યું. મુંબાઇમાં મહાસભા સમિતિની બેઠક વેળાએ આવી ચોક્કસ નીતિની સ્પષ્ટતા માંગવામાં આવી હતી. તે વેળાએ એ બધું ચૂંટણીના નિવેદનમાં કહેવામાં આવશે એવો ઉત્તર અપાયો હતો. મુસ્લિમ




ચુંટણી કે પુરણી ?

લીગનો મેનીફેસ્ટો બહાર નથી પડ્યો એનું કારણ તો સમજી શકાય એમ છે, કારણ કે એનો મેનીફેસ્ટો કોંગ્રેસના મેનીફેસ્ટોના આધારે જ ઘડાય છે. એનું નિશાન કોંગ્રેસની નીતિ જ છે. હિંદુઓ અને કોંગ્રેસ સામે હિતુરી બાપણ્યો કરી, ધર્મ ભયમાં છે એવી બૂમો મારી એ મત મેળવવા પ્રયત્ન કરે છે. પાકિસ્તાન આ દૃષ્ટિએ નવા રાજ્યની માંગણી કરતાં પણ કોમી વેર ઝેરનું જ એક ઢાંકણ બની જાય છે. લીગની સ્થિતિ તો સમજી શકાય છે—પરન્તુ કોંગ્રેસ હજી આ બાબતમાં મૌન સેવે છે, એ સમજી શકાતું નથી. એશિયા ખંડમાં 'અંગ્રેજો

ચાલ્યા જાવ'ના સૂત્ર વડી આવેલી જાગૃતિ આજે જ્યારે ,અનેરી બની ગઈ છે, ત્યારે થોડીક ઉતાવળ કરીને પણ કોંગ્રેસે ચૂંટણી અંગેની પોતાની ચોક્કસ નીતિ સ્પષ્ટ કરી નાંખવી જોઈએ

એ વગર ચૂટણી જંગ હવામાં સમશેર વીંઝનારો જ બનશે. ચૂંટણી જંગની પ્રેરક પ્રાણશક્તિનો ઉપયોગ આપણે કરવા માગતા હોઈએ તો એને આઝાદી જંગના એક સાધનમાં જ ફેરવી નાંખવો પડશે. ૧૯૩૫ થી ૧૯૪૨ ની વાટે આપણે ઘણા આગળ વધી ગયા છીએ ચૂટણી જંગમાં આજે આપણે ઝૂકાવતા હોઈએ તો એ ૧૯૩૫નું નિર્જીવ બંધારણ સ્વીકારવા હરગીઝ નહિ—એ બંધારણ આપણે મન મરી ગયું છે. ૧૯૪૨ની નવમી ઓગસ્ટે આપણે આપણો મક્કમ નિરધાર જાહેર કર્યો છે કે હિંદ આજથી આઝાદ થઈ ચૂક્યું છે. એ આઝાદીનો સ્વીકાર બ્રિટિશ સરકાર કરે યા ન કરે એ આપણે માટે ગૌણ બાબત છે. સિમલા પરિષદની માયા જાળમાં આપણે ફસાવું ન જોઈએ, આઝાદી માર્ગ વચ્ચે સરકાર તરફથી



લોક માટેનું યુદ્ધ



દિવાળી આવી અને નિશાળમાં રજા પડી
ચૂંટણી આવી અને કાગળની તોપો ફૂટવા માંડી.

મૂકતા તમામ અંતરાયો, અવરોધોનો મક્કમ દીલે, સાબૂત પગલે સામનો કરવો જોઈએ, ચૂંટણી જંગ એ દેશની ઠરી ગયેલી શક્તિને પુનઃ સજાગ સચેત કરવા માટે જ ખેલાવો જોઈએ. ચૂંટણી જંગ દ્વારા જાગનારી શક્તિનો પ્રાણવાન ઉપયોગ આજથી જ વિચારાઈ જવો જોઈએ, આ શક્તિને સંઘરી શકે, સાચવી શકે, સિદ્ધિને માર્ગે વાળી શકે, એવું સંગઠન સંસ્થાએ સાધવું જોઈએ. સંસ્થામાં આવી ગયેલી ત્રુટીઓને વીણી વીણીને કાઢી નાંખવી જોઈએ. ચૂંટણી જંગને અને લોક પ્રતિનિધિસભા લોકની તાકાત દ્વારા આપોઆપ સર્જાઈને ઉભી રહે. એવું આંદોલન પેદા કરવું જોઈએ.

ચૂંટણી આવશે ત્યારે આ થઈ રહેશે, એ કહેવાનો કશો અર્થ નથી. '૧૯૪૨ થી જ આપણો આઝાદી જંગ શરૂ થયો હોય તો આ એનો નવો પ્રકાર છે. જે દિવસથી કોંગ્રેસે આ નિર્ણય કર્યો એજ દિવસથી એને માટે આ જંગનો આરંભ થઈ ચૂક્યો છે. આવી લડાઈનાં આરંભથી જ આપણે બધા મુદ્દાઓ પ્રજા સામે રજુ કરી દેવા જોઈએ.

આજે તો ચૂંટણી જંગ અંદરઅંદરની મારામારીમાં પર્યાપ્ત થયો છે. રોજ રોજ અખબારોના પાને મુસ્લિમ લીગ અને રાષ્ટ્રવાદી મુસ્લીમો વચ્ચેના ઘર્ષણના સમાચારો ચમકે છે. ધમકીઓ પ્રતિવમ કીઓ અપાય છે. અને સરકાર પણ એમાં પક્ષકાર બનવા માંડી છે કલકત્તામાં અસ્તામા મશરીફીએ આવો ઉઘાડો આક્ષેપ કર્યો છે



વૈદર્ભી વનમાં વલવલે—

અને અમદાવાદના બનાવોએ એ તરફ જ આંગળી ચિંધી છે. મુસ્લીમ લીગના વાજિંત્ર ડોને સ્પષ્ટ શબ્દોમાં કહ્યું છે. "મુસ્લિમો શાંતિચાહક પ્રજા છે. તલવાર વાપરવાનો પ્રસંગ આવ્યે, એ પણ એ વાપરી જાણે છે. મુસ્લીમો વર્ષોના બકરીના દૂધ પર નથી જીવતા" મુસ્લીમ લીગે ચૂંટણી જંગનો આ રીતે આરંભ કર્યો છે. અને સરકારની તટસ્થતા (!) એને સરકારના હથિયાર રૂપ બનાવવા તરફ જ પ્રેરે છે. ચૂટણી જગને આવા ઝગડામાથી બહાર ખેચી કાઢવો જોઈએ

ચૂંટણી દ્વારા લોકપ્રતિનિધિ સભા, અને ત્યાગી સંપૂર્ણ આઝાદી–મલાયા, જાવા, સુમાત્રાના બનાવો તરફ હમદર્દી દાખવવાનો, ત્યાં વપરાતા હિંદી લશ્કરને અટકાવવાનો, અને એશિયાના ઇન્કીલાબી જંગની આપણે લીધેલી આગેવાની ટકાવવાનો આજ એક માર્ગ છે.

# આંતરરાષ્ટ્રીય નોંધ




એક માત્ર ઇલાજ?

યુદ્ધ બાદની શાંતિની ખૂબી એ રહી છે કે એ ગ ? દિવસનું ચહિરણું પણ નથી જાળી શકી. યુદ્ધ પૂરુ થયું નહતું ત્યાંનો ઝૂટાઝૂંટ પડી હતી. ખાસ કરીને જર્મનીની સરહદ લગીના પૂર્વ યુરોપના દેશોનો ઇતિહાસ તો એવા સાતત્યથી ભરેલો છે કે એમને ભૂલવા મથીએ તોપ ભૂલાય એમ નથી. સોવિયેતની પશ્ચિમમાં પસરવાની સૈકાંઓ જુની મુરાદને જાણે મોકો મળી ગયો હતો પશ્ચિમની લોકશાહીઓ યુદ્ધની પરિસ્થિતિને વિચારીને મૂગે મોંએ આ પરિસ્થિતિને બરદાસ્ત કરી લેતા હતા પણ યુદ્ધ પૂરું થયું. યુદ્ધ જીતવાની એક માત્ર સર્વભક્ષી મુરાદ નાબૂદ થઇ, એટલે દરેકને પોતાના પુરાણો સ્વભાવ યાદ આવ્યો ખોયું હતું એ પુરાણું ગૌરવ યાદ કરતા હતા મેળવવું હતુ તે સ્વપ્નાને રડતા હતા. અને સત્તાની ખેંચતાણની, પ્રભાવવિસ્તારોની મારામારી શરૂ થઇ

શાંતિનો સમય આજકાલ તો યુદ્ધ નાટકના બે અંક વચ્ચેનો નાનકડો વિરામ છે ઘણા પ્રેક્ષકોને માટે તો આ વિરામ વિશાળ

બની જ નથી શકતો. વિદેશ મંત્રીઓની પરિષદે બતાવી આપ્યું છે તેમ મતભેદનું અંતર વધતું જ જાય છે. મૂળમાંજ જે અવિશ્વાસ હવે તો એવા હઠીલા પાયા ઉપર જઇને બેઠો છે કે એને હટાવવો એ અત્યંત કપરું કામ થઇ ગયું છે. આ અવિશ્વાસને વ્યક્ત કરવા ખોટા ખોટા સિદ્ધાંતો ઉભા કરવામાં આવે છે. સહકાર્ય તો નામનુંય નથી રહ્યું. રશિયા હંમેશાં પોતાને ફાવતું જ કરે છે. ન તો કોઈ ખબર આપવાનું કે કોઈની સલાહ લેવાનું અને જો ભૂલે ચૂકે કોઈ એમાં વાંધો ઉઠાવે તો આક્ષેપોની પરંપરા શરૂ થઈ જાય.




સર સ્ટેફર્ડ ક્રિપ્સ કહે છે આ પાર્લામેન્ટમાં ઉદ્યોગોનું રાષ્ટ્રીય કરણ નહીં થાય.

દેખીતી રીતે આ વિદેશમંત્રીઓની પરિષદ પોટસડામના કહેવાતા નિર્ણયની બહાર જઇ ફ્રાન્સ અને ચીનને પૂર્વ યુરોપની બાબતમાં બોલવા દેવાના મુદ્દા પર ભાગી પડી. સહુએ પોતાની જાતને નિર્દોષ ઠરાવવા દોષનો ટોપલો બીજાને ઓઢાડવા યત્ન કર્યો. પણ આના મૂળમાં જોઇએ તો વસ્તુ બીજી જ છે. પશ્ચિમની કહેવાતી લોકશાહીની પૂર્વમાં સોવિયેતના વધતા જતા બળની ચિંતા સતા માંડી છે. એટલે એમનો ઇરાદો પશ્ચિમનો એક નક્કર

મોરચો રચવાનો લાગે છે. રશિયાનો આ સામે વાંધો છે કારણ કે આ વસ્તુ પોતાના સામે છે એમ એને લાગી ગયું છે. પશ્ચિમના રાજ્યોને પૂર્વનું ક્ષેત્ર રશિયાએ પોતાને હાથ કરી લીધુ છે અને એ વિષે ન તો પોતાને કાંઈ પૂછ્યુ છે, એનો ક્રોધ અને ભય છે. આમ મૂળમા તો પરસ્પરના ભય વચ્ચે આ નાવ ઓલે ચઢયું છે. જાપાનના ભાવિમાં રશિયા પણ પોતાનો હિસ્સો માગે છે. યુરોપના અનુભવ બાદ અમેરિકા આ વિષયમાં એની દખલને સાખી લેવા તૈયાર નથી. ખુબીની વાત એ છે કે રશિયાએ જે યુરોપમા કર્યું, પૂર્વ યુરોપ પર પોતાનુ વર્ચસ્વ ઠોકી બેસાડવાના કામમાં કોઇનીય રોકટોકને ન સ્વીકારી એવુ જ કામ—અલબત્ત રશિયાની રીતે નહી—અમેરિકા પ્રશાંતમા કરવા ઇચ્છે છે. પ્રશાન્તને અમેરિકા પોતાના બચાવની પહેલી હરોળ માને છે.

સગવડ ખાતર અને પોલા અભિમાનને સંતોષવા ખાતર કહેવાતા મહા પાંચમાં પાચ કે મહા જેવી વસ્તુ રહી નથી. જો મહાન હોય તો માત્ર બે રાજ્ય—અમેરિકા અને રશિયા. બીજા પૂછડે



"હવે તો હુંય અફસર તરીકે અહીં આવ્યો છું."
—લોર્ડ વાવેલ

અને ડોકમાં બાધેની ઘંટડીઓ જોતાં. બ્રિટને યુદ્ધ જીતવામાં એટલે કે જર્મની જાપાનને હરાવવામાં બને અગ્રગણ્ય ભાગ ભજવ્યો હોય પણ યુદ્ધને અંતે એ લગભગ હારેલા રાજ્યની કોટિએ જઈને બેઠું. વિવેક ખાતર એટલું કહી શકાય કે બ્રિટન બીજી હરોળનું રાજ્ય બન્યું છે. બ્રિટન પોતે પણ આ વસ્તુને બહુ સારી રીતે જાણે છે એટલે જે પોતાનો પ્રભાવ વિસ્તાર મનાયો છે ત્યાં સત્તાનાં સૂત્રો જરા પ્રદર્શનની રીતે ઠસાવવા માગે છે, બ્રિટન એ સાંસ્થાનિક પ્રજાઓની સામેની સદા લટકતી તલવાર છે; અને આ સ્વાંગને ન તજવાનો અને એ રીતે પોતાની ગુમાએલી પ્રતિષ્ઠાને પાછી મેળવવાનો અખતરો બ્રિટને કરવા માંડયો છે.

યુદ્ધના વિજેતાઓએ યુદ્ધ પૂરું થયું એટલે તુરત જ એની કહેવાતી ભૂમિકાનો ત્યાગ કરી સાંપડેલી તકનો લાભ પોતાના સ્વાર્થ ખાતર ઉઠાવવો શરૂ કર્યો. એમને કદાચ એમજ હશે કે સાંસ્થાનિક પ્રજા તો એમના જૂના માલીકોને સ્વીકારી લેવાને માંટે ઉમળકા સાથે હરખભેર થનગની રહી હશે. યુદ્ધે ઉપસાવી આણેલી આઝાદીની તમન્નાનો એમને ખ્યાલ સરખો પણ નથી આવ્યો. અને જેટલે અંશે યુરોપમાની એમની દશા વધુ દયામણી એટલે અંશે એમની સામ્રાજ્ય અને શોષણની ભૂખ વધુ જલદ એક જમાનામાં કદાચ ફ્રેંચ સામ્રાજ્ય અને વલંદાના સામ્રાજ્ય પાછળ બળ હશે. આજે તો ત્યાં નરી ભૂખ છે. સામ્રાજ્યની પ્રજાના શોષણથી પેટ ભરવાનો અને જીવવાનો પ્રશ્ન છે.

જ્યારે આ શાહીવાદીઓએ આ દેશોના રક્ષણનો ભાર પોતાને માથે લીધો હતો ત્યારે આ દેશો માથુ ઊંચકી નં'તા શકયા, પણ જ્યારે જાપાની આક્રમણ આગળ ભૂંડે હાલ આ શાહીવાદીઓને ભાગવું પડયું હતુ ત્યારે આ દેશોની પ્રજાએ સામના પ્રવૃત્તિ શરૂ કરેલી. આ સામના પ્રવૃત્તિનો હેતુ જાણીતા અને અજાણ્યા બન્ને શયતાનોને પોતાની હદથી દૂર રાખી સ્વાયત્ત બનવાનો હતો. હવે જ્યારે જાપાન હાર્યું છે ત્યારે એમને 'મુક્ત' કર્યાની બડાશ હાંકવામાં આવે છે. પણ




સામ્યવાદીઓનું નવું સૂર

'મુક્ત'નો અર્થ મનમાન્યો જ કરવામા આવે છે. સંસ્થાનોની પ્રજા આ અર્થને બરદાસ્ત કરી લેવા તૈયાર નથી એટલે બળજબરીથી પણ એમને ફરી ગુલામ બનાવવાનું, પોતાનું સામ્રાજ્ય સ્થાપવાનું અને મિત્રોનું સામ્રાજ્ય સ્થાપી આપવાનું શુભ કામ કરવા બ્રિટિશ શાહીવાદે કમ્મર કસી છે.

યુદ્ધને અંતે અનિવાર્ય રીતે રાષ્ટ્રવાદની ભાવના સુદૃઢ બને છે કયાંક એની વિકૃતિ થઇ જાય છે, અને રાષ્ટ્રદર્પ પણ બને છે પણ આઝાદીની ઝંખના કરતા અને ગુલામી વેઠતા સાંસ્થાનિક દેશના વતનીઓ માટે તો આઝાદી માટે ઝઝૂમવા સિવાય બીજો કોઈ રસ્તો રહેતો નથી. મહા ત્રણના આંતરિક વિખવાદોનાં ગુમડાનું મૂળ દર્દ તો આ છે. એક બાજુ ગુલામ રાખવા અને વધારવાની મથામણ છે બીજી બાજુ જનના રાજકીય અને આર્થિક સ્વાતંત્ર્ય દ્વારા પોતાનો અનન્ય વિકાસ સાધવા મથે છે. આ કડવી હકીકતને ઢાંકવા જાતજાતનાં ઉપરણા ઓઢાડવામા આવે છે.

પેલેસ્ટાઇનના પ્રશ્નને આમ જ ભ્રમ, અવિશ્વાસ, કોમ કોમ વચ્ચેના ઝઘડાનું ઉપરણું ઓઢાડવામાં આવ્યુ છે. મૂળ પ્રશ્ન છે પૂર્વ

ભૂમધ્યનું નાકું રોકવાનો મધ્ય પૂર્વની તેલ નગી પર જાપ્તો રાખવાનો પ્રશ્નને ગુચવી દેવામા કુશળ શાહીવાદે એને યહુદીઓ અને આરબો વચ્ચેના ઘર્ષણનું મેદાન બનાવી મૂક્યુ છે. ડોલરના જંગી પીઠબળથી યહુદીઓ પગદંડો જમાવવા લાગલા પડ્યા છે. બ્રિટનની કામદાર સરકાર દ્વિધા અનુભવે છે. પહેલા યુદ્ધના સ્વપ્નોને બીજા યુદ્ધમાં કેક અંશે સાચા પડતી જોતી આરબ જનતા એકતાનો થોડો અનુભવ કરી આરબ લીગ મારફત તેનો વિરોધ કરે છે અને આ ઝઘડા મારફતે બ્રિટિશ શાહીવાદ ફરી પાછી પુરાણી ભાગલા પાડવાની વાતો વહેતી મૂકે તો નવાઇ જેવુ નથી. બ્રિટિશ સરકારનું આ વિષેનું નિવેદન હવે પછી આવવાનું છે તેમા શું હશે તે તો કોઇ નથી જાણતું, પણ પૂર્વ ભૂમધ્યના પ્રશ્ન સાથે હવે તો સોવિયેતનો પ્રશ્ન પણ ભળ્યો છે તેવે સમયે આ પ્રશ્નના એક માત્ર ઉકેલ જેવા સંસ્થાનોની પ્રજાને સ્વરાજની બક્ષીસ આપવા જેટલી ખેલદિલી અને મુત્સદ્દીગીરી બ્રિટિશ સત્તાધીશો બતાવી શકશે એમ માનવુ મુશ્કેલ છે

સંસ્થાનિક પ્રજાઓમા સળવળાટ વધ્યો છે અને સાથે સાથે જ બડેખાંઓમા એખલાસ ઘટ્યો છે જાણે એકબાજુ સોવિયેત બીજી બાજુ બ્રિટન અને અમેરિકા એવી સ્થિતિ રહી છે રશિયા બીજા કોઇને પૂછ્યા ગાછ્યા વિનાજ પોતાને મનપસંદ 'સરકારો' ની પસંદગી કરી લે છે અને છેવટે બીજા બેને એ સરકારને સ્વીકારવી પડે છે

આ પરિસ્થિતિ કેટલે અંશે વણસેલી છે એના બે જુદી જુદી જગાએથી અવનવા પૂરાવા મળે છે યુદ્ધકાળ દરમિયાન તલવારની ધાર ઉપર ચાલીને પણ તટસ્થ વલણ જાળવી રાખનાર તુર્કીને યુદ્ધ પૂરૂ થયા બાદ આક્રમણનો એટલો ભય લાગ્યો છે કે એણે પોતે શસ્ત્ર સજ્જતાને જ સલામતી માની સર્વ ઉમર લાયક ઓ પુરુષોને તૈયાર રહેવા હાકલ કરી છે અને આથી ય ચોંકાવનારો એ કરાર તો ખુદ બ્રિટિશ સરકારે આપ્યો છે સૈનિકોને લશ્કરમાથી છૂટા કરવાના સવાલનો જવાબ આપતાં એમ જણાવવામાં આવ્યું છે

કે હજુ પરિસ્થિતિ એવી નથી થઈ કે લશ્કરમાંથી સૈનિકોને છૂટા કરી શકાય !

ફ્રાન્સમાં નવી ચુંટણીઓ થઈ ગઈ. બ્રિટનની માફક ત્યાં પણ કહેવાતા ઉદ્દામવાદી તત્ત્વોની બહુમતી આવી છે પણ કોઈપણ એ પક્ષને એવી બહુમતી મળી નથી કે જેથી એ પોતાનો કાર્યક્રમ અન–અંતરાયે પાર પાડી શકે. સામ્યવાદીઓને કોઈ પક્ષ કરતાં વધુ બેઠકો મળી છે. હીઓં બ્લુમના સમાજવાદીઓ અને આમની પ્રવૃતિવાળાઓ ભેળા થઈને સરકાર રચે એવો સંભવ છે. દગૌલનું નેતૃત્વ રહેશે એવો સભવ છે. અને જો એજ રંગ રહે તો એની પરદેશનીતિમાં કશો જ ફરક થવાનો સંભવ નથી. મોરકો ખાતેના ફ્રેંચ અને સોવિયેતના મિલન બાદ થોરેના નેતૃત્વ હેઠળ કામ કરતા ફ્રેંચ સામ્યવાદી પક્ષ દગોલનો વિરોધ કરવો છોડી એનો પુરસ્કર્તા બન્યો છે એ તો આગળની પણ રસિક વાતો છે. અગત્યની વસ્તુ એ છે કે રંગપલટાય છતાં ય પરદેશનીતિ એને શાહીવાદી આક્રમણ નીતિ તો એની એ જ રહેશે.

આમ અત્યારે તો આંતરરાષ્ટ્રીય આંદોલનોનું મુખ્ય સૂત્ર એ મહાન ત્રણમાં એકતાનો અભાવ છે.




કાયદે આઝમ કહે છે—

આ માસિક શ્રી. ઇન્દ્રવદન બળવંતરાય ઠાકોરે [illegible] પ્રેસ, રેવડી-બજારમાં મુદ્રિત કર્યું અને શ્રી. પુરુષોત્તમદાસ કેશવલાલ શાહે ગતિ-રેખા કાર્યાલય, બેંક બીલ્ડીંગ, કારંજ અમદાવાદમાંથી પ્રસિદ્ધ કર્યું.

# અશ્વિન ઇન્ડસ્ટ્રીઝ લિ. નું

## રીફાઇન્ડ ગ્રાઉન્ડ નટ ઓઇલ

( મગફળીનું વિશુદ્ધ તેલ )

અને

## અશ્વિન બારસોપ

બધેજ વેચાય છે – પૂછો :

# અશ્વિન ઇન્ડસ્ટ્રીઝ લિમિટેડ

| ઓફિસ | ગુજરાતના એજન્ટસ | કચ્છ કાઠિના | કારખાનું |
|---|---|---|---|
| જ્યુબિલી બાગ | "રસદા" એજન્સી | એજન્ટસ | સમલાયા |
| સામે પોસ્ટ | ૪ ગગનાગા માર્કેટ | ઓધવજી કલ્યાણજી | (બી બી) |
| બોક્ષ નં ૯૨ | રેલ્વેપુરા | ની કું. | |
| વડોદરા | અમદાવાદ | બોટાદ | |

# હજાર રૂર કપડાં



હિંદમાં દર વર્ષે ૬૦૦ કરોડ વાર કાપડનો વપરાશ થાય છે. તમારા પોતાના ઉપયોગ માટે તેમજ કુટુંબીજનો અને ઘર વખરી વપરાશ માટે જોઈતા બધીજ જાતના બધાજ રંગના અને બધીજ ડીઝાઇનના કાપડો આ વપરાશમાં સમાવેશ થાય છે. આ સઘળું કાપડ હિંદુસ્તાનમાં બનાવવામાં આવે છે અને તે પરદેશથી આયાત કરેલા કાપડ સાથે ટક્કર ઝીલે છે. હિંદમાં બનતું સર્વોત્તમ કાપડ તમને પૂરું પાડવાનો અમારો ઉદ્દેશ છે.

## ધી સ્વદેશી મીલ્સ કંપની લીમીટેડ

મેનેજીંગ એજન્ટસ – તાતા ઇન્ડસ્ટ્રીઝ લીમીટેડ



સંપાદક: જયન્તિ દલાલ

છૂએ કરતાં વધુ વાંચવાની
મનાઈ છે



# જમાદારનો બોકડો



શ્રી અવધૂત



બપોરની વેળાએ ધૂળની ઢગલીએ રમતાં ફળીનાં છોકરાં ખૂમ પાડી ઉઠયાં. 'હાડ...હાડ એ...મા ડોળ્યો ખાઇ ગયો... કાકા દોડો દોડો' અને આખીય ફળીમાં રાડારાડ થઇ. ઉઠી જાણે બકરામાં વાઘ પડયો.

બુમાબુમ સાંભળી ધંટીના પાટિયા સાથે મા નીકળી. વાડામાં લાકડાં કાપતો કાકો કુહાડી સાથે દોડી આવ્યો. જૂએ છે તો એક અલમસ્ત બકરો ધાણી માટે સૂકવેલી ડાળો બડૂક બડૂક ખાઇ રહ્યો હતો. રાશ રાશવા છેટે ઉભેલાં છોકરામાંથી કોઇ રડારડ કરી રહ્યાં હતાં, તો કોઇ પથ્થર ફેંકતાં હતાં, તો કોઈ વળી લાકડું ઉગામતા. બૂમો પાડતાં હતાં. 'હાડ......હાડ'.

ત્યાં તો માએ પાટિયું ફેંક્યું. બકરો ખડીંગ દઇને કૂદયો. કૂદયો એવો ચારે પગે ખાટલા પર. પત્થર આવે તે પહેલાં તો ભાત ખાતા ચીનાની ઝડપે જીભ અને હોઠની મદદથી કંઈ વીસ પચીસ ડાળો મ્હોંમાં રેવાનાં કરી દીધી. પથ્થર વાગતાં જ બાઇ તરફ માથું નમાવતોકને કૂદયો; અધંવચ થંભી જઈ જાણે ડરાવતો હોય તેમ તાકી રહ્યો. બાઈ પણ ક્ષણભર તો ડઘાઈ જ ગઇ. 'આવો પીટયો આવ્યો છે કયાંથી!'

અને બીજો પથ્થર લેવા જાય છે ત્યાં તો પેલા ઘરધણીના પથ્થરે બકરાની ઠામ ભાંગી નાખી પરંતુ ગોફણમાંથી છૂટેના પથ્થર જેવો એ પથ્થર બકરાને તો કાઇ જ હિસાબમાં નહોતો. અલમસ્ત, માગ્યો તો ખરો જ, પણ તેય જાણે કોઇ રાશે બાંધી તાણી ન રહ્યું હોય તેમ ઠેકડા ભરતો અને થંભી જતો. આંગણામા પડેલા બાંકડા પર ચઢતો ને કૂદી પડતો. શરીરે પણ એવો અલમસ્ત હતો કે બકરો કહેવા કરતા ' બોકડો ' જ કહેવુ પડે.

ને એમ રબ્બરના દડાની પેઠે ઠેકતો કૂદતો નીકળી ગયો બીજી ફળી તરફ. પાછળ પડેલાં પેલાં છોકરા રાડ મચાવી રહ્યાં. ' બોકડો આવ્યો . ...એ પેલુ દૈણું (દળણુ) ખાઈ ગયો. કોઇ ઘરમાં હોવ તો... ડાલાકાકા એ...એ ઉંધુ કરી નાખ્યુ.. એ......'

ઘરમાંથી દોડી આવેલી એક સાતેક વરસની છોકરીને ધૂળ ભેગી કરી નાખી ચાલતો થયો ઉતરી પડયો ત્રીજી ફળી તરફ. ફળીએ ફળીએ કકળાટ મચી ગ્યો. ' મારો પીટયો આ આવો બોકડો લઈને કયાથી આવ્યો છે? આ બોકડાએ તો હવે તોબા પોકરાવી ! ' દળણા-વાળી બાઇ દાણા વીણતાં વીણતાં બબડવા લાગી ' પીટયાને આવ્યે તો બે દન થયા છે, પણ એટલામા તો આડો આક કરી નાખ્યો...'

' એ તો જમાદારનો બોકડો, ભાભી. ' એક પડોશીએ હસતાં હસતા કહ્યું.

' હાથમાં ગોળ લઈને વાણિયાને ત્યાથી આવી રહેલા એક જુવાને પેલી બાઈને વળી શાત્વન આપ્યુ ' તમારે ત્યા તો આટલા દાણા વેરી નાખ્યા છે. ને ત્યા—વાણિયાની દુકાને જઈને જોઈ આવોને ! ચોપાડમાં એક ભીવનું ઘીનું વારિયુ પડયુ'તું, તે ખાટલા પરથી કૂદ્યો એવો પડયો વારિયા પર ને વારિયા પરથી કૂદયો તે તે ગોળની ખાંડી પર; ને ત્યાંથી વળી કોયળાની થપ્પી પર થનોકને

દાણાના આરા પર ઠેકતો ઠેકતો પાછને બાયણે યતોકને નીકળી ગયો પાર.'

'તે કોઇનાથી ટાંટિયો ય નથી ભાગી અલાતો!' બાઈ બોલી.

'આ ટાંટિયો ભાગવાની વાત કરે છે! પેયા માંકડી ગાયતા ધરમાદા માટેના ઉગતા ઘઉં ખાઈ ગયો ને કે'વા ગયો ત્યારે સામેથી સોટીઓ પડી. હવે તમેજ કો' જો કોઇ ટાટિયો ભાગી નાખે તો-તો... જો જો ક્યાક ગાળો ભાંડતા નકર સાભળી જશે તો કોટડોમાં લઈ જઇને બેસાડી દેશે.'

એજ ઘડીએ સામેથી જમાદારને આવતા જોયા. નીચી મૂડીએ ગાળો ભાડતી અને દાણા વીણતી બાઇને ચેતાવવાની ઇચ્છા તો ઘણીય થઇ, પણ બોલે તો જમાદાર સાંભળી જાય ને નથી બોલતો તો......!

એણે પોતાની સલામતી જ પહેલી વિચારી. સામેના ઘરમાં થઇને નીકળી ગયો-પાછલે બાજુએથી પોતાના ઘર તરફ.

'એ લુગાઇ કયા હુવા? કીસકુ ગાલો ભાડતી હૈ?' જમાદારે રસ્તા ઉપરથી જ પૂછ્યું.

પેલા બકરાથીય બમણા અલમસ્ત એ જમાદારને જોઇ બાઈનું મ્હોં ફિક્કું પડી ગયું.

હસવાનો પ્રયત્ન કરતા બોલી, 'કાંઇ નઇ સા'બ, આતો પીટ્યા કાગડાએ નેવા પરથી દેણું પાડી નાખ્યુ-તે ભાંડુ છું.'

'અચ્છા, અચ્છા,' કહી જમાદાર મલકાતા મલકાતા ચાલતા થયા.

અરે પેલા વાણિયાએ ય બકરાએ કરેલા નુકશાન બદલ કંઈ ન કહ્યું, પછી બિચારી બાઇની તો વાત જ કર્યા કરવી!

પણ જ્યારે આઠ દસ દિવસ થયા ત્યારે તો ગામ લોકોને ફરિયાદ-વિનંતી કરવી જ પડી. 'સાબ ! આપના બોકડાએ તો નાકમાં દમ કરી નાખ્યો છે...' અને કોઈએ દરણું ખાઇ ગયાની વાત કરી, તો કોઇએ વાડામાંના વાલોળિયા વગેરે તોડી નાંખ્યાનું નિવેદન કર્યું.

ભરેલ દાઢી પર હાથ પસાવરતા અને મૂછો તાણતા જમાદારને શાંત જોઈ કોટડીની પડોશમાં રહેતા મકના ખાટે ય હિંમત કરી. 'ને સા'બ, મારુ તો આખું ખેતરજ ચરી ગયો છે, આખોય દન અંદરને અંદર જ રે'છે. આપતો નજરેય...'

આ સાથે જ જમાદાર છેડાઈ પડયા. 'મેં તુમકુ જાનતા હું સાલેં કુક્કર. સારી રિયાસતમેં યે ગામ બડા બદમાશ હે'

અને ગામ લોકો તરફ જોઇ ઝીણી આંખો કરતાં પૂછ્યું; 'યે બંદર કેહતા હે કે સારા દિન મેરે ખેતમેં ફરતા હે, ફિર તુમ બતલાઓ, વો ગાંવમેં કિસ વખ્ત આયા ! ઓર, તુમ સાલા ખાંટડા, ખેતકો વાડ કયોં નહિ કરાતા ?'

'વાડ તો સાહેબ...'કહેતાં મકના ખાટે ગામલોકને ઉદ્દેશ્યા, 'અરે ભાઇ.વાડને ય એ ખોકડો ગણે છે ?'

જમાદારે વળી જુબાનીએ પકડયા. 'ઠીક, સારે દિન ખેતમેં રહતા હૈ તો ફિર તુમ લોગ ગાંવકી શિકાયત કયોં લાએ હો ?'

એકે હિંમત કરી. 'પણ સાહેબ, આપ ન માનો તો ગામમાં આવીને કેટલો રંજાડ કર્યો છે એની ખાત્રી'...

જમાદાર છેડાઇ પડયા. 'દળણા ખા જાતા હૈ તો ઊંચે ઘર પર રખ્ખો. તુમારે લીએ મેં બકરેકુ બાંધ રખ્ખું-કયા ?'

બીજા એક જણે હસવાનો પ્રયત્ન કરતાં ઓશિયાળે મ્હોંએ કહ્યું. ''ઘર પર તો મેલીએ સાહેબ, પણ કાગડા...'

'તો હરગીજ કીને નુકશાન કરતે હૈ તો નીભા લેતે હો, ઔર હમારે બકરે કે લીએ સારા -ગાવ ચઢકે આયા હૈ કયોં?' કહેતા જમાદાર ઉભા થઈ ગયા. બાજુમાંની સોટી લેતા સીધા મકના ખાટ તરફ વળ્યા.

'તુમ કે'તા હૈ કે મેરા ખેત ઉજ્જડ કીયા? ચલ ઉઠ,' અને સોટી મારતા ઉમેર્યું, 'ઉઠ સુવ્વર, તેરે ખેતકી નુકશાની દે દું. ચલો સબ, ગાંવવાલે ખેત પર' અને ખાસડા પહેરવા લાગ્યા. 'તુમ સબ મેરે પે ફરિયાદ કરતે હુવે આયે હો, લેકિન અભી મે કુછ નહિ કહતા, ચલો ઉઠો અબ વરના યે સોટી...' પણ ત્યા તો ગામના મુખી અને બીજા બે ત્રણ જણા જમાદારને કગરી પડયા 'અરે સા'બ! આપની સામે વળી ફરિયાદ હોય! આતો આપને જરા અરજ કરવા હેણું વેરી નાખે એ તો મુવું પણ આ ગામના એક બે છોકરાંને ખોકડાએ વગાડયું એટલે—'

'તો કાયકુ છોકરે લોક ઉસકી પીછે પડતે હૈ? વો ફરતા હય તો ફિરને દો. કાયકુ—'

'એ તો સાહેબ, એમજ કરશુ હવે...'

અને આ પછી બે ત્રણ વાતો કરી જમાદારને ઠંડા પાડી ગામ-લોક ચાલતા થયા સૌ કોઇના મ્હોમાં એક જ વાત હતી. 'અમે તો ના કે'તા'તા કે ભાઇ રે'વા દો જમાદાર પાસે જવુ, પણ કોઇ માને તો ને?'

જ્યારે મકના ખાટે તો ગામનાને ગાળો જ ભાંડવા માડી. 'મીં ઘણું ય કીધુ કે, મરશે એ વાડો ખાઇ ગયો'તો! પણ તો ય મને લઇ આવ્યા ને લાવીને તમારા ભાએ સોટી મારી ત્યારે કોઇએ ય આડા હાથ ધર્યા?'

'પણ ત્યારે એમ હોય તો હેંડ આગળ વધીએ. તારો વાડો ભેળાયેલો જોઇને તો એ ય——'

મકનાએ તિરસ્કારભર્યું હાસ્ય કર્યું. 'હા...હા...! તમે બધા ય મને ખરા મળ્યા છો હોં ! મકનાને હોળીનું નારિયેળ આ એક ફેરા તો કર્યું, ને હજુ વધારે કરવું છે કેમ ? પણ એમ કયા મકનો ગાંડો છે ?'

'ત્યારે ડાહ્યો છે તો રે'! ' મુખી બોલ્યા ' પણ જો આ વાડામાંથી પાલી ય પામે તો માગ નામનું ખાસડુ મારજો ' અને મુખી ચાલતા થયા ઘર તરફ બીજા લોકો પણ ગયા.

મકનો જાણતો હતો કે અમલદાર, અમલદારનો સગો. ઉલટાના માર પડે અને ખર્ચ આપવું પડે તે છોગાનું. અને તેથી જ તો એણે પોતાની વાડ મજબૂત કરી. છેવટને ઉપાયે ૭ આઠ વરસનાં બે છોકરાંને રખેવાળ પણ મૂક્યાં.

એક દિવસ પેલો આઠ વરસનો છોકરો ચીસો પાડતો ઘેર આવ્યો. 'બોકડે મારી નાખ્યો હે મા...!'

મકનો જુએ છે તો છોકરાના હાથનું હાડકું ભાગી ગયું હતું. ક્ષણભર તો મકનાને થયું 'સાસુ વહુના સંગાથે સારે જઉં' ને જમાદારને પૂરો કરૂં ! .

પણ પાછળ ૭ છોકરા ને એક બૈરૂં એમ સાત જણ નિરાધાર બનતાં હતાં, એટલે મકનાને ચઢયો ગુસ્સો દબાવવો જ પડયો ' ઠીક છે. જોઉં છું વળી, ' એ દિવસથી એણે પોતાની સ્ત્રીને રખેવાળીએ બેસાડી.

—તો અહીં ઘરની પચાત ઉભી થઈ કોટડી પાસે જ છાપરૂં એટલે જમાદારનો બકરો દિવસમા બેચાર આટા તો મારી જ જાય. દાણું ઘર પર સૂકવેલું હોય તો છેવટે ચોપાડમાંના ખાટલાઓ ઉપર ઠેકડા મારી જતો. છોકરાં તો એને જોતા જ બિલાડીને જોઇ જેમ મરઘાં ચીસાચીસ કરી ઉડે તેમ રાડારાડ કરી ભાગવાં જ માંડતા.

મકનો કંટાળી ગયો. 'હવે તો દિવાળી નેતરે આ છાપરૂં જ ઉપાડી લઉં.'

પણ ત્યાં તો દિવાળીના દિવસોમાં જ મકના ખાંટનું દૈયું ભાંગી જાય એવી બીના બની. કેટકેટલા કાલાવાલા કરીને છોકરાંને દિવાળી કરાવવા પાંચ શેર ઘઉં લાવ્યો હતો. ને ડાંગર વાઢવા જતાં પહેલાં છોકરાંને ય એ ધણીધણીઆણિએ લાકડીઓ આપી રાખીને કેટ-કેટલાં ચેતવ્યાં હતાં. 'જો, જો હોં બેટા, ઘઉં આઘા તો મુકું છું, પણ તોય છાપરૂં નીચું છે ને કાં તો બોકડો ખાઇ જશે માટે આ લાકડીઓ લઇને બધાં ય એક સામટાં ..'

પણ આખલા જેવો બકરો છોકરાંને માનતો હશે ? ને તેમાંય આ તો હરાઇ ચર્યો ને પાછો જમાદારનો બકરો ! છોકરાંએ લાકડીઓ. વીંઝી, ને પથ્થર પણ ઘણાં નાખ્યાં, પરંતુ બકરો તો ખાટલા પરથી ઠેકયો એવો છાપરા ઉપર. છોકરાંનાં ધમપછાડા તરફ ચંડી નજરે જોતો જાય, અને ઘઉં ફાકતો જાય.

છોકરાંનો કકળાટ સાંભળીને તો ખુદ જમાદાર તાવે પડયા હતા છતાં ય ઉઠી આવ્યા. પણ હાંકે તે પહેલાં તો ચાર શેર ઘઉં પૂરા પણ કરી નાખ્યા હતા; બાકી રહેલા શેર પણ ઠેકડો મારતાં વેરી નાખ્યા.

અને આ જાણીને મોડી રાતે ઘેર આવેલાં ધણીધણીઆણીનું કાળજું કંપાઇ ગયું. સ્રીએ છોકરાંને ટીપી પણ નાખ્યાં. કંટાળેલા મકનાએ વહુને બરાડો પાડયો. 'બાર મહિનાના સપરમા દને લાડવા ખાવા તો વેગળા રહ્યા ને ઉપરથી બાપડાંને લાકડીઓ શું કામ મારે છે રાંડ ! ..' મકનાએ પણ લીધું. 'જો આ બોકડાને માર્યા વગર મેલું તો મારૂં નામ મકનો નંઇ !'

પણ મારવો શી રીતે? મકનો વિચારમાં પડી ગયો. આમ તો એક જ ઝટકાનો હતો, ને તલવારે ય ઘરમાં ઉતરાવેલી તૈયાર પડી હતી; પણ એમ કરવા જાય તો ઉલટાનું પોતાનાં છોકરાં રઝળતા થઇ જાય. 'ના, ના, ગમે તે કળા જ કરવી પડશે. બળ કામ નઈ લાગે.'

અને એક દિવસ લાગ મળી ગયો. કોટડી પર રાતે ચોકી કરવાનો મકનાનો વારો હતો. નરમ તબિયતવાળા જમાદારે સવારમાં દાતણ કરતાંની સાથે જ સૂંઠ વાટી લાવવાનો મકનાને હૂકમ કર્યો. મકનાની જાણમાં મુળ તો એવાં એવા હતાં કે ધાર્યું કામ કરે, પણ એ વખતે લેવાં ક્યાં જવાં?

સૂંઠ વાટતાં વાટતાં એને સૂઝી આવ્યું. અને જમાદાર સામે ખાટલા પર-હતા છતાં ય માખો ઉડાડતો હોય તેમ હાથ વીંઝતો જાય એકાદ બે માંખ મુઠ્ઠીમાં મસળતો જાય, ને સૂંઠ ભેગી ભેળવતો જાય. આઠ દસ માખો વાટી નાખી.

'લો, સાહેબ, ભરી જાઓ ફાકો.'

પણ ફાકી ગયા પછી તો મકનાએ જુદું જ કહ્યું. 'નયણે કોઠે આટલી બધી સૂંઠ ફાકો છો તે કાંઇ અવગુણ તો નહિ કરે? ને મને તો આપની આ બિમારીમાં ય કાક બીજું જ લાગે છે.' આમ બે પાંચ વાતો કરી એ વેઠને કામે વળગ્યો.'

અને મકનો કોટડીનું પાણી તો પૂરૂં ભરી ય નથી રહ્યો ત્યાં તો જમાદારને ઉલટી પર ઉલટી.

જમાદારના કરતાં તો મકનો વધારે ગભરાયો. દેખાવ માટે સ્તો! એણે જમાદારની સિગ્લ સામે જોતાં કહ્યુ 'સાહેબ, આ કામ કપરૂં લાગે છે. આપ માનો કે ન માનો પણ મને તો આમાં જુદું જ ચરિતર દેખાય છે. આપની આંખો તો જુઓ! કાંકને કાંક ઉપાય કરાવો, નઇંતો આ જોતજોતમાં આંતરડાં ખેંખેરાઈ પડે સાબ!'

મૂંઝાએલો જમાદાર બોલી ઉઠયો,'તો સાલે ઉપાય ઉપાય કરતા હૈ તો કરના ઉપાય? ફીર કબ, મૈં મર જાઉંગા તબ ઉપાય કરેગા!'

મકનો ઝટ ઉભો થયો. કોટડીમાં જઈને વાસણમાંથી ઘઉંના મુઠીભર દાણા લઈ આવ્યો. જમાદારની સામે જઈને બેઠો. પેલા દાણામાંથી ચપટી ભરીને એક તરફ મુકયા, ને ઝપાટાબંધ બબ્બેનાં જોડકાં કરવા લાગ્યો. છેલ્લે રહેલો એક કણ દેખાડતાં બોલ્યો, " નક્કી કોક રાંડ ડાકણનું કરેલું છે. કયાંય ફેરો મારવા ગ્યા'તા સા'બ ?

' સાલા, ફેરા તો હંમેશાં લગતા હું ' નેવાં આગળ બેસી ઉલટી કરતા જમાદારે કહ્યું.

' તો બસ ત્યારે વળગાડ જ છે. કરો કાંક નકર..........'

' લેકિન, કયા ' કાંક ' સાલે' જમાદારને અકેકી પળ જુગ જેવડી લાગતી હતી.

મકનાએ કહી નાખ્યું. ' કાંડિયું કાઢવું પડે સાહેબ !

' તો કાઢ સાલ્લે—'ઉલટી થઈ, 'જલદીકર કુક્કર—મેં મર ગયા.'

' પણ ભોગ આપવો પડે એનું શું સા'બ?'

' તો ભોગ આપ બાપુ ! મેરેકુ કુછ પુછ મત.' અને જમીન ઉપર લાંબા થઈ ઉમેર્યું'. ' કુછભી કર મકના ' લેકિન મેરેકુ બચાવ, —મેં પરદેશમાં મેં પડા હું—તુ મેરા ભાઈ—' ત્યાં તો ઉછાળો આવ્યો

'હા, સા'બ હા, પણ એય ગામમાં જઉં, કોકને કોકને પૂછું, ને કોક જો માને તો—ને માનશે તોય બોકડાં તો અત્યારે વગડામાં જતાં રહયાં !'

' તો સાલ્લા અપના બકરા કયા કામ આયગા ?'

' એમ !' મકનો તો ખુશ થઈ ઉઠયો, ' તો લઈ આવું સા'બ.'

' કયા પુછતા હૈ મકના ? મેરેસે તો અબ બોલાભી નહિ...' આ સાથે જ ઉલટી.

મકનાને તો આટલું જ જોઈતું હતું. બકરો શોધવા ઉપડયો તે પણ જાણે ઉડતો હોય એમ—

અને ઘડીકમાં તો આડે દિવસે બીજો એક માણસ મદદમાં હોય તોય ન ખેંચી શકે એ બકરાને મકનો કાન પકડીને બિલાડી તાણી લાવતો હોય તેમ તાણી લાવ્યો. તલવાર પણ છોકરાને હાક મારી મંગાવી લીધી. આસપાસને છાપરેથી બે જુવાનને પણ બોલાવી લીધા

અને રખેને ઉલટીઓ બંધ પડી જતી, એ ધાસ્તી સાથે જમાદારની ફરીથી રજા લેવા પણ ન રહયો.

બકરાને ગળે બાંધી આમને સામને તાણી રહેલા પેલા જુવાનોને 'ઝાલજો બે બરાબર,' કહેતાં તલવાર તાણી. એક જ ઝાટકે ડોકું દૂર જઈ પડયું. જેમ જેમ પેલું ધડ ઉછળતું હતું તેમ તેમ મકનાનો આત્મા આનંદ પામતો હતો.

અને એ રીતે મકનાનું કુટુમ્બ જ નહિ, એની નાતનાં બધાં ય કુટુમ્બ જયાફત ઉડાવી રહ્યાં. ગામનો શાકાહારી વર્ગ પણ જમાદારના બકરાની જયાફત સાંભળી એટલો ખુશ થયો કે છાને છાને ઉઘરાણું કરી મકનાના ભાઇબંધો માટે પાંચ શીશા દારૂ પણ મોકલાવ્યો.

જમાદારે પણ મરણ ઘાંટીમાંથી ઉગરી જવાની ખુશાલી રૂપે મકનાને ત્યાં દસ શેર ચોખા મોકલાવ્યા.

''ખાઓ ઔર આનંદ કરો' એટલું જ નહિ પણ મકનાની સલાહ અનુસાર તબિયતનું કારણ જણાવી બદલી કરવાની અરજી પણ કરી દીધી; અને મનમાં બબડયાઃ

'મકના સચ કહતા હૈ, બડા હરામી મુલક હૈ.'

# આદમી કૂતરો અને ભૂખ



મહેન્દ્ર મેઘાણી

'હું ભૂખ્યો છુ.'

'મને પણ ભૂખ લાગી છે. મેં તો જુમ્માને રોજ મોમાંધાન નાખ્યું હતુ આજ કયો રોજ છે?'

'આજ તો થયો મંગળવાર .. કે પછી સોમ....? કયો? આહિ કોને ખબર છે! મને તો ભૂખ લાગી છે. બસ એટલી ખબર રહી છે હવે તો'

'આ કાગળીઓ શેનો છે?'

'ઇ છે ખીચડીનો. આ કાગળીઓ હોય એને ખીચડી આપેછે'

'તને ઇ કોણે દીધો? ખીચડી કયારે આપે છે?'

'બપોરે—રોજ.'

'રોજ? ત્યારે શુ તું રોજ ધાન ખાવા પામે છે?'

'હું નહીં—આ છોકરાય પામે છે. વળી આ કાગળેય મારો નથી'

'ત્યારે? તે ચોર્યો એને? કયાથી?'

'નારે, ના આતો આવડાઆની માનો છે. ઇ તો વઈ ગઇ અમને મેલીને.. .. આઠ દિય નહિ થ્યા હોય પૂરા......હા, ઝંટી લીધો'તો મે ઈને મડાની મુઠીમાથી......અઓ પણ ખરી હો...... હેહે હે હે......છેવટની ઘડી સુધી જકડી રાખ્યો ઇજ છેને ખજાનો! છોકરા સમજ છે કે કો'ક દિ' ઈ પાછી ફરશે. એટલે વળી જતન કરીને સાચવે છે. કે છે કું' માનો દીધેલો રોટલો છે આ.'

'પણે સુતા ઇ ત્રણેય તારા છે?'

'હા . .'

'તારી ઘરવાળી મરી ગઈ?'

'હા... ..ભલું થ્યુ કે મરી ગઇ.'

'હા, ભલુ થયુ—'
'કા ?'
'કા કે જીવતી નથી હોત તો આજ જઈને બજારમા ઉભી હોત'
'કઇ બજા મા ?'
'જે બજારમા એના સોદા થાય છે—'
'પણ શેના સોદા ?'
'સોદા..... જીવતી બાયડિયુના સાદા'
'હાય મને તો ભૂખ લાગી છે'
'તુંને વાતું હાભળવી ગમે ?'
'મને તો એક રોટલો જ ગમે'
'તું કાળુને ઓળખછ ?'
'કાળુ ? કોણી છે ઈ ?'
'ઇ ? ઇ ઈ એય છે તો ભૂખ્યો—'
'હું ય ભૂખ્યો છુ !'
'મને એણે એક વાત કીધી'તી એક કૂતરાની વાત—'
'મને કૂતરા બહુ વા'લાં હો ! મારી વાડી હતી ત્યારે એક ર પાળ્યો'તો.. જીવ બહુ હળી ગ્યો'તો. ખવડાવીને તગડો કર્યો' તો હોં !'
'આવડો આ કૂતરો તો બચાડો સાવ દુબળો હતો—'
'ત્યારે તો ભૂખ્યો રે'તો હશે બચાડો'
'હા ઇ ભૂખ્યો કૂતરો હતો વાટમા એને એક આદમી મળ્યો આદમીય ભૂખ્યો થો'તો—'
'ભૂખ્યો કૂતરો ને ભૂખ્યો આદમી !'
'પણ આદમી પાસે રોટલાનો એક કટકો હતો—'
'અને કૂતરા પાસે ?'
'કૂતરા પાસે કાંઈ નો'તું—'
'ત્યારે રોટલો એક જ હતો ?'

'હા, અને ભૂખ્યા બેય હતા. બેય થાકીને લોથ થઈ ગ્યા'તા. એકેયના હાથ પગમાં શક્તિ, નો'તી રહી. પણ કૂતરો તો કે' કે મારું કે મરું—'

'મારું કે મરું!'

'ટગર ટગર ઇ રોટલાના કટકા સામું જોયા જ કરે. એને થાતું'તું કે આદમી એને થોડો ભાગ દેશે—'

'હું ગધેડો...કૂતરો પણ......'

'પછી તો કૂતરાની ધીરજ ખૂટી. ભૂખની લાય બહુ વધી ગઈ'

'લાય વધી ને ધીરજ ખૂટી!'

'હતી એટલી બધીય શક્તિ એણે તો ભેગી કરી. મોઢું ઉઘાડયું. આંખ પટપટાવીને ખાતરી કરી કે રોટલો ત્યાં જ હતો......

'કયાં હતો?'

'હતો માણસના હાથમાં......અને પછી તો એણે માર્યો ઠેકડો!'

'આદમી ઉપર?'

'રોટલા ઉપર. ઝુંટવી લીધો અને ઊભી પૂછડીએ જાય ભાગ્યો.'

'અને આદમી સોત દોડયો?'

'આદમી તો હેઠો બેસી ગયો. એણે કીધું કે નસીબમાં લખાણું હશે કે—'

'કે રોટલો એના પેટમાં નહિ જાય?

'હા.'

'પછી?'

'પછી તો કૂતરાના નસીબમાં પણ ઇ જ મંડાણું હશે—'

'કે રોટલો એના પેટમાં ય નહિ પડે?'

'હા...કૂતરાના દાંતે કરીને રોટલો ભાંગ્યો જ નહિ.'

'એવડો બધો કઠણ હતો?'

'કઠણ તે પણ કેવો? પાણા જેવો! ઉલ્ટાનો દાંત ભાંગ્યો—'

'દાંતે રોટલો ભાંગ્યો ?'

'રોટલાએ દાંત ભાંગ્યો. કૂતરાની તો રાડ નીકળી ગઇ.-રોટલો ફેંકીને ઘંતો નાઠો...મોઢામાંથી લોહી હાલ્યું જાય.'

'અને આદમી ?'

'આદમી ઊભો થયો, અને જઇને રોટલો ઉપાડી લીધો......'

'અને ખાઈ ગયો ?'

'અને તળાવના પાણીમાં ધોયો એને.'

'પછી ?'

'પછી તો પાણીમાં પડયો એટલે રોટલો કાંઇક કૂણો થયો. એટલે વળી આદમીએ પાછો એને પલાળ્યો. વળી કાંઇક કૂણો થયો... અને રોટલો-એણે ખાધો.'

'એણે ખાધો ! અને આપણે ?'

'આપણે તો રોટલા વગરના છીએ .....'

'આપણે ભૂખ્યા છીએ.'

'મને ઊંઘ આવે છે......

'મને તો ભૂખ લાગી છે.'

'હાલ ત્યારે, આપણે કાંઇક ખાવાનું ગોતી કાઢીએ.'

'ક્યાંથી !'

'કંદોઇની દુકાનમાં ઘણું'ય પડયું છે. હાલને...'

'ચોરી કરશું !'

'હાલ ચોરી લઇએ !'

'ના ના,......મને બીક લાગે.'

'કોની બીક લાગે !

'ભગવાનની......'

'ત્યારે તું હિન્દુ છો ?'

'હું તો ભૂખ્યો છું !'

'એ હેય! જો પણે!'
'કોણ આવે છે?'
'પેલા—'
'શુ કરવા?'
'બધાને પકડી પકડીને લઇ જાય છે.. ...આપણુંતેય લઇ જાશે......'
'શું કરવા?'
'રોટલા કરવા...'
'હું ભૂખ્યો છું..... મને ઈ લઈ જાશે......'
'હું જાઇશ એમની ભેળા—'
-'પણ મારાં છોકરાં?...'
'એની વાટ કોઇ જોવે એમ નથી...'
'ઇ તો સૂતાં છે.'
'ઇમને જરાય ઊઠવાની વેળા નથી.'
'મારાથી શે જવાય...?'
'એમ કહીશ તોય તને મેલશે નહિ.'
'પરાણે લઈ જાશે...!
'તને રોટલા દેશે—'
'મારે રોટલા નથી જોઇતા...મને પરાણે લઈ જાશા મા...એ બાપજી...મને લઇ જાવ મા...મારાં છોકરાં સૂતાં પડયાં છે?'
'તું કે તો ને કે તું ભૂખ્યો છે!'
'અરે બાપુ, કહું છું કે હું ભૂખ્યો નથી ...મને શીદને પરાણે લઇ જાવ છો... મારાં છોકરાં સૂતાં મેલ્યાં છે...હું ભૂખ્યો નથી... બાપજી, હું ભૂખ્યો નથી ઇ ઇ ઈ ઈ...'

યુદ્ધ ખર્ચને ચાલુ રાખોના ?
વહેતા મૂકાએલા પ્રચારની
વિચારણા

# ખર્ચ

અને

# બેકારી

※

S. V. D.

દરેક સમાજના દ્રવ્યોત્પાદન માટે કુદરતે આપેલા સાધનો ને મનુષ્યની મજુરી બન્નેની જરૂર રહે છે. આમા કુદરતે આપેલા સાધનો તો ફક્ત ઉત્પાદન માટે કામના છે, ત્યારે માણસ તો ઉત્પાદક છે ને સાથે સાથે ઉત્પાદનનું ધ્યેય છે આપણું બધુ દ્રવ્યોત્પાદન સરવાળે તો માણસના વપરાશ માટે હોવું જોઇએ જો સમાજમ કુદરતની

રોજગારી વધતી જ જાય. તેથી જ એકારી કરતા બાબગ્રભૂત માફક ફક્ત થાંભલા ઉપર ચઢવા ઉતરવાનું કામ વેતન સાથે આપવામાં આવે તો ય સમાજને એકારી કરતા ઓછું નુકશાન થાય.

યુદ્ધ દરમિયાન યુદ્ધની જરૂરીઆતો ને પહોચી વળવા મનુષ્ય શક્તિનો ને કુદરતી સાધનોનો લગભગ પૂર્ણ ઉપયોગ થયેલો. તેથી દ્રવ્યોત્પાદન વધેલુ તો એ સ્થિતિ યુદ્ધ પુરું થએ શી રીતે ચલુ રાખવી એ પ્રશ્ન છે. દેશની વસ્તીનો અમુક ભાગ કોઈ પણ જાતનું ઉત્પાદક કામ કરવા માટે અક્ષમ હોય છે. અમુક ઉમ્મર સુધીનાં બાળકો, અમુક ઉમ્મર ઉપરના વૃદ્ધો, એ તો સમાજના બાકીના મનુષ્યો ઉત્પન્ન કરે તેના ઉપર જીવવાના. તેજ પ્રમાણે શરીરે કે બુદ્ધિએ અપંગ હોય, તેમને પણ બીજાના ઉપર જીવવાનું રહ્યું. આ શિવાયના બાકીના બધાને ઉત્પાદન કાર્યમાં લગાડયા હોય તો સમાજમાંથી એકારીનો નાશ થયો છે એમ કહેવાય. ને આવુ થાય તો તો એ સમાજ વ્યવસ્થા આર્થિક દષ્ટિએ સુઘડ છે એમ કહેવાય.

એકાર મનુષ્ય કશુ જ ઉત્પન્ન કરતો નથી ને સમાજના બીજા લોકો ઉત્પન્ન કરે છે તેમા ભાગ પડાવે છે એ આપણે લક્ષમાં રાખીએ તો કોઈ પણ રીતે કાર્યક્ષમ બધાં મનુષ્યોને રોજગારી આપવાના પ્રશ્નની મહત્તા આપણે તરત સમજી શકીએ.

જ્યારે વેપાર ને ઉદ્યોગમાં મંદી આવે ત્યારે હજારો માણસો એકાર થાય છે. તેથી જ સુધરેલા દેશોમા આવે પ્રસંગે સરકાર પોતે સરકારી કામો–રસ્તા બાંધવાનું, નહેરો ખોદવાનું વ—શરૂ કરી કેટલેક અંશે મંદીની ભયંકર અસર ઓછી કરે છે. કારણ કે સરકારના આવા કામમાં માણસોને રોજી ન આપવામાં આવે તો પણ એ માણસો ને ખાવાનું—ધર્માદામાથી કે ચોરી કે લૂટ કરીને–મળવાનું જ છે

આપણા દેશમા યુદ્ધને લીધે રોજગારી વધી છે. ને હવે યુદ્ધની આગ પૂરી થતાં ઘટશે ને એકારી આવશે. તો તેવી એકારી અટકાવવા

માટે સરકારે રેલ્વે, રસ્તા, નહેરો, સરકારી મકાનો મોટા પાયા ઉપર બાંધવા જોઇએ. એક ઉત્પાદનમાં રોકાયલો ને રોજી કે વેતન મેળવનો માણસ બીજાને માટે કામ ઉત્પન્ન કરી શકે છે એ તો બહુ દેખીતી વાત છે. કારણકે એની જરૂરીઆતો પૂરી પાડવા માટે બીજાઓને કામ મળે છે

યુદ્ધની માગ ઓછી થાય ત્યારે મંદી આવે. ખાસ કરીને સરકાર પોતાનું ખર્ચ ઓછું કરવા માડે એટલે સરકારની માગ ઓછી થાય ત્યારે સરકાર કરવેરા ઓછા કરવા માડે ને ખર્ચ ઓછું કરવા માડે એટલે મંદીની જડ વધુ મજબૂત થાય ને બેકારી વધતી જ જાય. એટલે યુદ્ધ દરમિયાન વિનાશના સાધનો ઉત્પન્ન કરીને જો બેકારી લગભગ નાબુદ થઇ શકે તો યુદ્ધ પુરૂં થયે માણસની જરૂરીઆતો ઉત્પન્ન કરીને બેકારી નાબુદ ન થાય? હા, જો સરકાર અત્યારે જે ખર્ચે છે તે ચાલુ રાખે તો પણ અત્યારે જે લખલૂટ ખર્ચ સરકાર કરે છે તે ચાલુ રાખવું શક્ય નથી, ને હિતાવહ પણ નથી પણ જેમ સરકારનું યુદ્ધખર્ચ ઓછું થતું જાય તેમ તેમ સરકાર ઉત્પાદનના સાધનો સર્જવામાં વધુ ને વધુ ખર્ચ કરે તો બેકારીની ભીસ આપણને ન પકડે. એટલે જ ઘણાનુ એમ માનવુ છે કે રેલ્વે, રસ્તા, કેળવણી વિસ્તાર વિ. પાછળ જે મોટી રકમો સરકારે ખર્ચવાની યોજના કરી છે તે ખર્ચ શરૂ કરવુ જોઈએ. સરકારની આવી યોજના ઓમા સરકારી તંત્રની કાર્યદક્ષતાની ખામીને લીધે જરૂર બગાડ થવાનો. પણ બેકારીને લીધે જે આર્થિક ને આધ્યાત્મિક બગાડ થાય છે તેનાથી જરૂર ઓછો થવાનો આમા સૌથી ઈચ્છનીય ધ્યેય તો એ હોવુ જોઇએ કે જેમ જેમ યુદ્ધ ખર્ચ ઓછું થતું જાય તેમ તેમ આવુ સરકારી ખર્ચ વધવુ જોઇએ. જો બે વચ્ચે સમયનું અંતર પડી જાય ને બેકારી પ્રસરવા માડે તો વખતે સરકારી ખર્ચ એળે જાય અથવા તો જોઇએ તેવું અસરકારક ન નીવડે.

પણ સાથે સાથે ઉદ્યોગપતિઓને ને વેપારીઓને નવાં કારખાનાં, નવા ધંધા, જે યુદ્ધ દરમિયાનનાં નિયંત્રણોને લીધે નીકળી નહોતા શકતાં, કાઢવાની સગવડ, નિયંત્રણો દૂર કે હળવા કરીને, સરકાર કરી આપે તો જ તે હેતુ સરે. અમુક નિયંત્રણો ચાલુ રાખવા જોઈએ, પણ કાચો માલ મેળવવાની મુશ્કેલી ઉભી કરતા નિયંત્રણો માલને વેચવાની મુશ્કેલી ઉભી કરતાં નિયંત્રણો, કાઢી નાખવામાં આવે. પણ સાથે સાથે આ નવા ઉદ્યોગો કે જુના ઉદ્યોગોનો વિસ્તાર યોજના વગરનો કે બેલગામ ન થઇ જાય એ પૂરતાં નિયંત્રણો રાખવામા આવે તો સમાજને જરૂર ફાયદો થાય. આવું કાંઇ થશે કે કેમ તે કહેવુ મુશ્કેલ છે પણ જે ઝડપથી ને દક્ષતાથી આ સવાલને હાથ કરવો જોઇએ તેટલી ઝડપ ને તેટલી દક્ષતા દેખાતી નથી એમ તો સહેજ કબૂલ કરવું જોઇએ.



આ દુનિયામાં

બુદ્ધિની કસોટી સિદ્ધિ છે.
અને સિદ્ધિની કસોટી રિદ્ધિ છે.
સાહસની કસોટી યશ છે.
જીવનની કસોટી મરણ છે
સાહિત્યની કસોટી પુરસ્કાર છે
કલાની કસોટી તિરસ્કાર છે.
યુદ્ધની કસોટી શાંતિ છે.
શાંતિની કસોટી અતૃપ્તિ છે.

રાજકીય ક્ષિતિજ પરનો

# નવો ભય રશિયા



નિરૂ દેસાઈ

" થોડીક સદીઓ વીતશે અને તમે જોશો કે યુરેપ આપણા તરફ વળશે, તેલ કપાસીઆ ખરીદવા નહિ, યુરેપના બજારમાં નથી મળતું તે ડહાપણ લેવા એ અહીં આ આવશે !" ગોગોલ ૧૮૪૬.

" એ .વાત જાણીતી છે કે બાલ્ટિક રાજ્યો આપણા દેશ સાથે અનંત કાળથી જોડાયલા છે. "—વોર એન્ડ વર્કીંગ કલાસ ૧૯૪૩.

૧૯૩૯માં રશિયા જર્મની વચ્ચે કરાર થયા ત્યારે રશિયાના પરદેશમંત્રી મોલોટોવે વિચારસરણીને શોખની વસ્તુ ગણાવી, સમાજવાદના આતર રાષ્ટ્રીય રાજકારણની પ્રાદેશિક વિસ્તારની નીતિનો આરંભ કર્યો હતો. ૧૯૩૯નું વર્ષ જ રશિયાની પ્રાદેશિક લાલસાને સ્પષ્ટ શબ્દોમાં સ્ફૂટ કરે છે. આજ વર્ષમાં બાલ્ટિક રાજ્યોને ફરજિયાત રશિયામાં સમાવી દેવામાં આવ્યાં. ઓકટોબરની ૩૧ મીએ મોલોટોવે જાહેર કર્યું: જુના પોલેન્ડનો હવે પ્રશ્ન જ નથી. અને વોરસો સમેત અર્ધો પોલેન્ડનો કબ્જો લીધો. ફીનલેન્ડ પર ૧૯૪૦માં હુમલો કરવામાં આવ્યો.

આ નીતિ લાલ સામ્રાજ્યવાદના આરંભની હતી. એ સ્વીકારવા કોઈ તૈયાર નહોતું. પોલેન્ડમાં રશિયન લઘુમતિઓના સંરક્ષણનો પ્રશ્ન હતો, ફીનલેન્ડમાં રશિયા વિરોધી સરકાર હતી; એસેરેબિયામાં રશિયનો જ હતા; રૂમાનીઆ, ઝેકોસ્લોવાકીઆ, બલ્ગેરીઆ, હંગેરી, ઓસ્ટ્રીઆ, યુગોસ્લોવીઆ, વગેરે દેશોની સરકાર રશિયા તરફેણની જ હોવી જોઈએ. વિશિષ્ટ હિતોનો સ્વીકાર થવો જોઇએ. એશિયામાં આઉટર મોંગોલીયાને ત્યાંનું તંત્ર રશિઆના એકમરૂપે હોવાથી ચીનમાંથી અલગ થવાની તક આપવી જોઈએ. મંચુરીઆના આર્થિક

હિતો સાથે રશિયાને વર્ષો જુની નિસ્બત છે માટે એને અંગે કરાર થવા જોઇએ.

રશિયાએ મેળવેલા પ્રદેશોની યાદી નેપોલીઅન કે તૈમુર લંગના પ્રાદેશિક વિજયને ઘડીવાર માટે ઝાંખો બનાવી દે છે. આ લડાઇ દરમ્યાન એની સિદ્ધિની નોધ કરીએ. (૧) લેટવીઆ (૨) લીથુઆનીઆ (૩) એસ્ટોનીઆ (૪) ફીનલેન્ડ (૫) પોલેન્ડ (૬) રૂમાનીઆ (૭) ઝેકોસ્લોવાકીઆ (૮) યુગોસ્લેવીઆ (૯) બલ્ગેરીઆ (૧૦) ઓસ્ટ્રીઆ (૧૧) હંગેરી (૧૨) આલ્બેનીઆ. નોર્વેએ રશિયાની સરદારી સ્વીકારી છે. સ્વીડન ગ્રીસ અને તુર્કસ્તાન પર એની આંખ મંડેલી જ છે. અને કાળક્રમે એ બધા એની 'વગ' નીચે ખેંચાઇ જાય તો વિસ્મય નહિ થાય. ફ્રાન્સ ઘણે અંશે રશિયાનો 'સા'જ ગાય છે. બેલ્જીઅમ, હોલેન્ડમાં રમખાણોનો આરંભ થઈ ચુક્યો છે. અને જર્મનીના અર્ધા ભાગ પર રશિયાની જ સીધી હકુમત છે. રશિયા આજે યુરોપમાં રાજ્ય કરે છે, વિજેતાની અદાથી બ્રિટનને નચવે છે, મહામંત્રીઓની પરિષદને તોડી શકે છે. ઝીણી નજરે જોનારને આ લાગ્યા વગર નહિ રહે.

યુદ્ધ પહેલાં યુરોપના મેદાન પર ત્રણ મહારાજ્યોની દોડ જોવા મળતી હતી. ઇંગ્લેંડ, જર્મની, અને રશિયા એક બીજાને અંદર અંદર લડવાની પેરવી કરતા હતા અને એ રીતે પ્રદેશો મેળવવા ઝંખતા હતા આજે યુદ્ધ આથમ્યું છે. સાનફ્રાન્સીસ્કો પરિષદની પ્રજાસત્તા તંત્રની ઘોષણા ઘડીભર અર્થહીન માનીએ તો શું જણાશે ? આ ત્રિકોણમાંથી જર્મની અદશ્ય થઇ ગયું છે અને એના સ્થાને અમેરિકા આવ્યું છે. આ ત્રણે વચ્ચેના વિરોધથી–આર્થિક અને રાજકીય–રોજ અખબારોનાં પાનાં ચમકે છે. આ ત્રણ મહારાજ્યોમાંથી બ્રિટનની કેડ ભાંગી ગઇ છે. ચર્ચિલના શબ્દોમાં એ છે તે સાચવીને બેસી રહેશે. સામ્રાજ્યના છૂટા પડવા ઇચ્છતા તંત્રો માટે એના દોર એ

ઢીલા કરવા પડશે. સંસ્થાનોને વધારે "છૂટ" અને વધારે 'સગવડ' આપવી પડશે. સામ્રાજ્યના આ છૂટા પડતાં અંકોડા અન્ય પ્રતિસ્પર્ધીઓને આમંત્રણ સમાન થઇ પડે તો નવાઇ નહિ આમા અમેરિકાને આર્થિક વિસ્તારમાં જ વધારે રસ છે, અને એટલા પૂરતો તે પગપેસારો કરશે. ઇગ્લેંડ સાથે આમાં ઝઘડો થવાનો સંભવ નથી. પણ આવી હરીફાઇ એંગ્લો–અમેરિકન જુથને ઢીલું કરશે, અને ત્રીજા હરીફને કાવાદાવા કરવામા નવા પ્રદેશો મેળવવામાં મદદરૂપ થશે.

ત્રણેમાં રશિયા આજે નવજુવાનના વેગે વિસ્તાર કરે છે. એના જલદકાર્ય વેગ રાષ્ટ્રીય અર્થનીતિ, કેન્દ્રિત રાજ્ય સત્તા આપ ખુદ અનિયંત્રિત કાર્યપદ્ધતિ સામે વિકેન્દ્રિત, ઢીલું બ્રિટિશ સામ્રાજ્ય કેટલે અંશે ટકશે એ પ્રશ્ન છે. એનો અર્થ એ નથી કે વરૂ ઘેટાઓ પર સીધો હૂમલો કરશે. ઘેટાઓમા કેટલાક વરૂઓ ઘેટાના સાલ્લા નીચે સંતાયા છે.

આ આક્રમણનો આરંભ જ્યાં સૌથી વધારે નિર્બળ રાષ્ટ્રો છે ત્યાંથી થશે અર્થાત મધ્ય પૂર્વ ( ઇરાન, પેલેસ્ટાઇન, ઇરાક, અફઘાનિસ્તાન ) મધ્ય યુરોપ અને ભૂમધ્ય સમુદ્ર; મંચુરિયા, કોરીઆ જાવા, મલાયા વગેરે પ્રશાતના ટાપુઓઃ આ બધુંય વરુની દષ્ટિ હેઠળ છે. આ દમાણનો અર્થ ' પ્રભાવ વિસ્તારો " મેળવવાનો આરંભ થશે જ્યાં હરીફ બળોની સમતુલા હશે ત્યાં વેપારની સગવડો શોધાશે, દશ વીશ વર્ષના કરારો થશે, જ્યાં ત્રાજવું નમતું હશે ત્યા વિમાની મથકો મેળવાશે, આર્થિક રકમો મેળવાશે, એક પગયુ આગળ અને જાપાન પદ્ધતિની પૂતળાં સરકારો (રશિયાની ભાષામાં કહીએ તો રાષ્ટ્રીય સમિતિઓ) રચાશે અને છેવટે બાલ્ટિક રાજ્યો અને પૂર્વ પોલેન્ડની જેમ પ્રદેશો રશિયાના મહારાષ્ટ્રોમાં સંકલિત થઈ જશે.

આ પ્રાદેશિક વિસ્તારને જુની ઢબે અવલોકવાનો નથી. એમાં જાણે સ્ટાલિન લાલ લશ્કર સાથે જંઘીસખાનની માફક એક પછી

એક દેશ પર વિજય વાવટો ફરકાવતો જશે, એવી કલ્પના કરવાની નથી. નવા વિજયની રીતો પણ અવનવી છે. દેશના આંતરિક વિરોધી બળોનો લાભ એકલા હિટલરે જ લીધો હતો એમ માનવાની આવશ્યકતા નથી. રશિયા એના કરતાં વધારે સારૂં કરે એમ છે. બધા જ દેશની વર્ગીય સમાજ રચનાની વિષમતા અને આર્થિક કલહો રશિયાને ખૂબ સહાયરૂપ થઈ પડે એમ છે. સમાજવાદને નામે આવા તત્ત્વોને કમ્યુનિસ્ટ પક્ષોમાં મેળવી, એનો રશિયાના પ્રાદેશિક વિસ્તાર માટે પાચમી કતાર તરીકે ઉપયોગ કરવામાં રશિયાને હિટલર કરતાં વધારે ફાવટ મળી છે. સમાજવાદની અપીલ સામાન્ય જનતાને હોય છે જ. અને રશિયા આવી, પીડિત શોષિત જનતાના પુરસ્કર્તા તરીકે પોતાની જાતને ગણાવી, વિશ્વ ક્રાંતિની આગેવાનીના નામે પોતાનો જ પ્રદેશવિસ્તાર કરવાના વધારેને વધારે પ્રયત્ન કરે જ છે.

રશિયાના આંતરિક રાજકીય કાયાપલટથી આ નવા પ્રદેશો સમાવવાનું વધારે સુગમ બન્યું છે. યુક્રેનીઅનો, એસ્ટોનીઅનોથી માંડીને એસ્કીમો સુધીની જાતિઓનો સમાવેશ કરવા માટે એણે જે રાજ્યતંત્રનું નિર્માણ કર્યું છે, તે હજી નવા દેશોને સમાવવા સમર્થ છે. જર્મન સામ્રાજ્ય માટે ઝેકોસ્લોવાકીઆ જેવા બહારના રાષ્ટ્રને ગળી જવાનું કઠણ હતું. રશિયા માટે તો એની ઇમારતમાં એક માળ ચણાવવા જેવું જ છે. ૧૯૪૪ના બંધારણીય સુધારાએ રશિયન સમૂહ તંત્રને વધારે સ્વતંત્રતા આપી છે. એના દરવાજા કોઇપણ નવા આગંતુક માટે ખુલ્લાં છે. આ બધા રાજ્યોને છૂટા પડવાની સત્તા અલબત્ત છે, પણ એકહથ્થુ તંત્રમા આવી છૂટા પડવાની વાત જ અશક્ય છે. યુક્રેને આવો પ્રયોગ કર્યો હતો. એના આગેવાનોને ફાસિસ્ટ ગણી ફાંસીને માચડે ચઢાવવામાં આવ્યા હતા.

સ્ટાલિન કેટલી હદ સુધી જશે એ પ્રશ્ન અર્થહીન છે. મહા સામ્રાજ્યોનો વિસ્તાર કેટલાક નિયમોને અનુસરે છે. રાજકીય શૂન્યતાથી

ચીંટળાયેલ કોઇ પણ મહારાજ્ય પોતાનો વિસ્તાર અમુક પ્રતીકાર ન થાય ત્યાંસુધી વધાર્યા જ કરે છે. વાહન વ્યવહારની સુગમતા, મોટા પ્રમાણનું ઔદ્યોગિકરણ, અને ઊંચુ જીવન નિર્વાહનું ધોરણ-રશિયાને પશ્ચિમમા જવાનું આકર્ષણ પૂરૂ પાડે છે. સ્તાવવાદની પ્રણાલિ અતિહાસિક ભૂમિકા પૂરી પાડે છે.

બીજી બાજુ સત્તા જેમ જેમ વધતી જાય તેમ નાના રાજ્યો એ તરફ વળ્યા વગર રહે જ નહિ સત્તા જળ જેવી છે એ નીચેની સપાટીએ વહ્યા વગર રહી જ ન શકે નાના રાષ્ટ્રો બહારની મદદ વગર પોતાની સ્વતંત્રતા જાળવી શકે નહિ એમને કોઇ મોટા પડોશીનું આલંબન જોઇએ જ. યુરોપમા રેલ્વે આવ્યે પચાસ વર્ષ થયાં અને ૩૦૦ નાનાં જર્મન રાજ્યો રાઇશમા સંમિલિત થઈ જર્મન સામ્રાજ્ય સર્જાયું. આજ પ્રક્રિયા આજે યુરોપમા પુનરાવર્તન પામવાની છે રશિયા જર્મનીની સ્થિતિમા જ છે. એને આતરિક રીતે નાશ ન પામવુ હોય તો બીજા પ્રદેશો તરફ વળવુ જ જોઇએ.

જગતની શાતિને આમ સૌથી મોટો ભય બ્રિટન કે અમેરિકા તરફથી નથી, પણ રશિયા તરફથી છે. જર્મનીએ દ્વિતીય વિશ્વયુદ્ધ આરભ્યું. એ જ રીતે રશિયા તૃતીય વિશ્વયુદ્ધનું જન્મસ્થાન બન્યા વગર નહિ રહે



'ગુજરાતી'ની કુચકદમ—

"વસુકી ગયેલી ગાયના આચળ જેવા વાદળા આભમાં દોડાદોડી કરતા પણ વાઝણી સ્રીના રતન જેવા" એ પયહીન હતાં—

–'મોજમજાહ'માની એક
વાર્તામાંથી, ૧૮–૧૧–૪૫

## દૃષ્ટિક્ષેપ

શ્રી 'કાશ્યપ'

હિંદનો કોમી ત્રિકોણ—અશોક મહેતા અને અચ્યુત પટવર્ધન પ્રકાશક-નવજીવન પ્રકાશન મંદિર કીમત રૂપિયા ત્રણ

'કોમ્યુનલ ટ્રાએન્ગલ ઇન ઇન્ડિયા' જ્યારે ૧૯૪૨મા પ્રગટ થયુ ત્યારે જ એ ખૂબ વખણાઈ ચૂક્યુ હતું અહી એ જ પુસ્તકનો સુવાચ્ય અનુવાદ થયો છે, અને આપણી ભાષાની સમૃદ્ધિમા એ વધારો કરે છે પ્રસ્તુત પુસ્તકમાં રાષ્ટ્રિય મહાસભા, મુસ્લિમ લીગ હિન્દુ મહાસભા અને આ ત્રિકોણના પાયારૂપ બ્રિટિશ સત્તાનો ખૂબ સચોટ ખ્યાલ આપવામા આવ્યો છે 'શાળોપયોગી ઇતિહાસ'મા જ્યા જાણવા જેવુ ઘણુ ખરૂ મળતુ જ નથી, ત્યારે અહી તો કીમતી હિંદુ મુસ્લિમ સબધોના સમસ્ત અભ્યાસનો નિચોડ રજુ કરવામા આવ્યો છે-દરેક વિદ્યાર્થીએ રાજકારણના હરકોઈ રસિયાએ—છેવટ જેને 'કાઇ જાણવુ છે' એવા જિજ્ઞાસુએ, પણ આ પુસ્તક વાચવુ રહ્યુ પુસ્તકની વધુ ઉપયોગિતા માટે તો ખુદ સ્વ૦ મહાદેવભાઇના જ શબ્દોમાં જોઇએ તો "આ પુસ્તકનો ટૂ કા અવલોકનમા સાર આપવો અશકય છે કારણ આખુ (પુસ્તક) અર્થગર્ભ અને સારગર્ભ છે એમા બધુ જ વાચવા જેવુ છે. કશુ જ કાઢવા જેવુ નથી"

ગુરુ ગોવિન્દસિહ-કર્તા ગોવિંદ હ પટેલ પ્રકાશક-પદ્મ પ્રકાશન કીમત ચાર રૂપિયા

સત્તર સર્ગમા વહેચાઈ જતું, ગુરુ ગોવિંદસિહના જીવન કાર્યને અનુલક્ષતું આ 'મહાકાવ્ય' રજુ થયુ છે ભલે, એને 'મહાકાવ્ય' તરીકે રજુ કરાયુ હોય, પણ એમા 'મહા' સિવાય 'કાવ્ય'નું પ્રાસાદિક તત્ત્વ ઘણે ઠેકાણે ગેરહાજર માલુમ પડે છે કવિએ જો એને સંભનાવવાનો પ્રયત્ન કર્યો હોત તો સભવિત છે કે એ વધુ લોકભોગ્ય બનત તદુપરાંત 'મહાકાવ્ય'મા નાયકની લોકોત્તરતાની જે અપે

રખાય એમાં પણ અહીં નિરાશા મળે છે; અને દૈવી ચમત્કારથી પણ કવિ જો દૂર રહ્યા હોત તો પણ આ 'મહાકાવ્ય' ને વધુ ન્યાય મળત. બાકી આપણે ત્યાં જ્યારે 'મહાકાવ્ય'ને લગતા પ્રયત્નો જ બિલકુલ અલ્પ સંખ્યામાં થાય છે, ત્યારે શ્રી. ગોવિંદ હ. પટેલનો આ પ્રયાસ આવકાર્ય તો ખરો જ.

કલ્યાણયાત્રી—કરસનદાસ માણેક પ્રકાશક એન. એન. ત્રિપાઠીની કંપની. કીંમત સવા રૂપિયો.

પૂ. ગાંધીજીની જન્મ જયંતી ટાંકણે આ 'પ્રશસ્તિ' પ્રગટ થઇ એ ઉલ્લેખનીય છે. કાવ્યને ત્રણ ખંડમાં—'ભાવના' 'ધર્પણ' અને 'આશા'માં વહેંચી નાખવામાં આવ્યું છે. આચાર્યશ્રી કાકા કાલેલકરે એમના 'પુરોવચનમાં' સમસ્ત કાવ્યના સૌન્દર્યને યોગ્ય રીતે જ બહાર આણ્યું છે. આખા પુસ્તકમાં ખૂંચી બે વસ્તુ એક તો એનું મુદ્રણ 'બાળપોથી'ને યોગ્ય એવાં બીબાં વપરાયાં છે તે અને બીજી એની આકરી કીમત—આવા પુસ્તકોને જો જન સમુહ સુધી પહોચાડવાં જ હોય તો 'કીમત'ના મોહથી તો દૂર જ રહેવું ઘટે.

ગોમતીચક્ર અને બીજાં ગીત નાટકો—ઇન્દુલાલ ગાંધી પ્રકાશક જીવન સાહિત્ય મંદિર કીમત સવાબે રૂપિયા.

દસ ગીતનાટિકાઓનો આ સંગ્રહ છે. એમાંની, 'ગીતવર્ષા', 'ગીતવાણી' 'પરિશોધ' એમ ત્રણ નાટિકાઓ તો ભજવાઇ ચૂકી છે. નાટિકાની વસ્તુ સુંદર કવિત્વથી ભરેલી છે. પાત્રોને મુખેથી ગવાતાં કાવ્યો ગેય કાવ્યોના સુંદર નમૂના રૂપ છે. 'કાવ્યોમાં જે ચમક છે. તે સંવાદોમાં કાં નથી?' એમ ઘણીવાર થઇ આવે છે. કેટલેક ઠેકાણે પાત્રોને મુખેથી સરતા સંવાદો વધુ પડતા લાંબા થઇ ગયા છે—જેને એક મર્યાદા જ લેખી શકાય. વાંચનની દષ્ટિએ તો નાટિકાઓ સ-રસ વાંચન પૂરું પાડે છે—પણ તખ્તા પર ભજવાય તો કેવી લાગે! એ એક પ્રશ્ન રહે છે.

સાંદિપનિનાં રેખાચિત્રો—રમણિક અરાલવાળા પ્રકાશક—ઉપર મુજબ. કીમત અઢી રૂપિયા

કુલ બાર રેખા ચિત્રો અહીં દોરાયાં છે. 'ઊર્મિ'માં જ્યારે આ રેખાચિત્રો પ્રગટ થતાં હતાં ત્યારે જ એણે પોતાનો અલાયદો ગ્રાહક વર્ગ ઊભો કર્યો હતો, ત્યારે જ એ લોકપ્રિય નીવડેલાં. લેખક પોતે માન્ય કવિ તો છે જ, એટલે એમના ગદ્યમાં પણ ઠેર ઠેર કાવ્યનાં છાંટણાં છંટાએલાં મળી આવે છે. પાત્રને એ યોગ્ય રીતે બહેલાવી શકે છે—એ એમની સિદ્ધિ છે. હજુ આપણે ત્યાં આ પ્રકારનું સાહિત્ય લગભગ અણખેડાયેલું અને જુજ પ્રમાણમાં જ છે. શ્રી અરાલવાળા એમને વરેલી આ કલાને વધુ વિકસાવે એ સર્વ રીતે ઇચ્છનીય જ છે.

આપની સેવામાં—જિતુભાઈ મહેતા પ્રકાશક ભારતી સાહિત્ય સંઘ મૂલ્ય રૂપિયા ત્રણ.

જિતુભાઈનું પહેલું પુસ્તક! અને તેય એની પાછળ બીજાં પાંચ પુસ્તકો આવે છે, એવો સાદ સંભળાવતું,—ખૂબ જ હર્ષનો વિષય છે. બધાં મળીને ઓગણસાઠ લખાણોનો આ સંગ્રહ છે, અને તે 'વંદેમાતરમ્'ની કટારોમાં અવારનવાર પ્રસિદ્ધ થઇ ચુકેલાં છે. જિતુભાઈ અને એમની 'ગુલાબી' શૈલી હવે તો એટલા બધાં જાણીતાં થઇ ગયાં છે, કે હવે એ વિષે ઈશારો પણ કરવો જરૂરી નથી. અર્વાચીન ગુજરાતી ગદ્યના ઘડતરમાં જિતુભાઇનો ફાળો ઓછો ન લેખાવો જોઇએ.

નર્મદ—રામનારાયણ વિ. પાઠક. પ્રકાશક ભારતી સાહિત્ય.

'નર્મદાશંકર કવિ' અને 'નર્મદનું ગદ્ય' એમ બે ભાષણોનો આ સંગ્રહ છે. 'નર્મદ' પર અત્યાર સુધી ક. મા. મુન્શી, ચં. ચી.

મહેતા, ધૂમકેતુ અને વિશ્વનાથ ભટ્ટે જુદા જુદા દષ્ટિકોણથી પોતપોતાની રીતે કલમ અજમાવી છે. પ્રસ્તુત પુસ્તકમાં આપણા અગ્રગણ્ય વિવેચક નર્મદનું 'અર્વાચીન ગદ્ય પદ્યના આદ્ય પ્રણેતા તરીકે, મૂલ્યાંકન કરે છે. પહેલા ભાષણમાં નર્મદાશંકરની કવિ તરીકે ઉત્ક્રાંતિનું આલેખન કરાયલું છે. જ્યારે બીજામાં નર્મદના ગદ્યનું અભ્યાસાત્મક વિવેચન નોંધાયેલું છે. બન્ને ભાષણો પુષ્કળ દાખલા દલિલ અને અનેક અવતરણોથી ભરચક હોઈ તદ્‌વિષયના અભ્યાસીઓને ખુબ જ સૂચક અને માર્ગદર્શક નીવડવા સંભવ છે.

નિશિગંધા—'સત્યમ્' પ્રકાશક નવચેતન સાહિત્ય ભંડાર કીમત ૨–૮–૦.

સાહિત્ય પ્રવેશ માટે નવલિકા સુગમ માર્ગ છે એમ કહેવાય છે ખરૂં, પરંતુ એ રસ્તો એટલો જ દુર્ગમ પણ લેખાવો જોઇએ. શ્રી. 'સત્યમ્'નો આ નવલિકાદ્વારાનો સાહિત્યપ્રવેશ અનેક રીતે આવકારદાયક છે. એમની વાર્તાઓ—'બહેનનો ભાઈ' 'પ્રવિણ અને સુમન' 'વશરામભાઇ' 'ઉત્પલાનો પત્ર' એમનામાં નવલિકા લખવાની હથોટી છે એમ પુરવાર કરે છે. જો કે જે વાર્તા પરથી આખા સંગ્રહનું નામ આપવામાં આવ્યું છે તે 'નિશિગંધા' એટલી બધી આકર્ષક નથી બની શકી. ઘણે ઠેકાણે વાર્તામાં પકડ આવતાં આવતાં રહી ગઈ હોય એમ લાગે છે. લંબાણ ભય વહોરી લઇને પણ શ્રી. સત્યમ્ હવેથી આપણને કૈંક વધુ સ્વસ્થ અને તાજગીભરી વાર્તાઓ આપે એમજ અત્યારે તો ઇચ્છવું રહ્યું.

ઉન્નયન—સુંદરમ્ પ્રકાશક—આર. આર. શેઠની કંપની. કીમત સાડા ત્રણ રૂપિયા.

'ખોલકી અને નાગરિકા'ના લેખકના પ્રગટ થઇ ગયેલા સંગ્રહમાં બીજી પાંચ વાર્તાઓ નવી ઉમેરી આ સંગ્રહ તૈયાર થયો છે. 'ખોલકી અને નાગરિકા'ને વળી શા માટે પ્રગટ કરી? એમ પ્રશ્ન

ઉઠે તો એનો માત્ર એક જ જવાબ છે અને તે—જો એમ ન કર્યું હોત તો ઉલટો અન્યાય જ થાત-કારણ આખા સંગ્રહમા એની જુદી જુદી ભૂમિકાઓ આલેખાયલી છે 'પ્રસાદજી'ની એચેતીમાની વેશ્યા, કે 'પાપિણી' કે 'પુષ્પિતા' કે 'ઉલ્કા' ની જોડે 'બોવરી' કે 'નાગરિકા' હોવી જ ઘટે, નહિ તો યાદ કરવી પડે તે કરતા તો લેખક એ બધાનો 'મેળો' અહી જ કરાવી આપી ઔચિત્ય જ જાળવ્યું છે સુદરમે 'ત્રિશળ' તરીકેની કીર્તિ તો પ્રાપ્ત કરી જ છે પણ અહી 'પુષ્પિતા' અને 'ઉલ્કા' મા તો શૈલીની સુગધ જાણે આપણને ય બહેકાવી મૂકે છે. પણ એમા છેવટે ખીજવાઇ પડાય છે, કારણ કે આ લખનારને ભાગે (કે ભાગ્યે?) 'ઉલ્કા'ની વાર્તા અધૂરી મૂકાઇ-અને એની જોડે જોડાયા 'કળીઓ અને કુસુમો'ના પાના! દોષ કોને દેવો?—'સુદરમ્' હજુ વાર્તાઓ તો આવ્યે જ જશે ને? ભય લાગવાનુ કારણ પુસ્તકની શરૂઆતમા મુકાયેલા તત્વ ચિંતન ભરપૂર બે ફકરાઓ.

'૪૨ ની લડતે ગમે તેમ કર્યું હોય, પણ આપણા નવલોહિયા લેખકોને પ્રબળ પ્રેરણા તો પાઇ છે જ, એના પૂરાવા રૂપે નીચેની ત્રણ નવલો—

યુવક બોલ્યું—નિરુ દેસાઇ, પ્રકાશક—આદર્શ પુસ્તક ભડાર—કીમત સવા બે રૂપિયા.

ધમધમાટ કરતી વાર્તા શરૂ તો થાય છે પણ પછી વચ્ચેના ભાગમા લેખક સુદ્ધાં બીજે જ રસ્તે દોરવાઇ ગયા હોય એમ લાગે છે. સભવ છે, કે વચમાં લેખકના હાથમાં આવી પડેલ The Moon is down નું એ પરિણામ હોય. નવલની એક ખુબી છે. ક્યાંક પાત્ર ઉપસતું નથી ક્યાંય પાત્ર કશુજ કરતું નથી-એક માત્ર વાતાવરણ જ પ્રબળ અસર જમાવી રહે છે. નવલના બધાજ પાત્રો

જાણે વાતાવરણવશ છે  માસ્તરનુ પાત્ર  અવગત્ત જોરદાર છે જ— પરતુ સોહનસિંહમા બ્રિટિશ સત્તાનો પ્રતિનિધિ ખડો થતો  નથી એ એ દુ ખદ વસ્તુ ગણી  શકાય, અને  છેલ્લે એનો  હૃદયપલટો કૈંક અશે કૃત્રિમ પણ લાગે છે

પાવકજ્વાલા—ચુનીલાલ  મડિયા—ભારતી સાહિત્ય સઘ  કીમત સાડાત્રણ રૂપિયા.

જો કે વાર્તાની વસ્તુમા નવીનતા જેવુ કાઈ જ નથી અને છતા વાર્તાથી  આકર્ષાઇ રહેવાય છે   સભવ છે  કે એ  પરિણામ શ્રી. મડિયાની શૈલીનું પણ હોય—છેલ્લા કેટલાક પ્રકરણોમા ઉતાવળ થઈ ગઇ હોય એમ લાગે છે. ભૂપત ભતેને શહિદ બન્યો—પણ એ આખો સગ ખૂબ જોરદાર બની શકયો હોત—જો લેખક સહેજ સ્વસ્થ રહી કયા હોત—અને છેવટે કોઈ પણ ગામના અને કોઇ પણ સમાજના ક્ર પુરૂષોના  પ્રતિનિધિ  સરખા પારેખનો હૃદયપલટો  તો  કેવળ અસ્વાભાવિક જ લાગે છે  ' એક  રકાબી ને બે ચમચી 'નું પ્રકરણ વન્યાર્થ તરીકે પણ ખુબ સ-રસ બન્યુ  છે બધુ  છે, છતા વાર્તા ાપૂર્ણપણે વાચકને જકડી શકતી નથી—એનું શુ કારણુ ?

પરિવર્તન—પીતામ્બર પટેલ  પ્રકાશક  ઉપર  મુજબ  કીમત ચાર રૂપિયા—

એક રીતે જોવા જાવ તો  પાવક જ્વાલા'મા અને 'પરિવર્તન'મા ગ્રામ્ય જેવા મળશે પહેલા પુસ્તકમા એક યુવાનને-મુઝાતા, અકળાતા અને કૈંક કરી નાખવુ છે એવી અહોનિશ ઇચ્છા સેવતા યુવાનને— જરે ઉપકારક નીવડે છે તો બીજી નવલમા એવા જ  મનોભાવયુકત એક યુવતીને પણ 'જર' તેટલીજ  રીતે ઉપકારક નીવડે  છે. પહેલામા કરુણાત છે—બીજામા સુખાત છે. અને તે છતા ભાઇ પીતામ્બર  એક રીતે ધન્યવાદને વધુ લાયક  છે—કારણ એમની પાસે  વાર્તાની વસ્તુ

તરીકે મુળ જ જૂજજાજ સાધન સામગ્રી છે.—અને તે છતાં એ લગભગ ચારસો પાનાં લખી શકયા છે. શ્રી. પીતાંબરની આ બીજી નવલ છે. એમનો નાયક–રસિક–પન્નાલાલના 'બીરૂસાથી'ના નાયકની યાદ આપી રહે છે, એટલું સવિશેષ. વાર્તાનું અંત 'નાટકી' લાગે છે. સુમતિને છેક સુધી પડદા પાછળ રાખી છેલ્લા પ્રકરણમાં જ એને પતાવી દેવાઈ છે, એને નવલકથાની ખુબી ગણવી રહીને ! અને શૈલી સંબંધી-પાત્રોના મુખેથી ગ્રામભાષા સંભળાય છે પરંતુ જ્યાં લેખક પોતે કહેતા હોય ત્યાં શું સમજવું ? આશા છે કે હવે પછી લેખક વસ્તુને વધુ ઘટ ગુંથશે અને ભાષાને મરોડદાર બનાવવા પ્રયત્ન કરશે.

લખ્યા લેખ—ઇશ્વર પેટલીકર. લોક પ્રકાશન લીમીટેડ કી. ૨–૮–૦

'પ્રજાબંધુ'ની ગયા વર્ષની ભેટના લેખક શ્રી પેટલીકર આ વર્ષે પણ એ જ સસ્થાદ્વારા પોતાની બીજી નવલ પણ એ જ રીતે આપે છે. 'જનમટીપ' જેમ ખુબ વખણાઇ હતી, તેમ 'લખ્યા લેખ' પણ એટલી જ વખાણપાત્ર નીવડવાનો પૂરો સંભવ છે. નવલ-કથાનો ઉપાડ ખુબ જ રમ્ય રીતે થયો છે. અને અંત પણ એટલો સુખદ આવ્યો છે. પણ એક નોંધ કરવી જ જોઇએ. લેખકે પાત્રોનાં મનોવિશ્લેષણને બતાવવા ખાતર પ્રકરણનાં પ્રકરણ લખ્યાં છે એ કેટલે દરજ્જે સુઘટિત કહેવાય એ એક પ્રશ્ન છે. બાકી પોપટ અને કમલા, દાદા, ચંદન અને સુમનના પાત્રો યાદદારત પરથી ઝટ સરી નહિ પડે એ ચોક્કસ.

ટૂંકું ને ટચ—મુળરાજ અંજારિયા–એન. એમ. ઠક્કરની કંપની કીમત સાડાત્રણ રૂપિયા.

'નવચેતન'માં પ્રકટ થયેલા ટૂચકાઓનો આ સંગ્રહ છે. અને એની શ્રી. જ્યો. હ. દવે 'ટચ' લાંબી અને લચ પ્રસ્તાવનામાં આ 'ટૂંકું' ને 'ટચ'માં કેટલા 'ટચ' સોનું છે તે બતાવી જ

આપ્યું છે. પુરસદ સમયે વિધવિધ પ્રકારનું હાસ્ય આ પુસ્તક પૂરું પાડે છે.

'હાસ્ય હિલ્લોલ,' 'નવરાની નોંધ,' 'જીવન હાસ્ય'–ત્રણેના લેખક શ્રી. 'નફીર' પહેલા બેના પ્રગટકર્તા ધી વસંત બુક ડીપો રાજકોટ અને છેલ્લાના કિતાબઘર–રાજકોટ—ત્રણેની કીંમત અનુક્રમે બાર-આના, દોઢ રૂપિયો અને એક રૂપિયો—

સવાત્રણ રૂપિયાના આ પુસ્તકોનું એક સામટું કદ જોતાં પણ કિંમત વધુ પડતી જ લેખાય. 'કાઠિયાવાડ ટાઇમ્સ'માં પ્રકટ થયેલા શ્રી. નફીરના હાસ્ય લેખોના આ ત્રણ સંગ્રહો છે. શ્રી. નફીરમાં હાસ્ય પકડવાની શક્તિ છે, પરંતુ એઓ સ્થૂલતા તરફ વધુ પડતા ઢળતા જણાય છે. જે આગળ જતાં એમની મર્યાદા બની જશે એવો ભય પણ ખડો કરે છે. શ્રી. નફીર તદ્દવિષયનું ઊંડું અવગાહન કરી લખશે તો એમની આગળ બહોળી શક્યતાઓ પડી છે.



**દિન પલટયો પલટી ઘડી :**

ભીંતપત્રો એ પણ અમદાવાદની એક વિશેષતા છે. સમયને સમજવામાં ઉપયોગી એવાં બે લખાણો નીચે આપવામાં આપ્યાં છે.

૧૯૪૨નું લખાણ : મૃત્યુ કે મુક્તિ

૧૯૪૫નું એજ પત્રનું લખાણ : કેસ્ટોફિન–જુલાબ માટે

## છાપાંને પ્રથમ પાને ચડેલું ઈંડોનેશિયા



સ્વાધીનતા માટે લડતી દરેક પ્રજા માટે હિંદે સાહજિક લાગણી બતાવી લગભગ સત્તાસો વર્ષ પહેલા સ્પેનનેમ ધાગણ આપવામા આવ્યુ, ત્યારે રાજા રામમોહનરાયે રોશની અને આતશબાજીથી એની ઉજવણી કરી હતી ત્યારબાદ રાજા સાહેબને પગને હિન્દ ચાલ્યું છે. ચીન, ઇથિઓપિયા અને પ્રજાસત્તાકવાદી સ્પેન સાથેની હિંદની હમદર્દી તો આજે સુપ્રસિદ્ધ છે. પણ આ બધામા ય ઇંડોનેશિયાની આઝાદીની લડતે હિંદને જે રીતે મુગ્ધ કર્યું છે, અને કુણી લાગણી જન્માવી છે તે તો અજોડ જ છે. એ લડતમાં સક્રિય સાથની ચિંતા અને ઉત્સાહ બન્ને હિંદના એક એક વાસીમા વરતાય છે. અને આમા આશ્ચર્ય પામવા જેવું કાઈજ નથી. બન્ને દેશોને હજારો વર્ષના સહજીવનની દોર બાધી રહી છે. ઇંડોનેશિયા તો આપણાજ દેશનો એક હિસ્સો છે. બીજુ, ગણ્નાદના ઉગમમા અને જે પરેશાની ભરી પરિસ્થિતિમાથી એણે પોતાનો વિકસ સાધ્યો છે અને બન્ને દેશમા આજે આરોગ્યપ્રદ સ્થિતિએ પહોચ્યો છે. એમા પણ એટલું આખે ઉડીને આઝે એવુ સામ્ય છે કે બધુભાવ અને આત્મીયતાની લાગણીનો આવિર્ભાવ જેટલો સાહજિક રહે એટલો જ દૃઢ બને. માત્ર લાગણીવશ હમદર્દીને બુદ્ધિનો સબળ સપુટ લાગવો જરૂરી છે.

ઇ. સ ના પ્રથમ સૈકાથી જ ખાસ કરીને જાવા ઉપર હિંદુ સસ્કૃતિની અસર નજરે ચડે છે, આઠમી સદીથી અને શૈલેન્દ્રોના કાળથી જાવા અને હિંદ વચ્ચે સસ્કૃતિની સાકળ અખડ રહી છે ચોલ રાજાઓના કાળમા તો જાવા એક હિંદી રાજ્યનો ભાગ હતુ સાસ્કારિક સબધ રાજકીય કરતા વધુ દૃઢ હતો, સાહિત્યમા રામાયણ અને મહાભારત જુની જાવાની ભાષાના વાણાતાણા છે. નદીઓના નામ તો સીધા અહીંથી ઉચ્ચકાયા આવ્યા છે (દા ત

મતી અને ચદ્રભાગા) સગીત, નૃત્ય અને કલામા હિંદુ અસર બહાર
ી આવે છે બેરો બુદુરનુ વિખ્યાત મંદિર હિંદુ-જાવાની કલામા
ગ્રણી પ્રતિનિધિ છે હિંદુ રાજનો છેલ્લો ઈશારો તો છેક ૧૭૬૭
ી હાજર હતો

હોલેંડ ૧૭મી સદીમા વ્યાપારી અને નૌકામત્તા
ાવતું અગ્રણી રાજ્ય હતું તે વખતના ડચ નિકાસના આંકના
લેન્ડ છેક ૧૭૪૦ માજ પહોચી શક્યુ આટનાટિકને આરે આવેલા
રાપી દેશો, સાગર પર વર્ચસ્વ સ્થાપવા ભયંકર હરીફાઇ કરી રહ્યા
ા ઇંગ્લીશ ઈસ્ટ ઈન્ડીઆ કુંપની ૧૫૯૯મા સ્થપાઈ ડચ ઈસ્ટ
ન્ડીઆ કંપની ૧૬૦૨મા સ્થપાઇ અને એણે પોતાનુ સર્વ લક્ષ
ને શક્તિ ઈસ્ટ ઇન્ડીસ પર કેન્દ્રિત કર્યાં. રાજકીય પ્રભાવ સાથે
ાપારી સબધોને ભેગા કરીને અનહદ નફો કરી વ્યવહાર શરૂ
ર્યો બસો વર્ષ લગી સાડાબારથી પચાસ ટકા લગી વ્યાજ આપ્યુ
ણુ આ શોષણુ જાવાની પ્રજાના મક્કમ સામના અને ઘર્ષણની
તત ચાલુ રહેલી હારમાળા વિના ન્હોતું સ્થપાયુ ડચ સત્તાની
ારકિર્દી દરમ્યાન પીટર એમસ્ટીલ્ડ નામના એક યુરેઝીઅનના
તૃત્વ નીચે થએલા પ્રયત્ન ખાસ નોંધ પાત્ર છે આ યત્નોને પરિ-
ામે ડચ ઇસ્ટ ઇન્ડીઆ કંપનીને ખુબ વેઠવુ પડ્યુ

આર્ચીપેલાગોની વસ્તી લગભગ સાડા ૭ ક્રોડની છે એમાં
રલાખ ચાલીસ હજાર યુરોપીઅનો અને અઢીલાખ યુરેઝીઅનો તથા
ા સ્થાયી થએલા યુરોપીઅનો છે ઈસ્ટ ઇન્ડીસ તેની સમૃદ્ધિ માટે
ખ્યાત છે રબ્બર ખાંડ મરી, ચોખા' ચહા, કોરી, તેલ, લોખંડ
ને ક્વિનાઈનનો તો જાણે ત્યાથી ધોધ વહે છે દુનિયાના ક્વિના
નિન નેવુ ટકા, તમાકુના પચાસ ટકા પથ્થરોના ત્રીસ ટકા અને
ાના દસ ટકા ઈસ્ટ ઇન્ડીસમાંથી આવે છે લગભગ અડધુ સુમાત્રા
રે આમસ્ટરડામમા એકજ સંસ્થાને ભાડાપટે મળેલુ છે ૧૮૭૦ ના

ખેતી વિરાધક કાયદાથી ત્યાં ચાલતી " કલચર " પદ્ધતિનો અંત આવ્યો. શેરડીના ફરજીઆત વાવેતર નાબુદ કરવામા આવ્યા , અને શેરડીના ખેતરો ખાનગી કંપનીઓને ભાડા પટે અપાયા. પણ આ ખાનગી કંપનીઓને નહેરોના જળ પ્રવાહનો દિવસે ઉપયોગ કરવાના ખાસ હકક આપવામા આવ્યા. જેથી અન્ય ખેડુતો તો આ જળ પ્રવાહનો રાત્રે જ ઉપયોગ કરી શકે આ દિવસ અને રાત પદ્ધતિને લીધે વારવાર ઘર્ષણ ઉભા થયા કર્યા છે. ખાડના ૧૭૦ કારખાના દુનિયાના ખાડના જથ્થાનો ૧/૫ ભાગ પેદા કરે છે જાવાના ઉદ્યોગોના માત્ર ૧૫ ટકા ઉપર ડચ માલીકી છે. ૬૧ ટકાઉપર બ્રિટિશ અમેરિકિ અને જાપાની વર્ચસ્વ છે, અને બાકી ૨૩⅔ ટકાની માલીકી ચાઇનીઝ છે. તમાકુ અને રબ્બરના બગીચાઓની માલીકી અમેરિકા અને બ્રિટન પાસે છે રેલ્વે કોલસાની ખાણો વગેરે રાજની માલીકીનાં છે

કામદારને મળતો રોજીનો દર ઘણો થોડો છે અને હજુ અત્યાર લગી વેઠની પ્રથા ચાલુ હતી આજે પણ ગીરમીટિયાની પ્રથા ચાલુ છે. સરકાર, રસ્તા, પુલ અને નહેરો બાધવા માટે મજુરીએ પ્રજાને વળગાડતી, પણ ડચ મેનેજરોને ભારે દરમાયો મળતો, વરસ દિવસે ૩૦૦૦૦ ડોલરથી માડીને ૧૦૦૦૦૦નો પગાર આ ડચ મેનેજરોને મળતો ૧૯૨૯ લગી ડચ એમના સરથાનોમાથી દર વરસે૯⅔ કરોડ ડોલર મેળવતા. જાવાની અર્થ વ્યવહારનું એક સુલક્ષણ એ છે ! જમીન કાયમ પટે કોઇ પણ પરદેશી જમીન વેચાતી રાખી શકતો નથી માત્ર ભાડે ગખી શકે છે દેવું કે મહેસુલ ન ભરી શકવાને કારણે કોઇ પણ ખેડુતની જમીન આચકી શકાતી નથી

સરકારી તંત્ર એ ડચ સત્તાએ નીમેલા ગવર્નર જનરલના હાથમા છે. હિંદના વાઇસરોય કરતા તેને વધુ સત્તા છે. તેના કામમા સહાય કરવા પાંચ સભ્યોની એક કાઉન્સીલ ઓવ ધરટ ધન્ડીઆ છે. સામાન્ય રીતે તેમા સનંદી નોકરોને લેવામા આવે છે. ૧૯૩૦માં આ

'ખ્યા વધારીને ૭ કરવામાં આવી હતી. ટાપુઓને "રેસીડેન્સીઝ"
ાં વહેંચી દેવામાં આવ્યા છે. અને તેના ઉપર ડચ રેસીડેન્ટો હકુ-
ત ચલાવે છે. રેસીડેન્ટના હાથ નીચે યુરોપી અને સ્થાનિક નોકરોની
ાક આખી શ્રેણી છે. યુરોપિયનો અને જાવાનીઓ બન્નેને માટે
ાલગ અલગ શિક્ષણની અને ન્યાયની તથા કાયદાકાનુનોની પદ્ધતિ
. રેસીડેન્ટના હાથ નીચેની મુખ્ય સ્થાનિક અમલદાર છે જેને રીજન્ટ
કેવામાં આવે છે. તેની પસંદગી પુરાણા ખાનદાનોમાંથી કરવામાં
ાવે છે અને એ રીતે ઠકરાતશાહી સાથેનો સંબંધ ચાલુ રાખવામાં
ાવે છે, પણ ખરી સત્તા તો ખૂબ મોટો પગાર મેળવના ૨૫૦૦૦
ચ અમલદારોના હાથમાં છે.

૧૯૧૬માં ઇસ્ટ ઇન્ડીઝને વોકસરાડ એટલે કે પ્રજાની કહેવાતી
મિતિની સ્થાપના કરવામાં આવી. આ માત્ર સલાહકારક સમિતિ
તી. જે ગણ્યાગાંઠ્યા નિર્દેશિત વિષયો ઉપર ગવર્નર જનરલને સલાહ
ાપી શકતી. ૧૯૨૬માં એમાં સુધારો થયો અને વોકસરાડને
ાડીક કાયદા ઘડવાની સત્તા આપવામાં આવી. એની સભ્ય સંખ્યા
ધારીને ૬૦ની કરવામાં આવી, જેમાંથી ૩૯ ચૂંટાયલા છે અને ૨૧ની
ીમણૂંક કરવામાં આવે છે. વસ્તીના માત્ર ૧% ભાગને મત આપ-
ાનો અધિકાર છે.

પંદરમી સદી સુધી જાવા એક હિંદુ દેશ હતો.ત્યાં ઇસ્લામનો પ્રવેશ
દેમાંથી આવેલા ધર્મપ્રચારકોએ કર્યો; પણ સંસ્કૃતિના બે સ્રોત
ચ્ચે કશો ઝઘડો ઉભો નથી થયો. જાવાના મુસ્લિમ પાદશાહને હજ-
ત પેગંબર સાહેબની સાથે મહાભારતના વીરોને પોતાના પૂર્વજોમાં
ણતાં જરાકે વાંધો નથી આવતો. જાવાના દરબારમાં છેલ્લા રાજ-
વિએ કહ્યા મુજબ શાહી ખાનદાન હજરત પેગંબર અને અર્જુન
ન્નેના વારસ છે. અને પુરાણી હિંદુકથાઓના પાત્રો વાસ્તવિકતામાં
ત્યંત છે. ભૂતકાલિન ગૌરવ માટેના આદર અને અભિમાન એટલી

હદ લગી ગયા હોય છે કે જાવાની યુવાન ભૂતકાળના હિંદુ કાલ માટે જે ગૌરવ અનુભવે છે તેટલુ એને ત્યાર પછીના મુસ્લિમ કાળ માટે નથી. આથી વાસ્તવિક અને પ્રાંતિક રાષ્ટ્રવાદ પ્રતિષ્ઠાના સંસ્થાઓના ચરમાથી પાંગર્યો છે અને ફૂલ્યો ફાલ્યો છે.

જ્યારે ડચ ઇન્ડીઝમા આવ્યા તે વખતે ત્યાં પ્રજાના બે વર્ગ હતાં, તેમા તેમણે એક ત્રીજાનો ઉમેરો કર્યો પોતાના વેપારવણજ માટે એમણે જાવાની ઉમરાવના હાથમા હતા તે વહાણવટા અને વેપારનો નાશ કર્યો એમણે "કલ્ચર સીસ્ટીમ" દાખલ કરી જેને પરિણામે ખેતી અને ખેડાણમા ભારે હરકતો ઉભી થઈ, પરિણામે કિસાનો વધુ ગરીબ થતા ગયા અને ઉમરાવો ધોવાતા ગયા. પરદેશી સત્તા વાહકો કરતા પોતે સંસ્કૃતિની એક ઉચ્ચ શ્રેણી ઉપર આરુઢ છે એવા માની–ઉમરાવોથી આ અધોગતિ સહન ન થઈ એનું અનિવાર્ય પરિણામ ઘર્ષણમાં આવ્યું અને ૧૮૨૫–૩૦ સુધીમાં આ ઘર્ષણ વધુ તિવ્ર બન્યું.

આ રાજકીય વિરોધને ધાર્મિક અને સાંસ્કૃતિક પુનરુત્થાનનો સાથ હતો. ખ્રિસ્તી ધર્મોપદેશકોના ધર્મપલટાના પ્રયત્નનો મુસલિમોએ સામનો કર્યો. પેંગમરના વફાદાર અનુયાયીઓએ વર્ષો લગી પરદેશી સત્તા ધિશો સામે જેહાદ જગાવી. આ રીતે જોતા હિંદમા શાહ વલીઉલ્લા અને તેમના અનુયાયિઓએ જે સુધારો દાખલ કર્યો તેનો પડઘો ઇન્ડોનેશિયામાં આમ જોવા મળે છે.

પણ પરદેશી સત્તાની જડ જેમ જેમ જામતી ગઇ અને યુરોપીય અસર જેમ વિસ્તાર પામતી ગઈ તેમ દૃષ્ટિ પલટા માટેની માગ વધુ ઉગ્ર બનવા માંડી, આવી પ્રેરણા સર સૈયદ અહમદખાન પાસેથી મળી વિશ્વસનીય વિવેચકો કહે છે તેમ અર્વાચીનતાની ખરી પ્રેરણા અને પુષ્ટિ હિંદમાંથી મળ્યા. અને ઇજીપ્તના વાતાવરણે એને વધુ પીઠબળ આપ્યુ

હિંદ જેમ બન્ને બાબતો એ વાસ્તવિક અને અર્થગંભીર પુનરુત્થાન હતો. આદેશ હવે માત્ર થોડા સુધારાનો ન હતો પણ જે જે દુર્ગુણો આવ્યા હોય, તેને દૂર કરી સાચી અસલી શુદ્ધતાએ પહોંચવાનો હતો. હિંદની જેમ ઇન્ડોનેશીઆ પણ વિરોધ, સ્વીકાર અને સમન્વયના તબક્કાઓમાંથી પસાર થયું અને હંમેશાં તેણે હિંદ પાસેથી પાઠ લીધા.

૧૯૦૯ થી ૨૯ના બે દસકામાં જાવામાં આર્થિક વિકાસ અભૂતપૂર્વ રીતે થયો. બે દસકામાં વિકાસ ૨૩-ઘણો વધ્યો. આ વર્ષોમાં રાજકીય ઘર્ષણ પણ સભર ભર્યું હતું તારણહારની પુરાણી ભાવના પ્રજામાં ઘર ઘાલી બેઠી હતી. વીસમી સદીની શરૂઆતથી અસંતોષ ફેલાતો હતો અને રાજકીય સંસ્થાઓ મારફતે અભિવ્યક્તિ મેળવતો હતો. આવી પહેલી સંસ્થા તે "બુડી ઉત્તમ" (સુંદર યત્ન) ૧૯૦૮માં સ્થપાઇ. જાવાનીઝ અમીરો, બુદ્ધિજીવીઓ અને મધ્યમ વર્ગનું આ વિનીતમંડળ હતું

૧૯૪૨માં સરેકત-ઇસ્લામની સ્થાપના થઇ અને જોત જોતામાં તેનો જબ્બર વિકાસ થયો. એકવાર તો એની સભ્ય સંખ્યા વીસ લાખ સુધી પહોચી. ૧૪-૧૮ના વર્ષોમાં રાજકીય ભાવનાનો વિકાસ અપૂર્વ રીતે થયો. હિંદની બ્રિટિશસત્તા જેમ ડચસત્તાએ પણ આનો સામનો હિંદને જાણીતા એવા માર્ગે કર્યો. ૧૯૧૬માં ઇસ્ટઇન્ડીયાને સ્વશાસનનું વચન આપવામાં આવ્યું. ઘટને પણ હિંદમાં એડવીન મોંન્ટેગ્યુને મોએ એમજ કર્યું હતું ને ? હેમ્યુન જેકસને સાચું જ કહ્યું છે કે "ઇસ્ટ ઇન્ડીઝમાં અને હિંદમાં નર્કને રસ્તે શુભેચ્છાઓની બિછાત બીછાવી છે."

જનતાના વિરોધને કારણે વારંવાર બંધારણમાં ફેરફાર થતા ગયા પણ એમની અધુરપના કારણે, પરિણામે એમણે—સુધારાઓએ—

રાષ્ટ્રવાદીઓને વધુ ઉશ્કેર્યા. ૧૯૨૬ના નવેમ્બરમાં બટેવિયામાં જનતાએ તાર ઓફીસનો કબજો લીધો – ચળવળ વધુ ફેલાઈ અને ત્રણ-ચાર માસ સુધી ભયંકર હડતાળો પડી. બળવાને સખ્ત દમનથી દબાવી દેવામા આવ્યો, ૧૦૦૦ ઉપરાંત ઉદ્દામવાદીઓને દેશનિકાલ કરવામા આવ્યા.

રાષ્ટ્રવાદી ચળવળને યુરેઝિયનોના સાથથી વધુ વેગ મળ્યો. રાષ્ટ્રવાદી ચળવળ વધુ અને વધુ ઉદ્દામ બનતી ગઈ. ૧૯૨૦ સામ્યવાદી પક્ષની સ્થાપના થઇ. અને ૨૧મા એ સરેકત–ઇસ્લામથી અલગ પડયા.

'૨૬- '૨૭ની સીધા સામનાની નિષ્ફળતા બાદ જુવાની રાષ્ટ્રવાદીઓએ પોતાનું લક્ષ વિધાયક કાર્યો તરફ કેન્દ્રત કર્યું ૪૦ રાષ્ટ્રીય શાળાઓ સ્થાપવામાં આવી. અહી પણ હિંદની રાષ્ટ્રવાદી ચળવળની ઘેરી અસર જોઇ શકાય છે. ઇન્ડોનેશિયનોએ હિંદમાંથી ચળવળની રીત અને સુત્રો અપનાવ્યાં અસહકાર અને સ્વદેશી એ વિધાયક કાર્યક્રમના મુખ્ય અંગો બન્યા.

૧૯૩૬માં વોકસગાડમાં લગભગ સીધી રીતે સંસ્થાનિક દરજ્જાની માંગ કરવામાં આવી. પણ ડચ સત્તાએ એનો કાંઈ જવાબ ન વાળ્યો. વિપ્લવના ભણકારા વાગતા હતા. ક્યાંક બગીચાના મજુરો યુરોપિયનો ઉપર ખુની હુમલો કરતા કે કયાંક કોઇ લશ્કરી જહાજનો કબજો કરી બેસતા. વિનીત નેતાઓનું સ્થાન જુવાન ઉદ્દામવાદીઓ ડૉ. સોકાર્નો અને ડૉ. હાટા વગેરેએ લીધું દ્વિપસમુહમાની આઝાદીની ચળવળના સમન્વયમાં એમણે ધાર્મિક સંઘોથી અલગ રહી એકતા સ્થાપી. આજે ઇન્ડોનેશિયા ધાર્મિક તટસ્થતા સાથેના સમવાયી રાષ્ટ્રવાદની હિમાયત કરે છે.

હોલેન્ડ નાત્સી કબજા હેઠળ ગયા બાદ દેશવટો ભોગવતી ડચ

સરકારે-ઈન્ડોનેશિયનોને આઝાદીનું વચન આપ્યું. ઇન્ડોનેશિયનો પોતાનું બંધારણ ઘડી શકશે એવી જાહેરાત કરી. આપણને કરવામાં આવેલી ક્રિપ્સ દરખાસ્ત અને આની વચ્ચે ઘણું સામ્ય છે.

ઈન્ડોનેશિયાની રાષ્ટ્રવાદની ચળવળ હિંદી રાષ્ટ્રવાદી ચળવળને પગલે પગલે ચાલી છે. આજે એ આપણાથી ઘણી આગળ વધી છે. આજે એ આઝાદીની માત્ર માગણી નથી કરતું. એને તો પોતાની જાતને જાતે આઝાદ કરી છે. ચાલ્યા જવાની માત્ર માંગણી નથી કરી! ચાલ્યા ગયા છે એમ માનીને વર્તાવ કર્યો છે.

[શ્રી અશોક મ્હેતાના ઈન્ડીઅન કાઉંસિલ ઓફ વર્લ્ડ અફેરની અમદાવાદ શાખા આગળ થએલા ભાષણની નોંધ ઉપરથી.]



પાકિસ્તાનની નવી વ્યાખ્યા

ફીસીકા બેલ,
ફીસીકી ગાડિયાં-
ખરેકી ડચકારિયાં.

(જુના ઉર્દૂ નાટકમાંથી)

# આપણાં નાટકો

અગમ્યની વ્યાખ્યા આજ સુધી અનેક થઈ છે ન જાણી શકાય, ન પામી શકાય, એ બધુ અગમ્ય એક મિત્રે ન ગમે તે અગમ્ય એવી પણ વ્યાખ્યા કરેલી આજકાલ થના રંજન કાર્યક્રમોના અને અગમ્ય સ્વરૂપો જોતા આ વ્યાખ્યામા તથ્યાશ ઘણુ છે આ રંજન કાર્યક્રમો અગમ્યને પામવાની સીધી સીડી રૂપ છે એમ લાગ્યા વિના રહેતુ નથી

અગમ્યને મેળવવાના સાધનો દુનયા વર્ષોથી ખોળે છે વેન્કાળમા તપ દ્વારા આવી સિદ્ધિ ઋષિઓ પ્રાપ્ત કરતા પરન્તુ કાળક્રમે આ શક્તિનો લોપ થયો સદેહે સ્વર્ગમા જઇ ભગવાનને મળી પાછા આવવાની શક્તિ કનામ્ના છસો માઇલ કાપતા વિમાન કે જરીવારમા સ્થળને જળમનાવે એવા અણુબોમ્બમા ય એ શક્તિ હજી આવી નથી વૈજ્ઞાનિકોએ હાથ ધોઇનાખ્યા છે અને તત્ત્વજ્ઞાનીઓએ એવા જ અગમ્ય રસ્તાઓ સૂચવવા માડ્યા છે જીગાડ હર્ડ માનસિક પ્રાર્થનાનો રસ્તો સૂચવે છે શ્રી અરવિંદ એમ માને છે કે ચિત્તની શાત સાધના દ્વારા પ્રકૃતિની સહાયથી આ અગમ્ય તત્ત્વનો સાક્ષાત્કાર થઈ શકશે વિવેકાનંદ જેવા દેશસેવા એ જ પ્રભુ સેવા છે એમ કહી કર્મમાર્ગ પ્રબોધતા

અગમ્યને પ્રાપ્ત કરવાનો નક્કર રસ્તો નાટક કરવા કરાવવા અને જોવાનો છે. નવા પ્રકારના નાટકો આ રીતે અગમ્ય રહી પ્રભુપ્રાપ્તિનો માર્ગ ચીધે છે આ નાટકો જોતા જ આ વસ્તુ સ્પષ્ટ થઇ જશે

આ નાટકોમા કયા વસ્તુનો અભાવ, અને કયા વસ્તુ હોય તો એ ન સમન્વય–અનમસ્ત આપણા પાર્થિવ ચક્ષુથી જ, બાકી સાચી આતર દૃષ્ટિ દ્વારા તો બધુ જ સમજાઈ જાય છે–એ એની વિશેષતા છે એમા આવતા પાત્રોના અભિનય, રંગનુ આયોજન, વેશભૂષા,

બધું આ અગમ્ય તત્વનું પોષક હોય છે. વેશભૂષા કે રંગ આયોજન વિષે હમણાં ચિત્ર વિચિત્ર દલીલો થાય છે. હમણાં જ એક પ્રાચીન નાટકની ભજવણી વેળાએ આ પ્રશ્ન કેટલાકે ઉઠાવેલો. "આ પડદા એ કાળના છે ? આ કપડાં કોઈપણ પૌરાણિક કાળને માટે સદાય અનુરૂપજ માનવામાં આવે છે. આ રંગ ચિત્રણમાં ભાવાનુરૂપતાક્યાં છે ? બધા જ રંગો અવારનવાર ફેંકયા કરવા એજ શું કલા છે ?"

આ બધા પ્રશ્નો એક સાંધી વાતને સમજતા નથી. જે ન સમજાય એજ શ્રેષ્ઠ હોય છે. જે કલામાં રેખાઓ દ્વારા કશું સ્ફૂટ ન થતું હોય, જે નિહાળીને તમારે કલ્પનાને છૂટી મૂકવી પડે એજ કલા શ્રેષ્ઠ. જે કાવ્ય પહેલી તો શું છેલ્લી નજરે પણ દુર્બોધ રહે એજ ઉત્તમ. દુર્બોધતા તો વર્તમાન કવિતાનો સહુથી વિશિષ્ટ ગુણ મનાયો છે.

જો કોઈને કશું સમજાતું ન હોય, લોકોના દિલમાં રંજનને બદલે રંજ થતો હોય, જો કશો બોધ થતો ન હોય તો આ બધું કરવાની શી આવશ્યકતા છે ?

આવો સવાલ અસ્થાને છે. જગતનાં જટિલ પ્રશ્નો સમજાતા નથી માટે એ રજુ જ ન કરવા ? જન્મ મરણનો કોયડો હજુ ઉકેલાતો નથી. તો શું એનો ઉલ્લેખજ ન કરવો ? આખી દુનિયા આજે તો અગમ્યવાદ આસપાસ મળે છે તો દુનિયાના અંગ જેવી કલા એવું કરે એમાં મમરાવું શું કરવા જોઈએ ?

મને તો લાગે છે કે આવા રંજન દ્વારા આપણને જગતની ઘણી ગૂઢ સમસ્યાઓનો ઉકેલ મળે છે. જગત આખું નાટક સમું છે. શેક્સપીઅરની ઉક્તિને સાર્થ કરતાં આજનાં નાટકો આપણને જીવનનો પરમ બોધ પાડે છે કે તમારે કશીય આશા ન રાખવી. ન સમજાય ત્યારે અંતરના પુસ્તકને ઉઘાડી વાંચવા યત્ન કરવો. સમજાય તો એનું અનુકરણ કરવું.

સાચી વાત તો એ છે કે આ બધું સમજવાની પણ શી જરૂર છે? એ સમજવા જેટલી નવરાશ પણ ક્યાં છે? નિરંતર ધાંધલમાં જીવતા વર્તમાન યુગને સંસ્કારની ટીકડીઓ જ માફક આવે એમ છે. વધુ ઊંડા ઉતરીને તાગ મેળવવાનો પરિશ્રમ એનાથી જીરવાય એમ નથી. જો નાટકોનો ઊંડો અર્થ સમજવા માટે લોક પાસે નિરાંત કે વૃત્તિ નથી તો પછી જેમાં કશો જ અર્થ ન હોય એવાં નાટકો ભજવવામાં જ સાચી લોકસેવા નથી થતી શું? પ્રેક્ષકોનો સમય બચે છે. બુદ્ધિ શક્તિનો વ્યય અટકે છે.

આવાંજ નાટકો હંમેશાં થતાં રહે એ માટે હું તો ખાસ મંડળી સ્થાપવાની ભલામણ કરું છું.



'કલા એટલે શું?'
'ઈંદુ દેસાઇ કરે તે'



# આઝાદ હિંદ ફોજ અને હિંદી પ્રજા

આઝાદ હિંદી સૈન્યની ઉત્પત્તિ ગમે તેવા સંજોગોમાં થઈ હોય પરંતુ જગતના ઇતિહાસમાં અન્ય દેશોની હરોળમાં બેસી શકે તેવો સ્વાતંત્ર્ય પ્રાપ્તિનો પ્રયોગ તે દિવસે આરંભાયો. આ પ્રયોગે હિંદના સ્વતંત્રતાની દૃષ્ટિએ અનેક શક્યતાઓ પેદા કરી છે—અને સ્વાધીનતાના સંગ્રામના સ્વરૂપ તથા આયોજનમાં નવા સીમાચિહ્નો આંક્યાં છે.

કોંગ્રેસને આ શક્યતાઓનો સંપૂર્ણ ખ્યાલ છે કે કેમ તે વાત બાજુએ રાખીએ તો પણ એણે આઝાદ હિંદ સૈન્યના મુકર્દમામાં લેવા માંડેલો રસ હિંદના સંગ્રામને એક નવી જ મજલ તરફ લઈ જાય છે. એક સમય એવો હતો જ્યારે સુભાષ બાબુના રસ્તા તરફ નફરત નહિ તો સુગની દૃષ્ટિએ જોવાતું હતું. એ તરફ એક પ્રકારની લાપરવાહી હતી. હિંદ કદીય આ રસ્તે આઝાદ થઈ શકે નહિ, એવા માર્ગો હિંદને માથે ગુલામીના નવા જ બંધનો લાદશે—આવી માન્યતા ઠીક ઠીક પ્રચાર પામી હતી. આવી માન્યતા પાછળ બે કારણો હતા, (૧) ગાંધીજીની રાહબરી નીચે અજમાવવામાં આવેલા અહિંસક સત્યાગ્રહના પ્રયોગે દેશને સ્વતંત્રતા સમીપ લઈ જવામાં ખુબ સહાય કરી, કોંગ્રેસને એમ જ લાગવા માંડયું કે સૈન્ય વગર પણ સામુદાયિક જાગૃતિ વડે દેશને સ્વતંત્ર કરી શકાશે. (૨) લશ્કરમાં બેદિલી ફેલાવવાનું, એને ક્રાન્તિના ઝંડાધારીઓમાં પલટાવવાનું લગભગ અશક્ય બની ગયું છે, ૧૯૧૪–૧૮માં થયેલા આવા પ્રયાસો નિષ્ફળ નીવડયા હતા. ૧૯૩૦માં ગઢવાલી ટુકડીઓના અપવાદ રૂપ બનાવ સિવાય લશ્કર દૂરનું દૂર જ હતું અને એને બેચેન કરવાના પ્રયાસને કદી પણ ઉત્તેજન આપવામાં આવ્યું નહોતું

સુભાષબાબુએ જ્યારે આઝાદ હિંદ ફોજની સ્થાપના કરી

ત્યારે સ્પષ્ટ કહ્યું હતું કે દેશની આઝાદી માટેનો અમારો માર્ગ જુદો છે. માત્ર અહિંસક નીતિરીતિથી સ્વરાજ્ય પ્રાપ્તિ નહિ થઈ શકે.

તો કાંગ્રેસે એકાએક રસ લેવા શા માટે લેવા માંડયો? આઝાદ હિન્દ ફોજ વિષે જે વિગતો પ્રકાશમાં આવી એજ એક આ સમભાવ અને સક્રિય રસનું કારણ હશે? કે દેશને માટે ખોટા ખરા કારણસર ઝઝુમવાનો પક્ષ આપણે લેવો જ જોઈએ એ કારણસર?
આ સક્રિયરસના પરિણામો તો સુસ્પષ્ટ છે. લશ્કરના સ્વાધીનતાના સંગ્રામમાંના હિસ્સાનું સ્વરૂપ વધારે ને વધારે સમજાવા માંડયું છે.

લશ્કરની મદદ વગર કોઇ પણ દેશની ક્રાન્તિ હવે સફળ થઇ શકવાની નથી એ નિર્વિવાદ છે. ૧૯૧૭માં રશિયન રાજ્યની ક્રાન્તિની સફળતા સીધી લશ્કરી સહાય વગર શકય ન બની હોત. એક રશિયન ઇતિહાસકાર કહે છે તે પ્રમાણે રાજ્ય ક્રાન્તિની મશાલ ભલે મજુરોએ પ્રગટાવી હોય, પણ એનો પ્રકાશ લશ્કરની મદદ વડેજ પથરાયો, લશ્કરે જો પક્ષ બદલવાની ના પાડી હોત, પેટ્રોગ્રેડમાં હડતાળીઆઓના બંડખોર ટોળાને કચડવા માટે બોલાવાયેલા લશ્કરે ગોળી છોડી હોત, અને મજુરોની આર્જવભરી આજીજીઓ ઇન્કારી હોત તો રશિયન રાજ્યક્રાન્તિ મુળમાજ ડમાઈ ગઈ હોત 'જેની પાસે લશ્કરનો કાબુ છે, એજ ગણતંત્ર પર કાબુ ભોગવી શકે' એ વિધાનમાં ઘણું સત્ય છે. સ્પેનમાં પ્રજાસત્તાક પક્ષનો પરાજય થયો કારણ કે લશ્કરમાં પ્રત્યાઘાતી તત્વોને એણે જ દૂર કર્યાં અને અણીના સમયે લશ્કર ફ્રાન્કોને પડખે જઈ બેઠું. ૧૯૧૭ પછી કોઇપણ દેશમાં ક્રાન્તિ સફળ ન થઇ એનું મુખ્ય કારણ પણ લશ્કર અને તંત્રના ચાલાકો વચ્ચેનો ઘનિષ્ઠ સમ્બન્ધ હતો એમ આપણે કહી શકીએ.

લશ્કર દેશના રાજકારણમાં ઘણો મહત્વનો ભાગ ભજવે છે, એ વસ્તુસ્થિતિથી શાસકો તો પૂરા પરિચિત છે. એ માટે લશ્કરને

ડાપ માનવ વસવાટથી દૂર રાખવામાં આવે છે. લોક સાથે એને જવા દેવામાં આવતું નથી. અમુક જ ઢબે એને શિક્ષણ આપવામાં વે છે. અમુક જ જાતનો–સત્તાવાળાઓને માફક આવે એવો જ ચાર એનામાં કરવામાંઆવે છે. તાજ તરફની વફાદારીના સોગંદ ની પાસેથી લેવડાવવામાં આવે છે. નાના આરોપો માટેની શિક્ષા ઘું કડક રાખવામાં આવે છે, જેથી શિસ્તનો આડંબર સચવાય. દુસ્તાનમાં ૧૮૫૭માં અને ૧૯૧૮માં લશ્કરની ટુકડીઓએ જે રીતે ાગ લીધો એ પછી નીમાયલી સમિતિઓએ—એટફિલ્ડ સમિતિએ ખાસ કરીને—આ મુદ્દો નોંધ્યો છે. અને એ લક્ષમાં રાખીને શ્કરની રચનામાં અનેક સુધારાઓ કર્યા છે. હિન્દી લશ્કરના કોમી ભાગો આ દૃષ્ટિ અનુસાર થયેલા છે.

લશ્કરી મદદનો અભાવ આપણી બધી જ લડતોને નડયો છે. ૧૮૫૭માં લશ્કરે બળવો કર્યો, પરંતુ પ્રજાનો જાગૃત સાથ એને ન ળી શક્યો. ૧૯૪૨માં પ્રજાએ દેશ વ્યાપી ઈન્કિલાબ જગાવ્યો, પણ લશ્કર સામે પક્ષે રહ્યું. કોઈ પણ નિઃશસ્ત્ર પ્રજાની ક્રાન્તિ ને આની સહાય અનિવાર્ય છે. લેનીને ૧૯૧૭ના દિવસોમાંજ પક્ષના ભ્યો માટે પરિપત્ર કાઢી લશ્કરનો સમાગમ સાધવાની, એમનામાં ઇ સોવિયેટો રચવાની સલાહ આપી હતી. લેનીને એક મિત્રને ામાં લખ્યું હતું; "અત્યાર સુધીના રાજકીય પ્રશ્નોનો ઉકેલ કરના વલણ પર મુખ્યત્વે આધાર રાખે છે. એવું મારું દૃષ્ટિબિન્દુ ટલા બનાવો પરથી સાચું ઠરે છે.

મને એ ભય લાગે છે, બોલ્શેવિકો આ ભૂલી જાયછે અને રોપનું પ્રચંડ મોજું આવી કેરેન્સકીને ઉથલાવી નાખશે તેવી આશામાં ય લગાડી રહ્યા છે, આપણે વિશ્વાસપાત્ર સિપાહીઓની, એક ગની સમિતિ સ્થાપી તેમની સાથે દરેક વસ્તુની ચર્ચા કરી આખી જા પર આપણો અંકુશ સ્થાપવો જોઈએ.

૧૯૧૮ પછી હિંદની ક્રાન્તિની નવી આગેવાનીએ આ શક્ય તાઓનો ઝાઝો વિચાર કર્યો હોય એમ લાગતું નથી. લશ્કરી સહાય લેવા કે એનો સંપર્ક સાધવાનો કશો વ્યવસ્થિત પ્રયાસ અહિંયા થયો નથી

આપણે ત્યા એક સામાન્ય માન્યતા રૂઢ થઇ ગઇ છે કે લશ્કર આપણને મદદ કરશે જ નહિ અને એની મદદની કદાચ આપણને બહુ જરૂર રહેશે પણ નહિ ગઢવાલી ટૂકડીના બંડ વખતે ગાંધીજીએ એને ટેકો નહોતો આપ્યો એટલુ જ નહિ, એને લશ્કરના શિસ્તનો ભંગ કરનારુ પગલુ ગણાવ્યુ હતુ. ૧૯૩૭મા જ્યારે કોંગ્રેસે પ્રાંતિક સરકારો રચી ત્યારે પણ પોલીસ દળમા—નરકનો કારભાર મધ્યસ્થ સરકારના હાથમાં હોય છે કશો આવશ્યક ફેરફાર રાષ્ટ્રિય દૃષ્ટિએ કરવામા આવે નહોતો ઉલટુ કેટલાક જવાબદાર મહાસભાવાદી પ્રધાનોએ આવા સૂચનોને પણ ધૂત્કારી કાઢયા હતા.

આ બેદરકારીનો હવે આપોઆપ અંત આવવાનો સંભવ પેદા થયો છે હિન્દી રાષ્ટ્રિય સૈન્યના હજારો સભ્યો સાથે જાણેઅજાણે કોંગ્રેસનો સંપર્ક સધાયો છે આ માણસો વર્ષોથી હિન્દના સૈન્યમા જોડાતા આવ્યા છે આજે એમના ઘણાય સબંધીઓ લશ્કરમાં છે પંજાબ માટે એમ કહેવાય છે કે લગભગ દરેક કુટુમ્બમાથી એક માણસ જો બ્રિટિશ લશ્કરી દળમા હશે તો એનો નજીકનો જ સગો આઝાદ ફોજમા હશે આઝાદ ફોજનો સૈનિક ખબરદાર અને જાગૃત બન્યો છે, એ અસંતોષની, વિદ્રોહની આગ લઇને આજે ઘર તરફ વળ્યો છે એનું યોગ્ય સંગઠન ભાવિ લડતનો માર્ગ સરળ કરે જ છે કોંગ્રેસે આઝાદ હિંદ ફોજની જવાબદારી લેવામા આગેવાની લીધી છે. હવે એમાંથી પાછુ ડગલુ ભરવાનું કામ તો ક્રાન્તિનો દ્રોહ કરનારુ બને હવે તો એ મળેલી તકનો લાભ ઉઠાવવો

# રાજકીય નોંધ




શાંતિનુ ઇંડુ સેવતા કુકડા

આ છપાઇને પ્રગટ થશે ત્યા લગીમા ચૂટણી જગનો એક ભાગ પૂરો થયો હશે વડી ધારાસભાની ચૂટણીઓ પૂરી થઇ હશે કદાચ બલાબલની તુલના દેશ અને બ્રિટિશ સત્તા કરી શકે એવી સ્થિતિ પણ પેદા થઇ હશે કદાચ એથીએ આગળ જઇને ક્યાક કોક ઠેકાણે તો જોડાણો અને ભગાણોની યોજના પણ ચાલી રહી હશે

વડી ધારાસભાની ચૂટણીનું ઝાઝુ રાજકીય મહત્ત્વ નથી એ વાત તો હવે સહુ કોઇ સ્વીકારતા થયા છે એનુ જો ઝાઝુ મહત્ત્વ હોય તો તે જનાબ ઝીણાહના દાવાને દેશભરમાથી કેવી અને કેટલી દાદ મળે છે તેનો પ્રત્યક્ષ પુરાવો પૂરો પાડવાનુ જ છે આથી વધુ ઝાઝુ મહત્ત્વ હોય તો તે વધુ અગત્ય ધરાવતી પ્રાંતીય ચૂટણીઓને માટે ક્ષેત્ર તૈયાર કરવાનું છે પ્રાંતીય ચૂટણીઓની અગત્ય વિષે ઝાઝુ કહેવા લખવાની જરૂર નથી

પણ ખરી અગત્ય તો આજે ચૂટણી બાદ શુ ? એનો વિચાર

સહુથી પ્રથમ તો આપણે આ ચૂંટણીમાં શા સારૂ દાખલ થઈએ, છીએ એની સ્પષ્ટતાની જરૂર છે. ચૂંટણીઓ તો આવે છે અને જાય છે. સ્થિર થતા જતા રાજકારણમાં એની અગત્ય એક પ્રકારની હોય છે.

પૅલેસ્ટાઇન પ્રદર્શન











પરિક્ષકઃ

આનુંય ખરૂં અને આનુંય ખરૂં

ગુલામીની જડમાંથી મુક્ત થવા મથતા રાષ્ટ્રને માટે ચૂંટણીનું મહત્ત્વ જુદા જ પ્રકારનું હોય છે. ચૂંટણી અને એમાં મળતા વિજય પરાજયને કારણે ઊભી થતી પરિસ્થિતિનો ઉપયોગ હોય એ કરતાં વધુ સત્તા મેળવવા માટે કરવાનો હોય છે. આને મતની ક્રાંતિકારક શક્તિના નામે ઓળખવો હોય તોય ઓળખી શકાય. અહીં નોંધવાની વસ્તુ એ છે કે ચૂંટણીની ઉપયોગિતા મર્યાદિત છે. છે કે હોય તે કરતાં કાંક વધુ મેળવવું કે મેળવવા માટે તક ઉભી કરવી એટલો જ એનો હેતુ હોય છે.

ચૂંટણીઓની વાત થાય છે ત્યારે ૧૯૩૭ની ચૂંટણીઓ અને ત્યારબાદના પ્રધાન મંડળના અખતરાને આગળ કરવામાં આવે છે. પણ સગવડભરી રીતે એક વસ્તુને વીસારે પાડવામાં આવે છે. ત્યારે જે લક્ષ્ય હતું અને આજે જે નિશાન નજર આગળ છે એ .

એક જ છે ? બન્નેમાં ગુણ, વેગ, સમય વગેરેનાં કશાં અંતર નથી ? ૧૯૩૭માં ભીતરથી કારવાનો આદર્શ જરૂર હતો પણ એનું સ્થાન આચરણમાં તો અલ્પ સંતોષ, વહિવટને પ્રજાકીય પ્રતિષ્ઠા અપાવવાનાં કાર્ય, અને નાનાં, વામણાં. અલ્પાતિઅલ્પ સુધારાઓની નવાજેશે લીધું હતું. આજે, કે આવાજ હેતુસર સત્તા–આજ–એટલે કે બ્રિટિશ સત્તાએ તમારા હાથમાં રહેવા દીધેલી સત્તા-હાથમાં લો અને આજ પ્રણાલિએ કામ કરો તો તો એનું શું પરિણામ આવે ? અરે કદાચ પરિણામના પ્રશ્નને પણ બાજુએ મૂકીએ તો ૧૯૪૨ ના 'ચલે જાઓ'ના ઠરાવ બાદ આ મનોદશા દેશની જે પરિસ્થિતિ છે તેની સાથે, એના મનોવ્યાપાર સાથે, એની ઉત્તેજિત કલ્પના સાથે, એના અફર નિર્ણય સાથે, કેટલી સુસંગત છે ?

'૩૭ના પ્રયોગ પાછળ કામ કરતી મનોદશાને સત્તાની શાંતિ–ભરી સુપરદં શકય લાગતી હતી. પોતાની શક્તિના અને સામાની અશક્તિના–બન્નેના અતિશયોક્તિભર્યા ખ્યાલે, શાંતિભર્યા બદલાની કલ્પનાને ભભકભર્યા રંગે ચીતરી હતી.




સગવડયા લગ્ન

આજે આ કલ્પના અને વિચારણામા રહેલાં અસખ્ય
એનો ખ્યાલ જનતાને આવી ગયો છે પ્રજાની સ્થિતિ સુધારવાને
લગતી કામગીરીની મર્યાદાઓ બહાર આવી ગઇ છે અથવા તે
પ્રજાના જુસ્સાને વધારવાના માર્ગ તરીકે 'ઠગની જાતની સત્તાને
સ્વીકારની મર્યાદા જણાઇ ગઇ છે એના માઠાં પરિણામ તો પ્રજાની
અપેક્ષાને સતોષવાની અશક્તિથી અને સત્તા સારૂ મથતા અન્ય
વર્ગોને પોતાનો સ્વાર્થી વિકાસ સાધવાની મળતી તકથી, જેવા મળે છે

પણ આમ ન હોય તોય ૧૯૪૬ ની ચુટણી બાદ ૧૯૩૭
પુનરાવર્તન અન્ય રીતે પણ પરોક્ષ, પગલુ છે. આમા માત્ર પ્રતિષ્ઠાનો
ખ્યાલ નથી કે નથી ઠગવની અકરતાનો ખ્યાલ આમા સાચો ખ્યાલ
તો દેશની પરિસ્થિતિનો લેવા જેવો છે 'ચલે જાઓ'ની સફળતાનું સાચુ
કારણ શુ ? એ સવાલનો એક જ જવાબ હોઈ શકે કે દેશની પરિસ્થિતિ
અણિશુદ્ધ રીતે વ્યક્ત કરવાની એની શક્તિ એ જ એની સફળતાનું
કારણ હતુ.

આજે એમા બીજા કારણો ઉમેરાય છે અને 'ચલે જાઓ'ની
હાકલને વધુ પુષ્ટ કરે છે, એ કારણોમાનું મુખ્ય કારણ તો બ્રિટિશ
સત્તાએ ક્રમિક વિકાસનો જે નકશો દોર્યો છે તે છે એ નકશો કોઇને
સ્વીકાર્ય નથી સાચી વાત એ છે કે એવો નકશો દોરવાનો પરદેશી
સત્તાનો હકક સ્વીકારવા પણ હવે દેશ તૈયાર નથી દેશ તો હવે 'ચલે
જાઓ'ની હાકલથી ન ગએલી પરદેશી સત્તાને પોતાના બળે
કાઢવા ઉત્સુક છે એટલે જ જેમા ક્રમિક વિકાસની ગધ સરખી પણ
હોય, એટલે કે એટના સમય માટે પરદેશી સત્તાના આ દેશમા
રહેવાના પગલાને સલામતી આપે ન્યાયી ઠરાવે, એવા કોઇપણ પગલાને
સાથ આપવાનો દેશ ઇન્કાર કરે છે જાણે અજાણે એવા કોઇ
પગલાંમા ભાગીદાર થવુ એ કોઇપણ સસ્થાને કે વ્યક્તિ માટે પ્રજાને

દ્રોહ કરવા જેવું કાર્ય છે. નાના નાના સુધારાનાં થીંગડાં દેશની સાચી માગણીને ઢાંકવાનું કામ કરે છે. દેશનું લક્ષ્ય બ્રિટિશ સત્તાને અનુકૂળ આવે એવી અંધાર ગલીમાં વાળે છે. એક સમય હતો જ્યારે એવા સુધારાની વાત માત્ર પરદેશી સત્તાને પડકાર રૂપ હતી. આજે તો એથી ઘણો મોટો પડકાર પરદેશી સત્તાને હિંદની પ્રજા આપી ચૂકી છે. હવે તો માગણીઓ કરવાનો સમય નથી કે નથી એનો કશો અર્થ હવે માગણી પૂરી કરવાને માટેનો પુરુષાર્થ કરવાનો છે. માગણીને સિદ્ધ કરવા યત્ન કરવાનો છે.



'હિંદમાં બીજો બળવો ફાટી નીકળશે તો ઘોર આપત્તિ આવશે'
લૉર્ડ સ્ટ્રેબોલ્ગી

કદાચ આ યત્નના એક ભાગ તરીકે ચૂંટણી બાદ મળી શકે એ સ્થાનનો ઉપયોગ થઈ શકે. પણ એ માટેની સ્પષ્ટતા આજ ઘડીએ થવાની જરૂર છે. સત્તા નિરપેક્ષ રીતે બૂરી હોય છે એમ તો કોઈક ત્યાગી વીતરાગી કે દુણાએલો માણસ જ કહી શકે. અને સત્તા નિંદાય છે સત્તાના દુષિત ઉપયોગથી. પણ જો સત્તાનો ક્રાંતિકારી ઉપયોગ થઈ શકે તો એમાં કશુંય હાનિકારક કે નિંદ્ય નથીજ. આ માટે

સહુથી પહેલ પ્રથમ તો માનસિક વલણ બદલવાની જરૂર છે. ટૂ
મુદતિયા સુધારા કે અલ્પજીવી સંતોષને બદલે સત્તા પ્રાપ્તિના અગ્રિમ
પ્રતિનિધિ બનવાની ઇચ્છા અને શક્તિ ધરાવનારાઓનેજ આ કામ



'પોટર' ગવર્નર—
બિસ્ત્રા ઉપાડવા ?

સોંપી શકાય. અને તેય એમનો માર્ગ આંકી આપીનેજ. પ્રજાના મતથી સત્તાના સ્થાનપર આવેલાઓએ સાચા સત્તાધારી બનવું જોઈએ. સત્તાનું સ્થાન પ્રજા છે અને પ્રજાએ એમને એ સ્થાને બેસાડ્યા છે. કોઈ પરદેશીની ઇચ્છા કે અનીચ્છા એમને એમનાં કાર્યમાં રોકનારી વસ્તુ બનવા માગે તો એ પ્રજાની પસંદગીના સત્તાધીશોએ એવી પરદેશી સત્તાને એનું સાચું સ્થાન બતાવી દેવું જોઈએ.

આવે સમયે કહેવાતી મડાગાંઠ આવે છે. એના પ્રત્યેની અત્યાર લગીની નિષ્ક્રિય વલણનો પણ ત્યાગ થવો ઘટે છે. મડાગાંઠ ઊભી કરે જ ક્રાન્તિ નથી આવતી. એ મડાગાંઠનો ક્રાન્તિકારી ઉપયોગ એજ અગત્યની વસ્તુ છે. અત્યાર લગી તો મડાગાંઠ અકર્મણ્ય—એટલે પ્રજાના

પક્ષે અકર્મણ્ય–રહી છે. આ સ્થિતિ કદાચ '૩૯માં નભે એવી હશે. '૪૬માં આશ્વાસન આપવામાં આવે છે કે ચુંટણીતો - એક વિસ્તૃત સ્વાતંત્ર્ય જંગનો એક ભાગ છે. જો વસ્તુતઃ આ સાચું હોય તો હવે પછી શું ? એની સ્પષ્ટતા થવી જરૂરી છે. ચુંટણીઓ આવે છે અને એટલી બધી વાતો બોલાય છે કે બોલનારને પણ એ યાદ રાખવાની જરૂર નથી લાગતી અને સાંભળનારની તો સ્થિતિ એથી બદત્તર હોય છે. જો ચુંટણી એ વિસ્તૃત અને અસ્ખલિત રીતે વહે જતા સ્વાતંત્ર્ય જંગનો એક ભાગ છે એ માત્ર વાણી વિલાસ ન હોય તો આજની ઘડીએ થોડીક બીજી સ્પષ્ટતા પણ થવાની જરૂર છે.

મોવડી મંડળના માનસિક વલણનો કયાસ કાઢવો આજે અઘરો બન્યો છે કારણકે એવો મોકો જ કોઈ નથી આપતું. સહુ આવતી એક પળ માટે જ વિચાર કરતું લાગે છે અને જ્યાં એ પળ પછીની પળની વાત આવે છે ત્યાં જૂનાં વિચાર વહેણો પાછાં દેખા દે છે. કહેવામાં તો આવે છે કે ૧૯૪૫ એ ૧૯૪૨ નથી પણ એની તર્ક સિદ્ધ ફલસિદ્ધિ, ૧૯૪૬ એ ૧૯૩૭ નથી, એ વિષે ન સમજાય એવું મૌન પાળવામાં આવે છે. 'ચલે જાઓ' ની હાકલ બાદ ૪૨ થી ૪૫ લગી દેશે એ સૂત્રને કામયાબ બનાવવા જે સહયું છે તેને ભાવક ભરી અંજલિઓ અપાયા બાદ, શું ફરી પાછું એનું એજ '૩૭ થી ૩૯' નું નાટક ફરીથી ભજવાશે ? અહીં માત્ર એક વસ્તુ પર ઓછો કે વત્તો ભાર મૂકવાનો સવાલ નથી. મુલગત વિચારણાનો પ્રશ્ન છે. વસ્તુની કીમત ફરીથી આંકવાનો સવાલ નથી. જીવન પ્રવાહે પલટી નાખેલાં મુલ્યોને ધ્યાનમાં લેવાનો અને આચરી બતાવવાનો સવાલ છે.

આ પગલાં પર ભાવિનો આધાર છે. પરદેશી સત્તાએ બંધારણ ઘડનાર સમિતિની વાત વહેતી મુકી છે. આઝાદ થવા ઇચ્છતી પ્રજાનું, શહિદોના ખુનથી આઝાદીની પ્રતિજ્ઞા લઈ બેઠેલી પ્રજાનું, આથી વિશેષ બીજું કશું અપમાન ન હોઇ શકે. હિંદની પ્રજા એવા કોઈના પણ

અધિકારને સ્વીકારતી નથી. એને માટે તો આમ પ્રતિનિધિ સભા એ જ એક માત્ર ઇપ્સિત વસ્તુ છે. પરદેશી સત્તાને, વસ્તુનાં હાર્દ વિહોણાં ખોખાંથી છેતરવાની તક આપવા દેશ તૈયાર નથી. એના એવા યત્નને પ્રત્યક્ષ કે પરોક્ષ ગમે તે રીતનો સાથ એ ક્રાન્તિનો દ્રોહ જ ગણાશે.

એટલે જ હવે શું ? ની સ્પષ્ટતા અતિ આવશ્યક બની છે.

જ. દ.



સવાલ : નાટકો અને રંજન કાર્યક્રમોમાં માઇક્રોફોન કેમ રાખવામાં આવે છે ?

જવાબ : પ્રેક્ષકો મોટેથી વાત કરી શકે એ માટે.

# આંતરરાષ્ટ્રીય નોંધ




'ડચ સરકાર પ્રત્યે આપણી નૈતિક
જવાબદારી છે'–બ્રિટિશ એકરાર

ચીનમા ખૂનખાર આતર વિગ્રહ ચાલે છે સોવિયેતના [જયથી છકેલો સામ્યવાદી પક્ષ મચુરિયા આઉટર મોગોલિયા વગેરે વિસ્તાર પર કબ્જો કરવાના ઇરાદે કોમિન્ટાગના લશ્કર સાથે બાખડે છે. રશિયા પાછા ફરતા સોવિયેતી સૈન્યોએ આ મુલકોના કબ્જો સીધો સામ્યવાદી પક્ષના હાથમા આવીને પડે એવો તાગડો રચ્યો છે ચાગ પોતાનુ લશ્કર મોકની શકે એ પહેના વિમાન ઘ૨ાનો કબ્જો પણ સામ્યવાદી સૈન્યો પાસે આવી ગયો છે ૧૯૧૧થી શરૂ થયેની ચીની ક્રાન્તિના ભાતિગલ ઇતિહાસમા એક નવુ કરુણ પ્રકરણ લખાઈ રહ્યુ છે કરારોની કીમત કાગળના ફોતરા જેટલીય નથી રહી ચીનને માટે જાણે પૂર્વના પોલાન્ડ બનવાનુ ભાવિ નિર્માણ થયુ હોય એમ લાગે છે

આવોજ ઇતિહાસ ઇંગ્લાનમા રચાતો જાય છે, વાયદા મુજબ બ્રિટિશ લશ્કર પાછુ ખેચાય છે એમ કહેવામા આવે છે.




અણુશકિતનાં ઢાંકણ

નોમાં એક નાનકડો બનાવ બની જાય છે. નવું પ્રધાન મંડળ આવે છે કરોકટીને સમયે પ્રધાન મંડળની ફેરબદલીનો અર્થ ઘણો ગંભીર થાય છે. એ ઉપર અભિપ્રાય આપવા જેટલી પ્રમાણિત માહિતી આજે આપણી પાસે નથી. પણ જ્યારે ડચ શાહીવાદીઓએ શારિઅરના નવા પ્રધાન મંડળનાં વખાણ કર્યાં ત્યારે મનમાં એક દહેશત તો જરૂર લાગી કે આ ફેરબદલી પણ કશી શાહીવાદી કરામતનું પરિણામ તો નથી ને ?

પેલેસ્ટાઇનની પરિસ્થિતિ જેમની તેમ છે. બ્રિટિશ સત્તાનું નિવેદન અત્યાર ઘડી પૂરતું જમને દરવાજેથી પાછું વાળવા માટે બુંજ હોય એવી સ્થિતિ છે. યહુદીઓને નારાજ કરવાની બ્રિટનમાં તાકાદ નથી. આરબોને ન્યાય કરવાની જરૂર જણાતી નથી. અને પોતે જે સ્થાન જમાવ્યું છે અને જે, કહેવાતાં શાહી હિતોની રક્ષા ખાતર અખંડ રહેવું જોઈએ એમ મનાય છે, તેમાંથી તસુભર ભાર ઓછો કરવાને માટેની તૈયારી નથી. આંતરરાષ્ટ્રીય વાલીપણુંનો અર્થ તો બદનામીનો ભાર અન્યને માથે નાખવાની તરકીબ છે.

હાસ્ય પ્રેરે એવી વાત એ છે કે માનવી આચરણમાં જરાકે ફેર બદલો કર્યાં વિના મીઠા શબ્દોની વાડ ભરી આવતાં અનિષ્ટોને ખાળવા યત્ન કરી રહયો છે.

જ. દ.



ચીનનો આંતરવિગ્રહ



પ્રવૃત્તિનો પરમ સાર : દુનિયાના સહુ માનવીઓમા પોતે મહાનંમા મહાન દુ:ખી છે તે દેખાડવાની ક્રિયા.

જેણે દેશની રક્ષા માટે પોતાના રૂપનું
યૌવનનું બલિદાન આપ્યું અને
પતિપ્રેમનો ત્યાગ કર્યો એ ભૂતકાલીન યુગની મહાન નારીની
ગરવી કથા

ગીત, સંગીત અને
નૃત્ય વડે મોહામણું
બનેલું મુરલી મુવીટોનનું
લક્ષ્મી પ્રોડક્શન ચિત્ર

સબિતા દેવી

# આમ્રપાલી

જે ચિત્રને
સાહિત્યકારોએ
અને કલારસિકોએ
કલાકૃતિ તરીકે
વધાવ્યું છે

· ભૂમિકા ·

પ્રેમઅદીબ
સબિતાદેવી
જીવન, અરુણ
બદરીપ્રસાદ

નિર્માતા
ચિમનલાલ ત્રિવેદી

કથા :
રામચંદ્ર ઠાકુર

રોક્સીમાં

રેડિયમ રીલીઝ
તમારા શહેરમાં આવે ત્યારે અવશ્ય જોજો. પુરજોશમાં ચાલુ છે.




# કોંગ્રેસ મણિ મહોત્સવ અંક

## ૧૯૪૫



વર્ષ ૭ મુ    જાન્યુઆરિ ૧૯૪૬    અંક ૫ મો




ચાર રૂપીઆ    સાડા છ રૂપીઆ

# હિંદી રાષ્ટ્રીય મહાસભાના ઉગમ અગાઉ

•

શ્રી માનવેન્દ્ર

" જેટજેટલા સરકારી સભ્યોને હું મળ્યો છુ એ બધાએ સરકારી પગલાઓ વિષેના તમારા ખ્યાલો દર્શાવવાના સાધનોના અભાવ વિષે ચિંતા પ્રદર્શિત કરી છે.... . તમે કોઇ પણ પ્રકારની સલાહ આપતા નથી, અને વિરોધ કરતા નથી તમે કશા સુધારા સૂચવતા નથી "

૧૮૪૨ની એક બપોરે ઇંગ્લેંડથી તશરીફ લઇને આવેલા એક જ્યોર્જ થોમસને કલકત્તાના બુદ્ધિમાનો આગળ ઉપરોક્ત વાણીમા સંબોધન કર્યું એના અવાજમા જ સમજાવટની એક શક્તિ હતી ' આ દેશમા અમારી નીતિ માત્ર સ્વાર્થી જ નથી, આંધળી પણ છે" એણે નિખાલસ રીતે હકીકતનો એકરાર પણ કર્યો "આવો ત્યારે સગઠિત થાવ. એક અવાજે બોલો " એણે ગર્જના કરી

હિંદુસ્તાનમા બ્રિટિશ રાજ્ય એ વખતે જામવા માંડ્યુ હતુ કાર્લ માર્કસેં આ જનમકાળની કથા આલેખી છે " વેપારનું સમસ્ત સ્વરૂપ પલટાતુ હતુ ૧૮૧૩ સુધીમા હિંદુસ્તાન મુખ્યત્વે નિકાસ કરનાર જ દેશ હતો. હવે એ માલની આયાત કરનાર દેશ બની ગયો એની રફતાર એટલી ઝડપી હતી કે ૧૮૨૩મા વિનિમયનો જે દર ૨ શીલીંગ ૬ પેન્સનો હતો તે ૨ શીલીંગનો થઇ ગયો અનાદિ કાળથી

કાપડના કારખાના સમું હિંદ હવે અંગ્રેજી તાણા-વાણા અને કપડાથી છલકાવા માંડયું. ઈંગ્લેંડમાં એનો માલ હવે જતો અટકયો, અગર તો ભારે અગવડો સાથે દાખલ થતો, ત્યારે બીજી બાજુ દેશના પ્રખ્યાત કાપડને અત્યંત નુકશાન કરે, એ રીતે બ્રિટિશ માલ માત્ર નામની જકાત સાથે હિંદના બજારમાં વહેવા લાગ્યો. ૧૭૮૦માં બ્રિટિશ નિકાસનો હિંદી વેપાર માત્ર ૧/૩૨ જેટલો હતો. ૧૮૫૦ માં હિંદમાં બ્રિટિશ માલની નિકાસ ૮,૦૨૪,૦૦૦ પાઉન્ડ પર પહોચી. એમાં કાપડ જ એકલું ૫,૨૨૦૦૦૦ પાઉન્ડ ઉપર પહોંચ્યું. આમ કુલ નિકાશનો ૧/૮ ભાગ અને કાપડનો ૧/૪ ભાગ હિંદ સાથેના વેપારમાં આવવા લાગ્યો. એકલા કાપડના જ ઉત્પાદનમાં બ્રિટનની ૧/૮ પ્રજા રોકાઇ હતી. અને દેશની આવકનો ૧/૧૨ હિસ્સો પણ એમાંથી જ મળતો હતો."

હિંદનો વિજય હાંસલ કરીને જ પરદેશીઓ અટકયા નહોતા. હિંદનો કાપડવેપાર તોડીને આ વણકરોને કપાસ અને કાચો માલ ઉત્પન્ન કરવા ખેતરો તરફ ધકેલવા માંડયા. અનાજ દ્વારા બીજો માલ મેળવવાની પુરાણી પદ્ધતિ અંતર્ધ્યાન થવા માંડી. અને પૈસાનું દર્શન નાના ગામડાંમાં થવા લાગ્યું. હિંદુસ્તાન આમ સ્વતંત્ર ઉત્પાદક દેશના સ્થાને બીજા દેશના યંત્ર ઉદ્યોગ માટેનો ખેતીમાં જ ધ્યાન રાખતો દેશ બની ગયો. એ સાથે હિંદમાં ઉત્પાદનના સાધનો ન આવે એની કાળજી લેવાવા માંડી.

હિંદની પુરાણી રજવાડાશાહી પદ્ધતિ નવા આક્રમણ આગળ તૂટતી જતી હતી. ઈતિહાસના બળો જ હિંદુસ્તાનને આગળ ધકેલતા હતા. ઇંગ્લેંડ એના સાધનરૂપ બન્યું એટલું જ. માર્કસ કહે છે, "હિંદુસ્તાનમાં સામાજિક ક્રાંતિ કરાવવામાં બ્રિટનના હેતુઓ સાવ નીચ હતા. એને ઠોકી બેસાડવાની પદ્ધતિમાં ય એ મૂરખ જેવી હતી. પણ એ સવાલ નથી. એશિયાની સમાજ સ્થિતિમાં મૂળભૂત ક્રાંતિ વગર માનવ

જાત પોતાનું ભાવિ ઘડી શકે ખરી ? ઇગ્લેંડના ગમે તેટલા ગૂન્હાઓ હોય તોય તે આવી સમાજક્રાંતિ જન્માવવામા ઇતિહાસનું અજ્ઞાત સાધન બની ગયું. ''

આ સમાજક્રાંતિની અસર હિંદુસ્તાન પર પડયા વગર રહી નહિ. રેલ્વે, તાર અને ટપાલના કારણે દેશની કદી ન આવી હોય એવી ભૌગોલિક એકતા આવી. એક ખૂણે બનતો બનાવ બીજે ખૂણે પહોચવા લાગ્યો. પશ્ચિમના વિચારોની અસર દેશે ઝીલવા માડી અને એમાં દેશનો શિક્ષિત વર્ગ તણાવા લાગ્યો. શિક્ષિત વર્ગની નજર યૂરોપના રાજ્યતંત્ર પર, એની પદ્ધતિ પર વળી, અને એ જ પ્રકારની સમાજરચનાની ઝંખના થવા લાગી બીજી બાજુ બ્રિટિશ સામ્રાજ્યવાદના ઝેરી શોષણે દેશની સ્થિતિ વધારે કગાલ થવા લાગી કંપની સરકારના અમલદારો લાચીઆ હતા. દેશમા ઘૂમતુ લશ્કર અકલ્પનીય અત્યાચારો ગુજારતું હતું. દેશના વેપારવાણિજ્ય નાબૂદ થવા માડયાં હતા. આ શોષણે જ પ્રજામા અસતોષ અને રોષ જન્માવ્યા બગાળના સથાયોએ બળવો કર્યો હતો ઉત્તર હિંદુસ્તાનના ખેડૂતોએ પણ છૂટાછવાયા બડો કર્યાં હતાં

આ બન્ને કારણો થોડે ઘણે અશે નવી રાજકીય જાગૃતિમા નિમિત્તરૂપ બન્યાં અને ૧૮૪૨મા જ્યારે જ્યોર્જ થોમ્પસને એકત્ર થવાની હાકલ કરી ત્યારે એ થોડે ઘણે અંશે ઝીનાય પણ ખરી. પરિણામે દેશની પ્રથમ રાજકીય સંસ્થા 'બ્રિટિશ ઇન્ડીઆ સોસાયટી' અસ્તિત્વમાં આવી. આ સંસ્થા કદીય શક્તિશાળી ન બની. એના જન્મ સાથે જ એને ક્ષય લાગુ પડયો હતો. ૧૮૫૧મા 'બ્રિટિશ ઇન્ડીઆ એસોસીએશન'નો જન્મ થયો. એમા મોટે ભાગે જમીનદારો જ હતા. એ જ કારણસર એ વધારે શક્તિશાળી બની શકી. મધ્યમ વર્ગ હજી ઘણો નાનો અને રાજકીય આદોલનને દોરવા અસમર્થ હતો. આ સંસ્થા હંમેશા પોતાનું જ વર્ગહિત જાળવવા

તત્પર રહેતી. એનો ઉદ્દેશ હિંદ અને બ્રિટનના સમાન હિતો જાળવવાનો અને દેશના પ્રજાજનોની સ્થિતિ સુધારવાનો હોવા છતાં એ જમીનદારોના રાજકીય હિતો જાળવવા જ પ્રયત્નશીલ રહેતી. એમને રાજકીય સુધારાઓ જોઇતા નહોતા. પ્રજાના અધિકારોની એ જ્યારે વાત કરતી ત્યારે એની દૃષ્ટિ સમક્ષ જમીનદારો–રાજાઓ જ રહેતા. ' બ્રિટિશ ઇન્ડીઅન એસોસીએશન 'ના પ્રથમ પ્રમુખે જ સતી–સુધારાઓ તથા રાજા રામમોહનરાયના પ્રગતિશીલ વિચારોનો વિરોધ કરનાર ' ધર્મ સભા 'ની સ્થાપના કરાવી હતી.

આમ છતાય આ મંડળ યૂરોપની પદ્ધતિએ વ્યવસ્થિત થયું હતું; અને અખિલ હિંદ ધોરણે પ્રચાર કરતું હતું. મદ્રાસ અને અયોધ્યામા એની શાખાઓ ઉઘાડવામા આવી. એની વારંવાર સભાઓ મળતી. સુધારાઓ માટેની દરખાસ્તો થતી. એણે લંડનમાં પોતાના એજન્ટો નીમ્યા. અને પાર્લામેન્ટ તરફ અરજીઓ પર અરજીઓ કરવા માંડી સરકારે આનો સ્વીકાર કર્યો નહોતો, પરન્તુ અંતે સરકારની ધારાસભામાં એ પ્રતિનિધિઓ મોકલવા શક્તિમાન થયું હતું. આમ છતાય ચોક્કસ આદર્શના અભાવે અને સંકુચિત હેતુના કારણે આ સંસ્થા આગળ કૂચકદમ ન કરી શકી

આ બધાય બળો દરમ્યાન મધ્યમ વર્ગની સંખ્યામાં વધારો થતો હતો. શહેરોમા મૂડીવાદી વર્ગ જન્મ પામતો હતો અને એ ઉદ્યોગ માટે અમુક પ્રકારના રાજકીય સુધારા મેળવવા આતુર બની રહ્યો હતો. અંગ્રેજી શિક્ષણનો વધતો જતો પ્રચાર આ બધા વર્ગોના આર્થિક અસંતોષને ' ઇન્ડીઅન એસોસીએશન ' તરફ વાળવા ૧૮૭૬ મા સમર્થ બન્યો. એમા મુખ્યત્વે વકીલો અને લેખકો હતા. આ મંડળ ખાલી અરજીઓ કરતા રાજકીય પ્રચારને વધારે મહત્ત્વ આપતું થઇ ગયુ. એનો ઉદ્દેશ હતો " શિક્ષિત મધ્યમ વર્ગના વિચારો રજૂ કરવા અને જાહેર જીવનમા સજાગ રસ લે એવો ઉત્સાહ

પ્રગટ કરવો " અંગ્રેજી અને દેશી ભાષામા અખબારો પ્રગટ થવા માડ્યાં હતા 'અમૃતબઝાર પત્રિકા,' 'બગાલી,' 'હિંદુ પેટ્રીઅટ,' 'હિંદુ,' 'મરાઠા,' અને 'કેસરી' વગેરે સરકારી નીતિ પર સીધેસીધો પ્રહાર કરતાં આ પ્રથાથી સારા દેશભરમા રાષ્ટ્રીયતાનું મોજુ આવ્યુ. મડળમા હિંદુ શિખ, મુસ્લિમો બધા જ જોડાવા લાગ્યા

મડળ આગળ ભાતભાતના કામો આવી લાગ્યા બગાળમાં લાખો જાનની ખુવારી કરતુ પ્રચડ વાવાઝોડુ આવી ગયુ અને દક્ષિણમા દુકાળના ખપ્પરમા હજારો જીવો હોમાઇ ગયા, ત્યારે ૧૮૭૭માં સરકારે દિલ્હીમાં દરબાર ભર્યો એ બનાવે પ્રજામા રોષ જગાવ્યો "બગાલી" એ આ પ્રસગને "વિરાટ ભૂલ" તરીકે વર્ણવ્યો એણે લખ્યુ, "આજે દેશ જ્યારે શોકમા ડૂબેલો છે ત્યારે જો દિલ્હીમા શાહી દરબાર ભરાશે તો એનો હેતુ નાશ પામશે અને આખોય સમારભ પ્રજામાનસ પર ખોટી અસર પાડશે" બીજા એક અખબારે 'રોમ સળગે છે ત્યારે નીરો ફીડલ બજાવે છે." એવી કડક ટીકા કરી આ દરબારે પ્રજાના આગેવાનોને એક બીજો પાઠ પણ શીખવાડયો દરબારમા 'હિન્દુ પેટ્રીઅટ'ના ખબરપત્રી તરીકે હાજરી આપતા સુરેન્દ્રનાથ બેનરજીને જણાવ્યુ કે, "દેશના બધા ઉમરાવો જો વાઇસરૉયની આસપાસ એકત્ર થઇ શકે છે તો પ્રજા પણ બધારણીય સાધનો દ્વારા આપખુદ તત્રનુ નિયમન કરવા એકાદ રાજકીય પક્ષના ઝડા નીચે શા માટે એકત્ર ન થઇ શકે?"

૧૮૭૮મા છાપાઓની સ્વતત્રતા ઝૂટવતો કાયદો સરકારે પસાર કર્યો આ કાયદો જે અખબારો અગ્રેજીમા પ્રગટ ન થતા હોય એને લાગુ પડતો હતો ૧૮૮૩મા સરકારે ઇલ્બર્ટ કાયદો પસાર કરી હિંદી ન્યાયાધીશોને અગ્રેજો પર અમુક કેસોમા કામ ચલાવવાની સત્તા આપી એ સામે યુરોપીયનોએ પ્રખર વિરોધ ઊઠાવ્યો તુરત જ 'યુરોપીઅન રક્ષણ મડળ'ની સ્થાપના કરવામા આવી રા

૧૫૦,૦૦૦ નું ફંડ વિજેતાઓના હક્ક જાળવવા અને કાળા ન્યાયાધિશોને હાથે કેસ પામતા ગોરા ગૂન્હેગારોના રક્ષણ અર્થે એકઠું કરવામાં આવ્યું. આ ચળવળીઆઓએ ગલીચ ભાષામાં સર ઇલ્બીયટને ગાળો દીધી. ધમકીઓ આપી. હિંદી ન્યાયાધિશો માટે તો એમ પણ કહેવામાં આવ્યું કે આ બધા લાગ મળે તો જનાનાને ગોરી મહિલાઓથી ભરી દેતાં ચૂકશે નહિ. સરકાર નમી ગઇ અને કાયદો પાછો ખેંચાયો. દેશનો રાજકીય સમજદાર વર્ગ પણ આથી ઊકળી ઊઠયો—અને હિંદી મંડળની આસપાસ સંગઠિત થવા લાગ્યો. કલકત્તામાં રાજકીય પરિષદ મળી. મદ્રાસમાં મહાજન સભાની સ્થાપના થઇ, અને ભારે ઉત્સાહ વચ્ચે પ્રાંતિક પરિષદ મેળવવામાં આવી.

૧૮૮૪ મા જ બીજો એક બનાવ બન્યો. હાઇકોર્ટનો તિરસ્કાર કરવાના આરોપસર સુરેન્દ્રનાથ બેનરજીને બે મહિનાની સજા ફરમાવવામા આવી. બહાર જમા થયેલી મેદનીએ આ સજા તરફ ભારે ગૂસ્સો બતાવ્યો. અને કોર્ટનાં બારીબારણાં તોડી નાંખ્યાં. પોલિસ પર પથ્થર ફેંકયા. કલકત્તાની સભામાં એટલા બધા માણસો એકત્ર થયા હતા કે કોઇ પણ સ્થળે એનો સમાવેશ થવાનું અશકય બની ગયું—અને મેદાનમાં સભા કરવી પડી.

દેશ ભરમાં અસંતોષ વધતો જતો હતો. સર વિલીઅમ વેડરબર્ને લખ્યું છે. "પ્રત્યાઘાતના કમનસિબ પગલા અને પોલિસ દમનની રશિયન રીતોએ સમસ્ત હિંદને ક્રાંતિકારી આંદોલનની સીમામાં લાવી મૂકી દીધું." વાત સાચી હતી. બંડ ફાટી નીકળે એવી દહેશત સરકારને હતી જ. સરકારી જાસુસોએ એકઠા કરેલા અહેવાલોના સાત ગ્રંથો સરકારને હસ્તક આપ્યા હતા. એ બધાનો ધ્વનિ એક જ હતો કે અસંતોષ ઊંડો જતો હતો. આ અસંતોષ "રાષ્ટ્રીય ક્રાંતિમાં કોઇક દિવસ પરિણમે એવા કાયદાભંગના કાર્યોમાં" ફાટી નીકળે એવો સંભવ હતો.

સીમલાની શિતળ ટેકરીઓ પર બેઠા બેઠા એક સ્કોચ હિંદના રાજકીય પ્રવાહોને સચિંત નજરે અવલોકતો હતો. હિંદી સરકારના એક મંત્રી એલનહ્યુમે આકાશ પર ઘેરાતાં "ભયંકર" વાદળાં જોયાં હતાં. એને મન પ્રશ્ન થયો હતો "હવે શું થશે?" એના મને જ એનો સ્પષ્ટ ઉત્તર આપ્યો. એ દિવસથી તેણે યોજનાઓ તૈયાર કરવા માંડી. યોજનાને અમલમા મૂકતાં અગાઉ એ નિવૃત્ત થવાની રાહ જોતો હતો. ૧૮૮૩ ના માર્ચની ૧લી તારીખે તેણે કલકત્તા યુનિવર્સિટિના શિક્ષિતોને ઉદ્દેશી એક જાહેર નિવેદન કર્યું. દેશના વહિવટમાં વધારેને વધારે હિસ્સો લેતા, અંગત સુખ સગવડોનો ત્યાગ કરી સ્વતંત્રતા માટે ઝૂઝતા "દેશના સૌથી વધુ શિક્ષિત વર્ગને" એણે અપીલ કરી. "માત્ર પચાસ માણસો–સાચા અને સારા માણસો આના સ્થાપક તરીકે મળી જાય તો એની સ્થાપના કરતા વાર ન લાગે અને રસ્તો સરળ પણ થઈ જાય" એણે 'ઇન્ડીઅન નેશનલ યુનિયન' નામની સંસ્થા સ્થાપવાનું સૂચવ્યુ એના ઉદ્દેશમા હિંદી પ્રજાના બૌદ્ધિક, નૈતિક, સામાજિક અને રાજકીય પુનરુદ્ધારનો સમાવેશ કરવાનુ એણે કહ્યું. બંગાળના આગેવાનો પણ આવાજ કોઇ મંડળનો વિચાર કરતા હતા. એવો જ વિચાર મદ્રાસના સત્તર માણસોના મનમાં ઘૂમતો હતો. એમની અપીલની તાત્કાલિક અસર થઇ.

'ઇન્ડીયન નેશનલ યુનિયન'ની સ્થાપના થઈ અને હ્યુમ એના સામાન્ય મંત્રી નીમાયા. પૂના ખાતે એક પરિષદ બોલાવવાનુ નક્કી થયું. આરંભિક અહેવાલ સભ્યો માટે પ્રગટ કરવામા આવ્યો. એની સૂચનાઓનો પ્રધાન સૂર "બ્રિટીશ તાજ તરફની અખંડિત વફાદારીનો" હતો. "કોઈ પણ રાજકીય આગાહીના વિસ્તારથી વધારે એવા સમય પૂરતું હિંદનું ગ્રેટ બ્રિટન સાથે સતત જોડાણ રહેવું જોઇએ."

એમનું મુખ્ય કામ હતું અસંતોષના પ્રવાહને અંકૂશમાં રાખી હિંદની રાજકીય જાગૃતિને શાંતિમય માર્ગે વાળવાનું એમ લાગે છે

કે એ પોતે આ રાષ્ટ્રિય ચળવળને સામાજિક સુધારણાના માર્ગે વળા-વવા વધારે ઉત્સુક હતા. પરન્તુ તે સમયના વાઇસરોય લોર્ડ ડફરીનની સૂચનાથી જ એણે રાજકીય સંગઠનનું કામ ઉપાડયું. હ્યુમની ઇચ્છા એવી હતી કે પરિષદનું પ્રમુખસ્થાન ગવર્નર લ્યે, જેથી હિંદના રાજ-કીય પુરૂષો અને સત્તાવાળાઓ વચ્ચે અનુપ સબંધ જળવાઇ રહે ડફરીનને સૂચના ગમી ખરી પણ સત્તાવાળામાંથી કોઇ પ્રમુખ થાય તો મુશ્કેલીઓ ઊભી થાય એમ ગણી આ દરખાસ્ત એણે ઇન્કારી

નવા સભ્યોને સંસ્થાનું નામ ન ગમ્યું. અને નામ બદલીને 'ઇન્ડીઅન નેશનલ કોંગ્રેસ' રાખવામાં આવ્યું. પૂનામાં કોલેરાનો ઉપદ્રવ ફાટી નીકળ્યો એટલે પરિષદ વ્યોમેશચંદ્ર બેનરજીના પ્રમુખપદે મુંબઇ-માં ગોકળદાસ તેજપાળ હાઇસ્કૂલમાં મળી એમાં ૭૨ પ્રતિનિધિઓ હાજર હતા એ બધાનો ઉતારો ગવર્નરના મહેલમાં જ હતો. આર-ભથી જ એ સ્પષ્ટ કરવામાં આવ્યું કે નવી સંસ્થા તદ્દન મૈત્રીભર્યા સબંધોમાં જ રહેવા માગતી હતી વ્યોમેશચંદ્ર બેનરજીએ કોઈ પણ પ્રકારની ગેરસમજુતી ન રહે એ માટે એની નીતિની વ્યાખ્યા નીચે પ્રમાણે કરી "આપણા પ્રિય લોર્ડ રીપનના સ્મરણીય શાસનમાં અંત-ર્ગત રહેલી રાષ્ટ્રીય એકતાના સંગઠનની અને એની ખીલવણીની આપણી નીતિ છે"

આમ કોંગ્રેસ જન્મી, પરદેશી શાસકોના સંપૂર્ણ આશીર્વાદ સાથે. ત્યારે તો કંસને ખ્યાલ પણ નહિ હોય કે કૃષ્ણનો જન્મ થઇ રહ્યો છે.



જગતના પ્રગતિકારક બળોને અને રાજકિય-સામાજિક બંધનો તોડી માનવ સ્વતંત્રતા માટે લડતા બળોને અમે સામ્રાજ્યવાદ સામેની એમની લડતમાં સંપૂર્ણ સહકાર આપીએ છીએ અમારી ફરિયાદ કોઇ પ્રજા કે કોઇ દેશ સામે નથી અમે એ પણ જાણીએ છીએ કે અમને ગૂંગળાવતા સામ્રાજ્ય-વાદી ઇંગ્લેન્ડમાંય એવા ઘણા છે જેમને સામ્રાજ્યવાદ પસંદ નથી, અને જે સ્વતંત્રતા માટે જીવે છે

પં. જવાહરલાલ નહેરૂ

## ૧૮૮૫થી ૧૯૧૭

# અસંતોષ

અને

# વિરોધ



જગતના રાજકારણમાં જે એક બાબત જણાઇ છે તે એ છે કે મોટા મોટા રાજકીય પક્ષો અને સસ્થાઓના ધ્યેય, નીતિ-રીતિ, ધ્યેય પ્રાપ્તિના સાધનો, વગેરે સમયના પ્રવાહની સાથે બદલાતા ગયાં છે. એ ફેરફારો માત્ર વિગતોમાં જ નહિ, પણ મૂળભૂત સિદ્ધાન્તોમા પણ કેટલીક વખત થયા છે. કદાચ એટલે તો નહિ કહેવાયુ હોય કે ' રાજ કારણમા કોઇ સિદ્ધાન્તો જ નથી ? ' આવા ધરારના ફેરફારોનુ ઉત્તમ દૃષ્ટાન્ત આપણી રાષ્ટ્રીય મહાસભા છે. એના જન્મ વખતનુ એનું ધ્યેય અને આજનું એનું ધ્યેય સામસામી છાવણીવાળી સસ્થાઓનાં ધ્યેય જેટલા ભિન્ન છે ધ્યેયપલટાના ફેરફાર સાથે જ, અથવા એ ફેરફારને કારણે જ મહસભાની આજની નીતિરીતિ તત્કાલિન નીતિરીતિથી સાવ ભિન્ન છે. પછી એ નીતિરીતિને ઘડનારા ઠરાવોમાં આસમાન જમીનનું અંતર હોય એમા શી નવાઇ '

મહામભાનો જન્મ જે સંજોગોમા થયો એ સંજોગો ધ્યાનમા લઇએ તો એ વખતનું એનું સ્વરૂપ સમજતા ઝાઝી મુશ્કેલી નહિ પડે.

૧૮૫૭ ના બળવા પછી, અને મહારાણીના ઢંઢેરા પછી અગ્રેજ રાજ્ય એક દૈવી પ્રેરણાનુ પરિણામ છે એમ લોકોને લાગવા માડેલું. બ્રિટિશ રાજ હેઠળ જ આપણુ હિતકલ્યાણ થવાનુ છે એવી ભાવના લોક માનસમા જન્મી હતી.

" એ ઉપકાર ગણી ઇશ્વરનો, હરખ હવે તું હિન્દુસ્તાન"ની કવિતા એમાંથી જ સ્ફૂરેલી. એ બધું જોતા મહાસભાની નીતિ અને એના ઠરાવો નમ્ર વિનંતી રૂપે જ હતા એ બાબત સમજી શકાશે.

જોકે દેશની એ વખતની અજાગ્રત સ્થિતિ જોતાં ગમે તેવો ઉદ્દામ માણસ પણ શું કરી શકે એ પ્રશ્ન છે

બીજી બાજુ રાજકારણની એક હકીકત પણ ધ્યાનમાં લેવા જેવી છે માણસને જેમ બચપણથી વૃદ્ધાવસ્થા સુધી ચોક્કસ સ્થિતિ માંથી અનિવાર્યપણે પસાર થવું પડે છે, એ જ રીતે રાજકીય સંસ્થાને અને ખુદ દેશને-દેશના રાજકારણને, શરુઆતમાં પ્રાથમિક-થી માંડી વિકાસની પ્રત્યેક ભૂમિકામાંથી પસાર થવુ પડે છે હા, એટલુ ખરુ કે એ વિકાસની ભૂમિકાનો સમયનો ગાળો દેશકાળ પ્રમાણે જુદો જુદો હોઇ શકે આપણી મહાસભા વિષે પણ એમ જ છે એની સ્ફુરણા એક અંગ્રેજના મગજમાં થવાને બદલે ગોખલે, રામમોહન-રાય, રાનડે કે અન્ય કોઇ હિન્દીના મગજમાં થઇ હોત તો એનું સ્વરૂપ કેટલું ભિન્ન હોત એ શંકાનો વિષય છે અંગત વ્યક્તિ-ની અસર રાજકારણ ઉપર પડે છે એ નિયમ તો અહીં પણ લાગુ પડે જ

એ બધાના સારરૂપ જોઇએ તો મહાસભાનો એ પ્રારંભનો ગાળો એકંદરે વિનતીકાળ કહી શકાય એ નીતિની કડક સમીક્ષા કરનાર એને યાચકનીતિ–Policy of Mendicancy–પણ કહે છે એ વખતના ઠરાવોમાં રખેને કંઇ કડક કહેવાઇ જાય, રખેને કાંઇ સરકાર વિરુદ્ધ બોલાઈ જાય એની જાણે ભારોભાર કાળજી લેવાઇ છે પરિણામે વિનતીઓ પણ આગ્રહભરી છતાં અતિ નમ્રતાપૂર્વક કરવામાં આવી છે કોઈને એમાં લઘુગ્રન્થિની ભાવના દેખાય તો પણ નવાઇ નહિ મહાસભાની એ વખતની રાજભક્તિ એટલી બધી હતી કે એનું અધિવેશન ચાલતુ હોય અને કોઇ ઠરાવ ઉપર ચર્ચા થતી હોય એવે વખતે ગવર્નર કે વાઈસરોય ત્યાં આવે તો ચર્ચાનો ઠરાવ મોકુફ કરીને બધા ઊભા થાય અને માન આપે, એટલું જ નહિ પણ બ્રિટિશ રાજ્ય પ્રત્યે વફાદારીનો અને આવનારનો આભાર માનતો ઠરાવ પસાર કરે છેક ૧૯૧૪-૧૬ સુધી પણ આ બનતુ એ જાણી

નત્રાધ થશે. આમ મહાસભાના ઉદયકાળે રાજ પ્રત્યે વફાદારી એ એની નીતિનો પ્રધાન સૂર હતો.

આમ છતાં હિન્દના રાજવહિવટ વિષે મહાસભાને પોતાને જે લાગ્યું છે એ કહેવાની શરુઆત તો એની પ્રથમ બેઠકથી જ એણે કરી દીધી હતી. એનો પ્રથમ ઠરાવ ઇન્ડીઆ ઓફિસ દૂર કરવાની વિનંતી કરતો હતો, એ બીના નોધપાત્ર છે મહાસભાએ એના શરુઆતના વર્ષોથી જ અનેકવિધ પ્રશ્નો ઉપર ધ્યાન આપવા માંડેલું એનો પૂરાવો એના વિવિધ વિષયો ઉપરના ઠરાવોમાંથી મળી રહે છે. સરકાર પાસે વિનંતીભરેલી માગણીઓની સંખ્યા ૧૮૮૫ થી ૧૯૧૫ સુધીમા લગભગ ત્રણ કોડીની થવા જાય છે. ૧૯૧૫ સુધી એ માગણીઓમાંથી જૂજ સ્વીકારવામાં આવેલી. આમ છતા મહાસભાએ એ માગણીઓ માટે કાંઈ સક્રિય પગલાં લીધા ન હતા.

મહાસભાના એ વખતના નેતાઓના વિચારો અને વક્તવ્યોની પણ નોધ લેવા જેવી છે અત્યારે જેમને વિનીત કહી શકાય એવી. એમની એ વખતથી જ એક ચોક્કસ દષ્ટિ હતી, એ એમાથી સ્પષ્ટ જોઇ શકાય છે. બ્રિટિશ સામ્રાજ્યમા રહેવાથી અનેકગણા ફાયદા છે એમ એ પ્રમાણિકપણે માનતા એક લેખકે એમને વિષે કહ્યું છે: "એમનો સ્વદેશપ્રેમ એમની તાજ પ્રત્યેની વફાદારીનું પરિણામ ન હતો, પણ એમની તાજ પ્રત્યેની વફાદારી એમના દેશપ્રેમનું જ પરિણામ હતી"

અલગ રહેવા મુસ્લિમોને સલાહ અપાતી પણ આજ સરખાં કડવાશ અને વૈમનસ્ય એ કાળે ન હતાં.

× × ×

મહાસભાના પ્રાથમિક વિકાસનો આ પ્રથમ તબક્કો છે. બ્રિટિશ રાજવહિવટની અતિ વિલંબની અને પ્રગતિ તથા સાથેસાથે પીછેહઠની નીતિને પરિણામે તેમ જ આ પરિબળોને કારણે દેશના રાજકારણમાં નવાં તત્ત્વો પણ પ્રવેશવાં લાગેલાં. નવા નવા હાકેમો આવે એ એમના વિચારો પ્રમાણે જુદી જુદી નીતિ અખત્યાર કરે. પરિણામે થોડાક વખત પ્રગતિશીલ નીતિ હોય તો થોડાક વખત સાવ વિરુદ્ધ પ્રકારની. એનું દૃષ્ટાન્ત દેશમાં દાખલ કરવામાં આવેલા સુધારાઓમાંથી મળી રહે છે. આ બાજુ નેતાઓ પોતાની માગણીઓમાં આગ્રહની માત્રા વધારતા જતા હતા. વારંવાર ઠરાવો કરી મહાસભા સરકાર ઉપર અને બ્રિટિશ પાર્લામેન્ટ ઉપર મોકલી આપતી. વિલાયતમાં પ્રચાર કરવાથી દેશમાં સુધારા દાખલ થશે એવી માન્યતાથી ભારે ખર્ચે ત્યાં એક અઠવાડિક પણ ચલાવવામાં આવતું. વિનંતીઓમાં આગ્રહ વધતો જતો હતો છતાં માગણીઓ કરવાનો કાળ હજુ આવ્યો ન હતો. બંધારણીય માર્ગ જ સાચો માર્ગ હતો: એમના શબ્દોમાં "બંધારણીય ઉહાપોહ."

બીજી બાજુ શરુઆતમાં મીઠી નજરે જોનાર સરકાર હવે મહાસભાના પ્રચાર અને સંગઠ્ઠન રોજ-બ-રોજ વધતાં જોઈ ખફા નજરે પણ જોવા લાગેલી. પહેલાં મહાસભાના અધિવેશન માટે સરકાર તરફથી ઘણી સગવડો અપાતી, ત્યાંસુધી કે તંબુ વગેરે પણ સરકારી હોય. પછી-એના ચોથા અધિવેશનમાં જ એને તંબુ નાખવા જગા પણ અલ્લાહાબાદમાં ન મળી! એની બીસેન્ટે સરકારી નીતિ વિષે એક ઉદાહરણ ટાંક્યું છે. "મદ્રાસના અધિવેશન વખતે જીલ્લાના અમલદારના હુકમને અમાન્ય કરી મહાસભાની બેઠકમાં હાજરી આપનાર એક સર્જન પાસેથી શાંતિ જાળવવા માટે ૨૦ હજાર રૂપિયા જામીનગીરી તરીકે

લેવામાં આવેલા !" બંગાળાની સરકારે એક આજ્ઞા દ્વારા કોઇપણુ સરકારી નોકરને મહાસભાની બેઠકમાં હાજર રહેવાની મનાઇ ફરમાવેલી.

એ કાળે લોકોની માગણી ગમે તેવી વ્યાજબી હોય તોપણ પ્રજાકીય ચળવળ સંપૂર્ણપણે દબાઇ ન જાય ત્યાંસુધી છૂટછાટ ન મૂકવી એવી સરકારી નીતિ હતી. લોર્ડ લીટનના અમલમાં ૧૮૭૦ નો છાપાંનો કાયદો એનું દૃષ્ટાન્ત છે.

પછી તો સરકાર જાણે ઘેનમાં જ એક પછી એક પગલાં ભરવા માંડી. છાપાંનો ધારો કર્યો, ફોજદારી કામમાં સુધારો કર્યો; સનદી નોકરી માટે ઉંમર ઘટાડવામાં આવી, યુરોપીઅનો અને દેશીઓના પગારમાં ભેદ પાડયા, બન્નેના દરજ્જા જુદા કર્યા, અને એ બધાના કળશરૂપ લોર્ડ કર્ઝનનો કડક આપખૂદ અમલ આવ્યો. નાના મોટા કાયદાઓ કરી એણે લોકલાગણીને દૂભવી, અને 'કાર્યક્ષમતા'ની એની ઘેલછામાં બંગાળના ભાગલા પાડયા. હિન્દના રાજકારણમાં બંગાળના ભાગલાનો બનાવ મોટા સીમાસ્થંભ સરખો છે. એ પ્રસંગ બન્યો ન હોત તો ઇતિહાસકારને એ પછીના રાજકારણના પાનાં જુદી રીતે લખવાં પડત. ૧૮૫૭ પછી પ્રજાનો એ પ્રથમ સક્રિય વિરોધ હતો. ગુલામ પ્રજાઓની જાગ્રતિ અને સંગઠનમાં મદદ કરનારી વસ્તુ છે શોષક જાલીમનું દમન, એની કડક નીતિ. ઇતિહાસ સાક્ષી દે છે કે દમનથી પ્રજાનો જુસ્સો કદી દબાવાયો નથી. એ તો છે જ. પણ એ જુસ્સામાં આમ વધારો થયો છે એ પણ હકીકત છે. બંગાળના ભાગલા એનું સુંદર ઉદાહરણ છે. દેશના એક પ્રાન્તમાં બનનાર બનાવથી પ્રાન્ત એકલો જ નહીં, પણ સારો દેશ જાગી ઊઠે, ઘોષનો પ્રતિઘોષ પડે એવો એ પ્રથમ પ્રસંગ હતો. વિરોધના ઝંઝાવાતને લીધે એ ભાગલા રદ થયા એતો છે જ. પણ એથી બીજું ઘણુંબધું દેશના રાજકારણમાં બન્યું. એ જ ભાગલામાંથી મહાસભાની 'મવાળ' નીતિને ભારે અસર પહોચી, એ જ ભાગલામાંથી

મહાસભાએ પ્રથમવાર 'સ્વરાજ્ય' શબ્દ પીછાન્યો. એ જ અરસામાંથી દેશમાં રાષ્ટ્રીય શાળાઓ અને વિનય મંદિરની સ્થાપના થઈ. દેશનો વિદ્યાર્થી–યુવક વર્ગ જાગી ઊઠયો. સરકાર ભડકી, સરઘસો સભાઓ સામે પ્રતિબંધો છૂટયા. દમનનો કોરડો વિંઝાયો. તરવરીઆ જુવાનો કાંઇ ને કાંઇ કરી નાખવાનું વિચારી રહ્યા. બોમ્બ પ્રવૃત્તિ શરૂ થઇ. ઘણા પકડાયા, કેટલાક હદપાર થયા, કેટલાક ફાંસીને માંચડે લટકયા. સરકારી દમનને લીધે રાજદ્રોહ સપાટી પરથી અદશ્ય થયો જણાયો. પણ એ તો પ્રજામાં ઊંડેઊંડે વ્યાપક બન્યો.

× × ×

મહાસભામાં લોકમાન્ય ૧૮૯૬માં દાખલ થયા ત્યારથી જ એમની ઇચ્છા મહાસભાની નીતિમાં સુધારો કરાવવાની હતી. ગોખલે અને લોકમાન્ય એ જમાનાના બે જુદા મતના પ્રતિનિધિ ગણી શકાય. જેમને વિનીત કહીએ અથવા એ કાળની ભાષામાં મવાળ કહીએ તે મતના પ્રતિનિધિ તે ગોખલે અને ઉદ્દામ અથવા જહાલ મતના પ્રતિનિધિ તે લોકમાન્ય.

રાજ્યકર્તાઓની લોકલાગણી વિરોધી નીતિથી અને દેશના બનાવોથી યુવક વર્ગ સમસમી રહ્યો હતો, જ્યારે મહાસભા તો એની એ જ જૂની વિનંતીની પદ્ધતિએ ચાલી રહી હતી. એવે સમયે લોકમાન્યે નવો અવાજ રજૂ કર્યો. એમણે ઉદ્દામ નીતિની હિમાયત કરી. એમની નવી પદ્ધતિને કારણે એમની આજુબાજુ સારું જેવું જૂથ જામ્યું હતું. ૧૮૯૯માં જ એમણે લોર્ડ સેન્ડહર્સ્ટના અમલને વખોડી કાઢતો ઠરાવ મહાસભામાં રજૂ કર્યો. પણ મહાસભાના આગેવાનો એવો ઠરાવ રજૂ થાય એની વિરુદ્ધ હતા. પ્રમુખે ગજીનામું આપવાની ધમકી આપી. પછી તો દિવસે દિવસે ઉદ્દામપક્ષ વિનીતોથી વધુને વધુ દૂર જતો ગયો. લોર્ડ કર્ઝનના અમલ જેવો દેશવિરોધી અમલ હોય અને મહાસભા હાથ જોડી બેસી રહે એ ઉદ્દામવર્ગથી સહન ન થાય એ સહેજે

સમજી શકાય એવું છે. વિનીતો અને ઉદ્દામો વચ્ચે એ રીતે ઘર્ષણનાં બીજ પ્રથમ જ રોપાવાં શરૂ થઈ ગયાં હતાં. એ ઘર્ષણની પરિસીમા એટલે મહાસભાનું સુરતનું અધિવેશન. એની વિગતો આપવાનું તો સ્થળ સંકોચને લીધે શક્ય નથી. પણ એટલું કહી શકાય કે મહાસભામાં એક નહિ પણ બે મતો ચોક્કસ રીતે પ્રવર્તતા થયા હતા એની સ્પષ્ટ અભિવ્યક્તિ એ અધિવેશનમાં મળી ગઇ.

આ નવો મત મહાસભામાં—દેશમાં ક્રમ આવ્યો એ ઈતિહાસ જાણનારને સહેજે સમજાશે. જૂના અને નવાનું ઘર્ષણ હોય એવો એ ગાળો ગણી શકાય. જૂનાને નવાની વિચાર સરણીમાં વિશ્વાસ નથી; નવાને જૂનાની પદ્ધતિમાં ઇતબાર નથી. વૃદ્ધત્વનું ડહાપણ "ધીરે ધીરે સુધારાના સાર"ની હિમાયત કરે છે તો જુવાનીનુ જોમ "યા હોમ કરીને પડો ફતેહ છે આગે"નું આહ્વાન કરે છે. વિનીતપક્ષ ચાલુ રાજ્યવહિવટમાં સુધારો માગતો હતો; ઉદ્દામ પક્ષ રાજતંત્રની પુનર્રચના માગતો હતો. પ્રથમની બને ત્યાં સુધી સહકાર, અને જરૂર પડયે વિરોધ કરવાની નીતિ હતી, તો બીજાની નીતિ રાજતંત્રનો અવરોધ કરવાની હતી. પ્રથમ વર્ગ પરદેશીને પોતાના કરવાની ઇચ્છા રાખતો, તો બીજો વર્ગ પરદેશીને દૂર કરી દેશીઓને એ જગાએ સ્થાપવાની આશા સેવતો. અંગ્રેજોએ નક્કી કરી આપેલી કસોટીમાંથી પાર ઊતરીને પ્રજા જવાબદાર રાજતંત્ર મેળવે એ પ્રથમ વર્ગનું ધ્યેય હતું; તો બીજા વર્ગનું ધ્યેય પરદેશીઓ તરફથી કોઇ પણ જાતની આડખીલી વિના "સ્વરાજ્ય એ અમારો જન્મસિદ્ધ હક્ક છે" એ હતું.

આ વિરોધી સ્થિતિમાં સક્રિય ઘર્ષણ સિવાય બીજો એકે વિકલ્પ દેખાતો નથી.

૧૯૧૭ પછીની પ્રજા જાગૃતિ હવે આ માર્ગે વળે છે.

# કોંગ્રેસ—
## ૧૯૧૭થી ૧૯૪૫
o
રમણિકલાલ શાહ

O

૧૯૧૭ની કોંગ્રેસ એટલે એની બીસેન્ટની કોંગ્રેસ. "વફાદારી અને નિર્ભેળ વફાદારી"ની મનોવૃત્તિમાંથી "અસહકાર અને સીધા સામના"ની નીતિ તરફ દોરી જતી ઘટનાઓની પરંપરામાં આ વર્ષ સેતુરૂપ હતું એમ કહી શકાય.

૧૯૦૭થી કોંગ્રેસમાંના નરમ અને ગરમ દળો વચ્ચે પડેલું ભંગાણ સાંધી લેવાની તથા કોંગ્રેસ અને મુસ્લિમ લીગની સ્વરાજ્ય માટેની સંયુક્ત યોજનાથી હિંદુ-મુસ્લિમ ઐક્યની સ્થાપના કરવાની— ૧૯૧૬ની લખનૌ કોંગ્રેસમાં મેળવાયેલી આ બે મહાન સિદ્ધિઓને કારણે કોઇ પ્રકારના ભાવિ પગલાં માટે દેશનો માર્ગ સાફ બન્યો હતો. અલબત્ત, આજ કોંગ્રેસમાં નામદાર ગવર્નરે અને તેમનાં પત્નીએ હાજરી આપી અને તેમનું ઉમળકાભેર સ્વાગત પણ કરવામાં આવ્યું હતું, એ જોતાં કોઈ પણ પ્રકારનાં પગલાં લેવાનું તે કાળે કોંગ્રેસની વિચારણામાં હતું એમ ભાગ્યે જ કહી શકાય. પણ અસહકાર અને સીધા પગલાની જમીન ખેડાઇ રહી હતી. એની બીસેન્ટે પોતાનાં અસાધારણ ઉત્સાહ અને શકિત સાથે ઉપાડેલું હોમ રુલનું આંદોલન દેશમા ખૂબ લોકપ્રિય થયું હતું અને ગામેગામ હોમ રુલનો નાદ ગાજતો થયો હતો, મિ. ઝીણા જેવા પણ એમાં ખેંચાયા હતા. આ ચળવળથી ભડક પામી ૧૯૧૭ના જુનની ૧૫ મીએ સરકારે એની બીસેન્ટને અટકમાં લીધાં પણ આથી તો હોમ-રુલની હિલચાલે વધુ જોર પકડયું એની બિસેન્ટને છોડાવવા માટે 'પેસીવ રેઝીસ્ટન્સ' ના સ્વરૂપમા કાંઈક સામનો આપવાની યોજના પર કોંગ્રેસે ગંભીરપણે વિચાર ચલાવવા માંડયો. પણ આ વિષે કોંગ્રેસમાં મતભેદો હતા અને એની બીસેન્ટનો ૧૯૧૭માં છુટકારો થતાં

તેમણે પોતે જ એની વિરોધ કર્યો આમ 'પેસીવ રેઝીસ્ટન્સ'ની વાત પડતી મૂકાઈ, પણ એનો જૂસ્સો સાવ નાશ પામ્યો ન હતો ૧૯૧૭ ના ડીસેંબરમા મળેલી કલકત્તા કોંગ્રેસમાં ત્રણ વર્ષથી જેલમાં સબડતા મૌલાના મહમદઅલી અને મૌલાના શૌકતઅલીના છુટકારાની માગણી કરતા ઠરાવ પર બોલતાં શ્રી. સત્યમૂર્તિએ કહ્યુ કે, "આ ઠરાવમાં આગળ વધીને સરકારને એમ સ્પષ્ટ કહેવું જોઈતું હતુ કે તેમને છૂટા કરવામાં નહિ આવે તો આપણે સરકાર સાથે સહકાર કરીશું નહિ "

આ બધું છતાંય કોંગ્રેસની મૂળભૂત નીતિ તો હજુય વફાદારી, સહકાર અને અગ્રેજ પ્રજામાં ઊંડા વિશ્વાસની જ હતી કોંગ્રેસના આરંભથી રાખેલા મુજબ દર વર્ષે થતો આવેલો વફાદારીનો ઠરાવ તો છેક ૧૯૧૮ સુધી થતો આવ્યો. 'જલિયાનવાલા બાગ' પછી પણ કોંગ્રેસે "નામદાર શહેશાહના કૃપાળુ ઢંઢેરા માટે તેમનો અતિ માનપૂર્વક આભાર માનતો, પ્રિન્સ ઓફ વેલ્સના આગમનની જાહેરાતને વધાવી લેતો તથા આ દેશના લોકોના અંત:કરણપૂર્વકના સત્કારની ખાત્રી આપતો" ઠરાવ પસાર કર્યો, એટલું જ નહિ પણ હિંદી વજીર મિ. મોંટેગ્યુનો તેમણે રજૂ કરેલા સુધારા માટે લીધેલી મહેનત માટે કોંગ્રેસે આભાર માન્યો. (૧૯૧૯, ડીસેમ્બર, અમૃતસર કોંગ્રેસ)

પણ ૧૯૨૦ માં કોંગ્રેસે પહેલી જ વાર વફાદારીના ઠરાવને બદલે "અસંતોષ તથા નિરાશા " વ્યક્ત કરતો અને " બ્રિટિશ પ્રધાન મંડળે હિંદી પ્રજાનો વિશ્વાસ ખોયો છે " એવી કડક જાહેરાત કરતો ઠરાવ પસાર કર્યો. એવી કઈ ઘટનાઓ બની ગઈ હતી કે જેમણે કોંગ્રેસની વફાદારીની વર્ષો જૂની ઊંડી ભાવનાને ધરમૂળથી હચમચાવી નાંખી હતી ? આ સવાલનો વિગતવાર જવાબ તો આટલી ટૂંકી જગામાં સમાવી લેવો શક્ય નથી, પણ થોડાક બનાવોનો ઉલ્લેખ થઈ શકે. (૧) ૧૯૧૮ ના નવેંબરમાં યુદ્ધનો અંત આવતાં હિંદુસ્તાનની લાંબા કાળથી સેવેલી આકાંક્ષાઓ પાર પડશે—યુદ્ધ દરમ્યાનની તેની સેવાઓની કદર કરીને

તેને સ્વરાજ્ય આપવામાં આવશે એવી આશાઓ હિંદી પ્રજાના દિલમાં ઊભી થઇ. આ આશાઓ પાર પાડવાને બદલે સરકારે પ્રજાના સ્વાતંત્ર્યપર ત્રાપ મારતા કાળા કાયદાઓ-રોલેટ એકટની જાહેરાત કરી. (૨) રોલેટ એક્ટ સામે કોંગ્રેસે વિરોધ કર્યો, અને તે રદ કરવાનો સરકારને આગ્રહ કર્યો. પણ અત્યારસુધી દેશના રાજકારણમાં કાંઇક અંશે પશ્ચાદ્‌ભૂમિકામા રહેલા ગાધીજીએ આ કાયદાઓને મંજૂરી આપવામાં આવશે તો તેની સામે પોતે સત્યાગ્રહની હિલચાલ ઉપાડશે એવી ચેતવણી પણ સરકારને આપી દીધી. કોંગ્રેસ આવુ ગંભીર પગલું લેવાને તૈયાર થાય કે નહિ તોપણ ગાધીજી પોતાના વિચારમાં મક્કમ હતા. તેમણે એ માટે સત્યાગ્રહ સભાની સ્થાપના કરી ને રોલેટ એક્ટ અને બીજા કાયદાઓ તોડવાની પ્રતિજ્ઞાઓ લેવરાવી. ખૂલ્લા અને સીધા સામનાની આ યોજનાથી દેશના વાતાવરણમાં ખૂબ ચેતન આવ્યું.

(૩) સત્યાગ્રહના આંદોલનના પ્રથમ પગલાં તરીકે ગાંધીજીએ ૧૯૧૯માં માર્ચની ૩૦ મીએ સંપૂર્ણ હડતાળ, ઉપવાસ અને પ્રાર્થનાઓનો કાર્યક્રમ આપ્યો. આ કાર્યક્રમને અસાધારણ સફળતા મળી. પણ આ અને ત્યારપછીના દિવસોમા સરકારે ઉગ્ર દમન કર્યું. પ્રજાએ પણ ઘણી જગાએ કાબૂ ગૂમાવ્યો. સરઘસો નીકળ્યાં, ગોળીમારો થયા, તોફાનો થયા અને ઠેરઠેર પોલીસ અને લોકો વચ્ચે અથડામણો પણ થઇ. પણ સરકારી દમને પંજાબમાં તો માઝા મૂ઼કી. એપ્રીલની ૧૩ મીએ 'જલિયાનવાલા બાગ'નો હિંદના ઇતિહાસમાં અમર રહેવાને સરજાયેલો કરુણ હત્યાકાંડ થયો. વીખરાઇ જવાનો પૂરતો સમય આપ્યા વગર વીસ હજારની મેદની પર ગોળીમાર કરવામાં આવ્યો; અને સેંકડો નિર્દોષ માણસો માર્યા ગયા અને હજારો ઘવાયા. લોકો પર બીજા પણ અનેક અત્યાચારો થયા. અંગ્રેજ સરકાર સામે ભયાનક રોષ ઊભો કરવા માટે આ બનાવો પૂરતા હતા. પણ આ બધું છતાંય કોંગ્રેસે ધીરજ ના ખોઈ અને પંજાબના બનાવોની તપાસનો અહેવાલ બહાર આવે તેની રાહ જોવાનું પસંદ કર્યું.

(૪) અંગ્રેજોની ન્યાયબુદ્ધિમાંથી કોંગ્રેસ અને ગાંધીજીનો વિશ્વાસ જેને કારણે સદંતર ઊડી ગયો તેવા બે બનાવો હવે આવે છે. પહેલો પંજાબના અત્યાચારોની બાબતમાં સરકારે લીધેલા વલણનો અને બીજો ખિલાફતનો. "પંજાબમાં ગુજારવામાં આવેલા જુલમ સંબંધી પૂરતાં પગલાં લેવામા બ્રિટિશોની નિષ્ફળતા માટે અસંતોષ જાહેર કરતો તેમજ પંજાબના અમલદારોના (જનરલ ડાયર અને માઇકેલ ઓડવાયર) ખરાબ કામને વ્યવહારુ રીતે વખાણવામા આવ્યાં છે તે માટે નિષ્ફળતાની લાગણી વ્યકત કરતો" ઠરાવ કલકત્તા કોંગ્રેસે કર્યો. ડાયર અને ઓડવાયરને નિર્દોષ ઠરાવીને સરકારે તેમની સામે કશા જ પગલા ન લીધા એટલું જ નહીં પણ કેટલાક અંગ્રેજોએ તો ડાયરના ખૂબ વખાણ કરીને તેને ભેટ સોગાદો પણ આપી એની સામે પ્રજામા ફેલાયલા ઉગ્ર રોષનો સાવ હળવો પડઘો માત્ર કોંગ્રેસના આ ઠરાવમાં હતો.

(૫) છેલ્લો મહત્ત્વનો બનાવ ખિલાફતનો તુર્કસ્તાનમા બ્રિટિશ સરકારે પોતે આપેલા વચનોનો ભંગ કરીને વિશ્વાસઘાત કર્યાની વાત ૧૯૨૦ ના મેની ૧૪મી તારીખે તુર્કસ્તાન સાથેની સુલેહની શરતો જાહેર થતા બહાર આવી હિન્દના મુસલમાનો આથી ખૂબ દૂભાયા અને ઉશ્કેરાયા. હરકોઈ ભોગે આ પગલાનો વિરોધ કરવો જોઇએ એ વૃત્તિ પ્રબળ બની અલી ભાઇઓએ આ વખતે મુસલમાનોની નેતાગીરી લીધી ગાંધીજીએ મુસલમાનભાઈઓ પર આવી પડેલા આ સંકટને દૂર કરવા માટે હિન્દની બીજી દરેક કોમને મદદ કરવાની હાકલ કરી.

આમ એક પછી એક ઝડપભેર બની રહેલા બનાવોના પ્રવાહે તો કોંગ્રેસને વફાદારીનો પથ છોડી અસહકારના કાંટાળા માર્ગે ધસડી. કોંગ્રેસમાં હવે એક નવા જ યુગનો જન્મ થયો. નવી જ ભાવનાનો ઉદય થયો. પોતાના ધ્યેયને પાર પાડવાની નવી જ પદ્ધતિ તેના હાથમાં આવી. આ યુગના મહાન પ્રણેતા ગાંધીજી હતા. આજ સુધી

કૉંગ્રેસને કદી પ્રાપ્ત થઇ ન હતી એવી સર્વમાન્ય આગેવાની ગાંધીજીમાં કૉંગ્રેસને મળી. ૧૯૨૦–૨૨ દરમ્યાન અસહકારનો જુવાળ પ્રચંડ વેગે ચડયો અને દેશની સુરત તેણે સંપૂર્ણપણે બદલી નાખી. આની સાથે અનિવાર્યપણે જ કૉંગ્રેસનું પોતાનું સ્વરૂપ પણ સદંતર બદલાઇ ગયું. ઠરાવો અને વિનંતીઓ કરનાર મંડળને બદલે તે હવે પ્રજાને તાકાતને સંગઠિત કરીને જરુર પડતાં સીધી લડતના માર્ગે દોરનારી, મહાન જવાબદારીવાળી સંસ્થા બની. આની સાથે જ ગાંધીજી અને અસહકારની નીતિથી જુદા પડનારા જૂના આગેવાનો કૉંગ્રેસમાંથી અદશ્ય થયા. આ આગેવાનોમાં મિ. ઝીણા, શ્રીનિવાસ શાસ્ત્રી, ચિંતામણી, સુરેન્દ્રનાથ બેનરજી, લોર્ડ સિંહા વગેરે મુખ્ય હતા. પ્રજાનો ઉભરાતો ઉત્સાહ, કડક અંગ્રેજી પોશાકને બદલે ખાદીનાં સાદાં કપડાં, અંગ્રેજીને બદલે હિન્દુસ્તાની ભાષાનો આગ્રહ, અસહકાર અને બહિષ્કાર—આ બધાં નવાં તત્ત્વોવાળી કૉંગ્રેસમાં રહેવાનું આ આગેવાનો માટે શકય જ નહોતું. આમાંથી ઘણાખરાએ વિનીતપક્ષ ઊભો કર્યો. કેટલાક સરકારી હોદ્દાઓ અને ઇલ્કાબોને માર્ગે વળ્યા. મિ. ઝીણા જેવા કોમીવાદી છાવણીમાં ભળ્યા, પણ કૉંગ્રેસમાં હવે નવું અને તાજું લોહી વહેવા માંડયું હતું, એટલે જૂના આગેવાનો ખરી પડવાથી તેણે કશો આઘાત અનુભવ્યો નહિ.

અસહકારના આંદોલનનો પ્રજાએ અદ્ભૂત જવાબ આપ્યો અને મુંબઈના ગવર્નર લોર્ડ લોઇડના શબ્દોમાં ગાંધીજી "સ્વરાજયથી એક તસુ જ દૂર" આવી પહોંચ્યા. કૉંગ્રેસે પોતાના ઇતિહાસમાં પહેલી જ વાર જનતાની સંસ્થા બનીને અપૂર્વ તાકાત મેળવી. જનતાએ પણ ગાંધીજીની આગેવાની નીચેની અસહકારની લડતમાં પોતાની શકિત અને એક પ્રકારની મુકિતનું અપૂર્વ ભાન અનુભવ્યું. પણ લોકોના ઉત્સાહ અને શકિત છતાંય પ્રજા પાસે જે તાલીમ, શિસ્ત, સંગઠન અને વ્યવસ્થા હોવાં જોઇએ તે નહિ હોવાથી આંદોલન તત્કાલ પૂરતું

નિષ્ફળ નીવડ્યું. ચૌરીચૌરાને નિમિત્તે સવિનય ભંગની હિલચાલ તો મોકુફ રહી, ગાંધીજી પકડાયા અને કોંગ્રેસ ધીરે ધીરે બંધારણીય માર્ગે વળી. ૧૯૨૩ થી ૧૯૨૭ નાં વર્ષોનો ગાળો બંધારણવાદનો અને બીજી બાજુ દેશવ્યાપી રાજકીય મંદી, નિરાશા અને ઠંડકનો હતો એમ કહી શકાય. કોંગ્રેસની પ્રવૃત્તિનું કેન્દ્ર હવે ધારાસભા બન્યું હતું. મોતીલાલ નેહરુ અને દેશબંધુ દાસની આગેવાની નીચે સ્વરાજ્યપક્ષે ધારાસભાઓમાં સુંદર કામ બજાવ્યું પણ સ્વરાજ્ય પ્રાપ્તિની કૂચને ઝડપી બનાવે એવું કોઇ મહાન પરિણામ તેણે મેળવ્યું નહિ. રાષ્ટ્રીય જાગૃતિનો પારો આ બધો વખત ઊતરતો રહ્યો. કોંગ્રેસમા તકવાદી અને સ્વાર્થી તત્ત્વોએ ફરીને માથું ઊંચકવા માંડ્યું તેમ જ પક્ષાપક્ષીએ જોર પકડવા માંડ્યું.

૧૯૨૮માં વાતાવરણ એકદમ પલટાયું. સાયમન કમિશન સામેના વિરોધ અને બારડોલી સત્યાગ્રહને મળેલી સફળતાથી સર્વત્ર ચેતન અને ઉત્સાહ ફેલાયા. વિદ્યાર્થીઓ અને જુવાનો, મજૂરો તેમ જ કિસાનોમાં સર્વત્ર નવી જાગૃતિનાં ચિહ્ન નજરે પડતાં હતાં. નવો જુવાળ ફરીને ચડવા માંડ્યો હતો. ૧૯૨૯ના ડીસેંબરના આખરી દિવસોમાં 'જુવાનોના પ્રમુખ' જવાહરલાલના અધ્યક્ષપણા નીચે મળેલી લાહોર કોંગ્રેસે પૂર્ણ સ્વરાજ્યનું ધ્યેય સ્વીકારીને પોતાના જીવનનું સૌથી મહાન પગલું ભર્યું. ૧૯૧૯થી બ્રિટનથી વિમુખ થવા માંડેલી કોંગ્રેસ હવે તેનાથી પૂરેપૂરી ધરાઇ ગઇ હતી, તેના સંબંધમાંથી સંપૂર્ણ છૂટકારો ચાહતી હતી એ હકીકતની આમાં જાહેરાત હતી. ૧૯૩૦-૩૨ની લડતોમાં પ્રજાએ '૨૦-'૨૨ કરતાં વધુ વ્યવસ્થિત સામનો આપ્યો. સરહદ પ્રાંતના પઠાણોમાં આવેલી રાજકીય જાગૃતિ અને સરકારી દમનનો તેમણે શાંત ધીરતાથી કરેલો સામનો એ આ લડતોનું ધ્યાન ખેંચે એવું અને તદ્દન નવું તત્ત્વ હતું. ૧૯૨૯ પછી આવેલી વિશ્વવ્યાપી આર્થિક કટોકટીને લીધે ઊભા થયેલાં નવાં આર્થિક

પરિણામેએ પણ આ લડતોમા ભાગ ભજવ્યો. નાકરની લડત પણ કેટલેક સ્થળે સારી રીતે ચાલી. વિદ્યાર્થીઓ અને સ્ત્રીઓએ પણ અસાધારણ શક્તિ બતાવી આ લડતોને કારણે બ્રિટિશતંત્ર હચમચી ઉઠ્યુ '૩૦ની લડતનો ગાધી-ઈરવિન કરારમા અંત આવ્યો આ કરારથી કોંગ્રેસનું ધ્યેય પાર ન પડ્યુ, પણ તેની પ્રતિષ્ઠા અને માનમાં વધારો થવા પામ્યો. આના પરિણામે સરકારની નોકરશાહીએ પરાજય અને ઘવાયેલા સ્વમાનની લાગણી અનુભવી. ૧૯૩૨ના સરકારી દમને ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું.

૧૯૩૪મા લડત પાછી ખેચાતા કોંગ્રેસ ફરીને ધારાસભાના માર્ગે વળી પણ આની સાથે '૩૦-૩૨'ની લડતના બોધપાઠો તરફ પણ ઘણાનું ધ્યાન ખેચાવા માડ્યુ હતું ગાધીજીએ કોંગ્રેસમાથી વિધિસર છૂટા થઈને ગામડામાં અને રચનાત્મક કાર્યમા પોતાનું ધ્યાન કેન્દ્રિત કર્યું. પ્રજાની તાલિમ અને સંગઠ્ઠનની ઉણપો લડતો દરમ્યાન નજરે પડી આવી હતી આર્થિક ધોરણ પર શ્રમજીવી વર્ગોનુ-કિસાનો અને કામદારોનું સગઠ્ઠન મજબૂત કરવા તરફ પણ હવે દૃષ્ટિ વધવા માડી વિદ્યાર્થીઓના સગઠ્ઠનની પ્રવૃત્તિનો પણ આરભ થયો. કોંગ્રેસની અંદર અને બહાર સમાજવાદી વિચારસરણીની છાપ વ્યાપક બનવા લાગી કોંગ્રેસની અંદર સમાજવાદી વિચારણાનો પ્રચાર કરવાના ઉદ્દેશથી 'મહાસભા સમાજવાદી પક્ષ'ની સ્થાપના થઈ. કોંગ્રેસના સર્વોચ્ચ આગેવાનોમાંથી જવાહરલાલ પણ સમાજવાદી વિચારે રગાયેલા હોવાથી સમાજવાદી વિચારણાના ફેલાવાને ગતિ મળી

૧૯૩૭મા કોંગ્રેસના પ્રધાનમડળો સાત પ્રાન્તોમા રચાયાં. આને લીધે જનતા પરનો તેનો પ્રભાવ અને શક્તિ ખૂબ જ વધ્યા. પણ તેની સાથે તેમા તકવાદી તત્ત્વો દાખલ થવાથી તેમ જ લડત વગર બંધારણીય માર્ગે પણ આઝાદી મળી જશે એવો ખ્યાલ કેટલાકના મનમા જન્મવાથી કોંગ્રેસનું લડાયક ક્રાન્તિકારી સ્વરૂપ જોખમાય

તેવો સંભવ ઊભો થયો. ત્રાવણકોર, મ્હૈસુર, રાજકોટ, લીમડી વગેરે દેશી રાજ્યોમાં આવેલી અપૂર્વ જાગૃતિ અને ત્યાંની પ્રજાઓની લડતો એ આ સમયનું ખૂબ ધ્યાન ખેંચે એવું તત્ત્વ હતું આ અરસામાં જ કોંગ્રેસમા એક આંતરિક કટોકટી પણ આવી ગઇ અને સુભાષબાબુએ 'ફોરવર્ડ બ્લોક' ઊભો કર્યો.

૧૯૩૯ માં બીજા વિશ્વયુદ્ધની શરૂઆત થતાં ફરીને કોંગ્રેસ સરકાર સાથે અથડામણમાં આવી. કોંગ્રેસની યુદ્ધનીતિનું સ્વરૂપ સ્પષ્ટ હતુ. ફેસીઝમની કોંગ્રેસ વિરોધી હતી; તેની સાથે બીજા કોઇપણ પ્રકારના સામ્રાજ્યવાદની પણ કોંગ્રેસ એટલી જ વિરોધી હતી. ગુલામ અને કચડાયેલા દેશોની આઝાદી માટેના યુદ્ધમા ભાગ લેવાને કોંગ્રેસ તત્પર હતી, પણ તેની સાથે કોઈપણ પ્રકારના સામ્રાજ્યવાદી યુદ્ધમાં દેશને ઘસડવાના પ્રયત્નનો વિરોધ કરવાનો પણ તેનો મક્કમ નિર્ણય હતો. હિંદની આઝાદીમાં જ બ્રિટનની દાનતની કસોટી હતી. કોંગ્રેસની નીતિના મૂળભૂત અંગો બની ગયેલા અને પરસ્પર સંકળાયેલા ફેસીસ્ટ વિરોધી અને સામ્રાજ્યવાદ વિરોધી—આ બે પ્રવાહોમાથી એક પછી એક કોંગ્રેસનાં હવેનાં પગલાં—કોંગ્રેસ પ્રધાનમંડળોનાં રાજીનામાં, અહિંસાને ભોગે અને ગાંધીજીનો સાથ ગૂમાવીને પણ કરવામાં આવેલી 'પૂના ઓફર,' વ્યક્તિગત સત્યાગ્રહનું આંદોલન, જાપાનના આક્રમણ પછી દેશના બચાવમાં ભાગ લેવાની તત્પરતાથી ક્રીપ્સ દરખાસ્તો દરમ્યાન કોંગ્રેસનું સમાધાનકારી વલણ અને આ બધાના સ્વાભાવિક પરિપાકરૂપે ક્રીપ્સની વાટાઘાટો પછી બ્રિટિશ સરકારની દાનતમાંથી કોંગ્રેસનો વિશ્વાસ ઊઠી જતાં રાષ્ટ્રની ભગ્ન મનોદશાના પ્રત્યાઘાતરૂપે આવેલું 'હિંદ છોડો'નું સૂત્ર અને ૮ મી ઓગસ્ટનો ઐતિહાસિક ઠરાવ ઉગમ પામ્યા.

'૪૨ ની લોકક્રાંતિ એ કોંગ્રેસના જીવનની સૌથી મહાન અગ્નિ પરીક્ષા હતી. જવાહરલાલે ૮ મી ઓગસ્ટની રાતે કહ્યું હતું કે "કોંગ્રેસ

આગમાં ઝંપલાવે છે. કાં તો તે તેમા ભસ્મ થશે અથવા શુદ્ધ કુંદન થઇને બહાર નીકળશે." કોંગ્રેસ ભસ્મ ન થઇ. લોકક્રાંતિ દરમ્યાન કાયદેસર રીતે તો કોંગ્રેસના અસ્તિત્વને કચડી નાંખવામાં આવ્યું હતું, પણ એ દરમ્યાન તેનો વિકાસ તો ચાલુ જ રહ્યો. આઝાદી માટે લડનારા તમામ બળોનુ તે જીવન કેન્દ્ર (nucleus) બની હતી. 'કોંગ્રેસ' એ શબ્દ જ પ્રાણદાયી જીવન શક્તિનો ભંડાર થઇ પડયો હતો. જનતાના શરીર, મન, પ્રાણ પર કોંગ્રેસે પોતાની આજન્મ લાંબી સેવાથી જે અધિકાર સ્થાપ્યો હતો તેણે તેના બળે કોંગ્રેસને લોકક્રાંતિમાંથી કુંદનસમી બહાર આણી. આ પછી કોંગ્રેસે સિમલા પરિષદમાં ભાગ લઇ વાટાઘાટો ચલાવી છે. ચૂંટણીઓમા ભાગ લેવાનો નિર્ણય પણ કર્યો છે. પણ આનો અર્થ "ફરીને બંધારણવાદ તરફ પ્રયાણ" એવો ન કરવો જોઇએ. ૮ મી ઓગસ્ટના ઠરાવને કોંગ્રેસ મક્કમપણે વળગી રહી છે. આઝાદ હિંદ ફોજના અફસરોનો બચાવ કરવાના કોંગ્રેસના નિર્ણયે અને જાવાની લડત પ્રત્યે તેણે બતાવેલી સહાનુભૂતિ–કોંગ્રેસની સતત્ પ્રગતિશીલ નીતિનાં આ દષ્ટાંતો છે. છેલ્લાં સવાત્રણ વર્ષ દરમ્યાન બનેલી આ ઘટનાઓની પરંપરા દરમ્યાન કોંગ્રેસ જનતાની સંસ્થા તરીકે ઉત્તરોત્તર વિકાસ પામતી ગઈ છે, એટલુ જ નહીં પણ હિંદુસ્તાન ઉપરાંત એશિયાના બીજા દેશોને પણ તેણે ક્રાન્તિકારી પ્રેરણા પાવા માંડી છે. "હિંદ છોડો"નું સ્થાન "એશિયા છોડો"ના સૂત્રે લીધું છે.

'હોમરુલ લિગ'થી 'એશિયા છોડો' સુધીની કોંગ્રેસની ૨૮ વર્ષની મજલનો ઇતિહાસ કેટલો રોમાંચક અને વિવિધરંગી છે? તેની પ્રગતિ કેટલી સતત અને ઝડપી રહી છે? દેશના જીવનના તમામ મહત્ત્વના પ્રશ્નો પર તેનું દષ્ટિબિંદુ ઉત્તરોત્તર વધુ ને વધુ ઉદ્દામ અને પ્રગતિશીલ બનતું આવ્યુ છે. હિંદી જનતા સાથેના જીવંત સંપર્કથી જનતાની આકાંક્ષાઓનું તે જાગ્રત પ્રતીક બની છે. અંગ્રેજોની છાયા નીચેનું હોમરુલ માગવાને બદલે તે અંગ્રેજોને ચાલ્યા

જવાને પડકાર કરતી થઇ છે. ' પેસિવ રેઝીસ્ટન્સ' શરૂ કરતાં પણ ખચકાતી કોંગ્રેસ જીવસટોસટની, સર્વસ્વની ફનાગીરી માગનારી વિશાળતેમ પાયા પરની અહિંસક સામુદાયિક લડતમાં પ્રજાને નોતરતી થઇ છે. ઉપલા થરોના થોડાંક બુદ્ધિજીવીઓની સંસ્થા મટીને કોંગ્રેસ જનતાની શક્તિ અને સંપત્તિમાં વધારો કરનારા રચનાત્મક કાર્યક્રમો દ્વારા પ્રજાની સાથે ગાઢ સંપર્કમાં આવી છે. કોંગ્રેસની આર્થિક નીતિ પણ ઉત્તરોત્તર વધુ સ્પષ્ટ અને ઉદ્દામ બનતી ચાલી છે. ૧૯૨૯માં મહાસમિતિએ સમાજની આર્થિક વ્યવસ્થામાં ક્રાન્તિકારી ફેરફાર કરવાની આવશ્યકતા વિષે ઠરાવ કર્યો. ૧૯૩૧માં કરાંચી કોંગ્રેસમાં એથી આગળ જઇને પ્રજાના મૂળભૂત હક્કોને લગતો ઠરાવ પસાર કરવામાં આવ્યો તેમ જ પાયાના ઉદ્યોગોને સમાજની માલિકીના કરવાના સિદ્ધાંતનો સ્વીકાર કરવામાં આવ્યો. એજ વર્ષમાં ગોળમેજી પરિષદમાં બોલતાં ગાંધીજીએ જરૂર પડતાં "મૂગા કરોડોના હિતને ખાતર કોંગ્રેસ બીજા તમામ હિતોનો ભોગ આપશે" એમ જાહેર કર્યું. ૧૯૩૫–૩૬ની કોંગ્રેસમાં કિસાનોના હક્કોને લગતા ઠરાવો પસાર કરવામાં આવ્યા. ૧૯૪૨ ના ઓગસ્ટની ૮ મીના વિખ્યાત ઠરાવમાં સર્વ સત્તા અને અધિકાર મૂળભૂત રીતે ખેતરો અને કારખાનાંમાં કામ કરનારાઓના રહેશે એ સિદ્ધાંતનો સ્પષ્ટપણે સ્વીકાર કરવામાં આવ્યો અને ૧૯૪૫માં ગાંધીજી તરફથી સ્વરાજની વ્યાખ્યા " સ્વરાજ્ય એટલે કિસાન કામદાર પ્રજા રાજ્ય " એ પ્રમાણે આપવામાં આવી. બહારની દુનિયાના પ્રશ્નોમાં પણ કોંગ્રેસનો રસ વધતો ચાલ્યો છે. ૧૯૨૧ અને ૨૨ ની કોંગ્રેસોમાં મુસ્તફા કમાલપાશા અને તુર્કસ્તાનની પ્રજાને અભિનંદન આપતા ઠરાવોથી કોંગ્રેસની પરદેશનીતિની શરૂઆત થઇ. ત્યાર પછી પંડિત જવાહરલાલની અસરને લીધે ચીન, એબિસીનિયા, સ્પેન, પેલેસ્ટાઇન અને છેલ્લે છેલ્લે જાવાની આઝાદીનાં આંદોલનોને કોંગ્રેસે ટેકો આપ્યો છે તેમ જ આક્રમણકારોને વખોડી કાઢ્યા છે.

આની સાથે જ એક સંગઠન તરીકે પણ કોંગ્રેસનો વિકાસ થયો છે ૧૯૧૭ માં કોંગ્રેસ પાસે સંગઠનનો ભાગ્યે જ કોઈ ખ્યાલ હતો. ગાંધીજીના આગમન સાથે કોંગ્રેસમાં શિસ્ત અને વ્યવસ્થા પહેલાં કદી ન હતાં એટલા પ્રમાણમાં આવ્યા. તેમના આગ્રહથી કોંગ્રેસે સ્વીકારેલું પોતાને માટેનું નવું બંધારણ, તિલક સ્વરાજ્ય ફાળો એકઠો કરવામાં, કોંગ્રેસના સભ્યો નોંધવામાં અને ખાદી વગેરે રચનાત્મક કાર્યોમાં કોંગ્રેસના કાર્યકરોને પ્રજા સાથે મળેલા વ્યાપક સંપર્કો—આ બધાથી કોંગ્રેસ એક મહાન સંગઠન તરીકે બહાર આવી. પણ આ સંગઠન એક મજબૂત પક્ષ તરીકે નહિ પણ લોકશાહીના વિશાળ પાયાપરની સંસ્થા તરીકે વિકાસ પામ્યું છે. આથી તેની અંદર જુદા જુદા પક્ષોને અને સ્વતંત્ર વિચારણાને પુષ્કળ અવકાશ રહ્યો છે.

સતત વિકાસ પામતી કોઇ પણ જીવંત સંસ્થાને જેનો સામનો કરવો પડે એવા અનેક પ્રશ્નો આજે કોંગ્રેસની સામે પણ ખડા થયા છે. પ્રચારના તબક્કાને આપણે ઓળંગી ચૂકયા છીએ. જાગ્રત જનતાના અતિ મોટા ભાગનું પીઠબળ તો આજે કોંગ્રેસની પાછળ છે જ. આ પીઠબળને વ્યવસ્થિત રૂપ આપવું, તેને યોગ્ય પ્રવાહમાં વાળી લઇ બ્રિટિશ સામ્રાજ્ય પર અંતિમ ફટકો લગાવવાની તાકાત ધરાવે એવું મજબૂત સંગઠન તેમાથી પેદા કરવું એ હવે પછીનું કામ છે. સામ્રાજ્યના તંત્રને હચમચાવી મૂકવા જેટલી શકિત તો કોંગ્રેસે બતાવી જ છે, પણ આ તંત્રનો અંત આણી તેને સ્થાને નવું તંત્ર ઊભું કરવા માટે જે સંગઠન જોઇએ તે ઊભુ કરવાનું હજુ બાકી છે. આ દૃષ્ટિએ વિશાળ પાયાનું લોકશાહી સંગઠન જાળવી રાખવાની સાથે એક શિસ્તબદ્ધ લડાયક ક્રાંતિકારી સંસ્થા તરીકે કોંગ્રેસનું પુનઃ સંગઠન કરવું, જનતાના જુદા જુદા વર્ગો અને સમૂહોની સાથે હજુ વધારે ગાઢ સંપર્ક બાંધી તેમને આઝાદીની લડત માટે સંગઠિત કરી એ માટે જરૂરી શિસ્ત અને તાલિમ આપવાં, આ લેખમાં જેને ઇરાદાપૂર્વક અણુસ્પર્શ્યો રાખ્યો છે એ કોમી પ્રશ્નનો નિકાલ આણવો,

અહિંસક લડાઈની યુદ્ધનીતિની–ટેકિનક–પૂરતી સ્પષ્ટતા કરવી અને તે
ાટે પ્રજાને સમજણ અને તાલિમ આપવી–આ અને આવા
નેક પ્રશ્નો સ્વાભાવિક રીતેજ કોંગ્રેસે ઉકેલવાના છે. આની
ગતવાર છણાવટ અહીં કરવાનું શકય નથી પણ આજ સુધીનો
ંગ્રેસનો ઇતિહાસ એવી આશા પૂરી પાડે છે કે કોંગ્રેસ તેની પાછળ
હેલું જનતાનું પીઠબળ, તેની અંદર રહેલી રચનાત્મક કાર્યની
ાણુશક્તિ અને તેને પ્રાપ્ત થયેલી ગાંધીજી, જવાહરલાલ, સરદાર
ને મૌલાના આઝાદ જેવા આગેવાનોની દીર્ઘદષ્ટિ ભરેલી દોરવણીથી
ોતાની સામેના પ્રશ્નોનો સફળ ઉકેલ આણશે.



મને ખાત્રી થઇ ચૂકી છે કે જગતના અને હિંદના પ્રશ્નોની ચાવી સમાજવાદમાં રહેલી છે. આ શબ્દનો હું માત્ર માનવતાની દષ્ટિએજ નહિ પરન્તુ એના શુદ્ધ વૈજ્ઞાનિક અર્થમાંજ ઉપયોગ કરું છું. સમાજવાદ આપણી રાજકીય સામાજિક રચનામાં વિશાળ અને ક્રાંતિકારી ફેરફાર માગે છે. જમીન અને ઉદ્યોગના સ્થાપિત હિતોનો અંત માગે છે. દેશી રાજ્યોની આપખુદ પદ્ધતિનો નાશ માગે છે. અમુક અપવાદ સિવાય ખાનગી મિલકતનો અંત. અને નફા પર નભતી આજની પદ્ધતિને સ્થાને સહકારી સેવાના ઉચિત આદર્શ પર રચાયેલી પદ્ધતિ એવો એનો અર્થ થાય છે. અંતે તો એ આપણી વૃત્તિઓ, ટેવો અને ઈચ્છાઓમાં પરિવર્તન માગે છે. ટૂંકમાં એ છે કે આજની મૂડીવાદી પદ્ધતિથી સાવ નિરાળી એવી સંસ્કૃતિ.

પં. જવાહરલાલ નહેરૂ

# કેટલી વાર ?

૧૯૪૨ની લડત પછી કોંગ્રેસના ભાવિ અંગે ઘણા જુદા જુદા વિચારો પ્રચલિત હતા. લડત પ્રત્યે મહાસભાના મોવડીઓ કેવા પ્રકારનું વલણ અખત્યાર કરશે એ વિષે અનેક અટકળો થતી. લડતના પહેલા ત્રણ ચાર મહિના દરમિયાન ભાગ્યે જ કોઈ રડ્યોખડ્યો મહાસભાવાદી હશે જેણે લડતના કાર્યક્રમનો અને કાર્યનીતિનો ખુલ્લો વિરોધ કર્યો હોય. વાઇસરોય સાથેનો ગાંધીજીનો પત્રવ્યવહાર બહાર પડ્યા પછી અને ગાંધીજીના ઉપવાસ પછી પ્રવાહ બદલાયો. અહિંસા-હિંસાની ઝીણવટથી છણાવટ થવા માંડી, જેલની ચર્ચાઓએ ઉગ્ર રૂપ ધારણ કર્યું–પથરાથી તે બોંબ સુધીના 'શસ્ત્રો'ની હિંસાત્મક શક્યતાઓ પર શાસ્ત્રાર્થ થયો. બધુ ખોટું થયું, લડત અવળે પાટે ઊતરી પડી, આઝાદીના આંદોલનને હાનિ પહોંચી એમ હિમ્મતભેર કહેનારાઓનો વર્ગ વધવા માંડ્યો. લડત અને એની કાર્ય પદ્ધતિ સાથે સંકળાએલાઓની મૂઝવણ, મુસિબત અને યાતનાઓ વધ્યાં અને આખા દેશમાં નિરાશાનું વાતાવરણ પસરી ગયું.

પણ કારોબારી સમિતિએ બહાર આવીને લોકોની હિમ્મત અને બલિદાનની પ્રશંસા કરી, હિંસા–અહિંસાની સૂક્ષ્મ ચર્ચામાં ઉતરવાની એમને જરૂર ન જણાઇ. સરદારે અમદાવાદમાં જાહેર સભામાં કહ્યું કે " તમે જે કર્યું એથી હું મગરૂર છું, ઠીક કર્યું, ' સરકારના દમનથી કચડાઇ ન જતાં લોકોએ એનો સામનો કર્યો. જવાહરલાલે તો છૂટતાંની સાથે શ્રીમતી અરુણા આસફઅલીને ધન્યવાદ આપનો સંદેશો પાઠવ્યો. આ પહેલાં કાર્યગુપ્તતા અંગે ઠીક ઠીક ઉહાપોહ થયો હતો. પંડિતજી તરફથી Underground ભોંય ભીતરના સંગઠનના એક અગ્રણીને આ રીતે અભિનંદન અપાતાં સરકાર અને ચુસ્ત અહિંસાવાદીઓને જરૂર આઘાત થયો હશે. ૯ મી ઑગસ્ટે મહેન્દ્ર ચૌધરીને ફાંસી અપાયાના સમાચાર વાચી સરદારનો પૂણ્યપ્રકોપ પ્રજ્વલી

ડયો, અને મુંબઈની સભામાં આપણા સ્વાતંત્ર્ય સંગ્રામના જ્વલંત
ઇતિહાસમાં પણ અજોડ એવા ભાષણમાં બ્રિટિશ સત્તાને પડકાર
કરતાં એમણે નવી લડતની આગાહી કરી પંડિતજીની સૂક્ષ્મ અને
વેધક દૃષ્ટિએ આઝાદ હિંદ ફોજના પ્રશ્નનું મહત્ત્વ પિછાન્યું, અને
એને લગભગ એક આંતરરાષ્ટ્રીય પ્રશ્ન બનાવી દીધો. લડત દરમિયાન
આમપ્રજામાં શ્રી સુભાષની બહાદુરીની કદર જરૂર હતી પણ રાજ-
કીય નેતાગીરીએ એના પ્રત્યે ખાસ હમદર્દી બતાવી ન હતી. સામ્યવાદી
પક્ષને મન તો બ્રિટિશ શાહીવાદ કરતાં પણ એ બદતર હતા. એમની
હમેશની રીત પ્રમાણે એમની રાજકીય નિંદાખોરીની સમૃદ્ધ ગાળ-
મંજૂષામાંથી જડ્યા એટલા વિશેષણોનો એમણે ઉપયોગ કર્યો હતો.
એ સુભાષ અને એની હિંદી ફોજની હિંદના ખૂણે ખૂણામાં કદર અને
પ્રશંસા થવા માંડયા.

જાવાના સશસ્ત્ર સામના સાથે પણ કોંગ્રેસે પોતાની હમદર્દી
જાહેર કરી. ઇંડોનેશિયા દિન પળાયો, એને માટે યોજાએલા સરઘસોમાં
લોકોએ પ્રાણ ખોયા. હિંદી ફોજના બચાવ માટે કોંગ્રેસે પ્રખર ધારા-
શાસ્ત્રીઓની સમિતિ નીમી.

સિમલા પરિષદ પછી નિરાશાને બદલે રાજકીય વાતાવરણમાં
નવો ઉત્સાહ અને તાજગી દેખાવાં માંડયાં.

પણ આ બધાની—પંડિતજીના શ્રી અરૂણા આસફઅલીને પાઠવેલા
અભિનંદનની, સરદારના અમદાવાદ અને મુંબઇના ભાષણોની, હિંદી
ફોજ પ્રત્યે કોંગ્રેસે બતાવેલી હમદર્દીની અને ઈન્ડોનેશિયાના મુક્તિ
સંગ્રામની—કોંગ્રેસની નીતિરીતિ પર ઊંડી અસર પડી મુંબઈની
મહાસમિતિના ઠરાવો અને એ ઠરાવો અંગે થયેલા ભાષણોની પણ
એવી જ અસર થઈ. અહિંસા અંગેનો કોંગ્રેસનો આગ્રહ કંઇક મંદ
પડતો દેખાયો, ભાંગફોડ અને ગુપ્તતા સામેની સૂગ પણ કંઇક ઓછી
થઈ હોય એમ લાગ્યું. દમનનો સામનો હરકોઇ રીતે કરવો જોઈએ

એવી માન્યતા જામવા માંડી શક્ય હોય ત્યાં મશસ્ત્ર પ્રતીકારમાં પણ કાંઈ વધો નથી એમ લોકોને લાગ્યું. લોકોમાં અને ખાસ કરીને વિદ્યાર્થીઓમાં ઉત્સાહ વધતો જતો હતો. ત્યાં આવ્યો કલકત્તાનો ઠરાવ.

ભાગફોડ અને આઝાદ હિંદ ફોજ વિષેના પ્રવૃત્તિથી અહિંસા અને ચરખાની પુનરુક્તિ એ મોટી ફાળ છે અને એની દિશા નક્કી કરવી એ પણ કપરું છે. હરહમ્મેશ મુજબ આમાં પણ કશો મૂળગત વિરોધ નથી એમ કહેવા સમજાવવાનો યત્ન કરવામાં આવશે. દાખલા તરીક એમ કહેવામા આવ્યુ છે કે "આઝાદી મેળવવાના એક એક પુરુષપ્રયત્ન વિષે સમભાવ ધરાવવો એ એક વસ્તુ છે અને એ સાથે સમત થવુ એ બીજી વસ્તુ છે.' આવી નિરર્થક શબ્દરમત અંતે તો હાનિકર્તા જ થઇ રહે છે. વારંવાર એવું બન્યું છે કે નેતાગીરીએ એક બાજુથી અહિંસક રીતે કેદખાનાં ભર્યાં છે તો બીજી બાજુએ એટલી જ આસાનીથી અને સગવડભરી રીતે પોતાની જાતને સૈધ્ધાન્તિક રીતે અહિંસક ન હોય એવા રાષ્ટ્રીય લડતને લગતા સર્વના વારસ તરીકે ગણાવી છે. ભગતસિંહથી માંડીને નેતાજી લગીની તવારીખમાં સામ્ય છે. એમની સિદ્ધિઓ પર નવા કાર્યની માંડણી કરવાની તત્પરતાની સાથે સાથે એમનાથી પોતાની જાતને અલગ રાખવાની સાવધાની રાખવામા આવી છે. પંડિતજી અને સરદારે આઝાદ હિંદ ફોજ વિષે જે કહ્યુ છે તેને 'સંમતિ નહીં' એવી સહાનુભૂતિ' તરીકે જ ઓળખવું મુશ્કેલ છે, વ્યકિતઓ અને તેમના કાર્યોની આકારી અડતી પ્રશંસા કરવી–જેમ ભૂતકાળમા થયુ છે અને અત્યારે થાય છે, અને એ સાથે સાથે જ તેમની સાથેની અસંમતિ જાહેર કરવાની અશકિત અને હિમ્મતનો અભાવ બતાવવો એ બન્ને વસ્તુઓ વિષે શંકા જન્માવે છે. કોઇ એને ઢોંગ પણ કહે. માત્ર મહાત્માજીએ આ વિષયમા સાતત્ય અને એકવાકયતા જાળવ્યું છે. એક બાજુ પંડિતજી

અને સરદાર શ્રી અરુણા આસફઅલી, શ્રી મહેન્દ્ર ચૌધરી, શ્રી સુભાષ
બોઝ-અને આઝાદ હિંદ ફોજના ગુણગાન કરતા હતા ત્યારે મહ-
માજીએ મૌન જાળવ્યુ હતું. એમની કાર્યરીતિ સાથે ગાધીજી સમત
નથી અને વારે તહેવારે એમની પ્રશંસા પણ નથી કરતા વધુમા વધુ
એ એમને વખોડતા નથી એટલુ જ. સહાનુભૂતિ હોય અને છતાંય સંમતિ
ન હોય તો મૌન રાખવુ એ ઉત્તમ માર્ગ છે, કારાગારીના બહાર આવ્યા
બાદ તો જે સર્વની સાથે 'અસંમત' હોવાની જાહેરાત કરવામા આવેલી
હોય છે તેના ગુણગાન ગાવાં એ એક માત્ર કાર્ય થઇ પડયુ છે.
ભવ્ય લોકક્રાન્તિ'ની પ્રથમ ચિનગારી પ્રજ્વળી તે પહેલા જ એ સહુ તો
કશુંય કામ કરી શકે એવી સ્થિતિમા રહ્યા ન હતા છૂટયા બાદના
૭ મહિના લગી તો એમણે બ્રિટિશ શાહીવાદના જંગની દમનના
પ્રજાએ કરેલા અપ્રતિમ પ્રતીકારની પ્રશંસા જ કર્યા કરી લોકક્રાન્તિ
બાદ મળેલી મહા સામતિએ લોકક્રાન્તિને બિરદાવી સહુ કોઈ જાણે
લોકક્રાન્તિના પિતૃત્વની અપેક્ષા રાખતા લાગતા હતા એની કીર્તિની
મહને સેવતા હતી છુટકારા બાદ 'નિશ્ચિત રીતે અહિંસક નહી' એવી
લોકક્રાન્તિએ પ્રજામા આણેલા જાગૃતિ અને ઉત્સાહનો ખ્યાલ
એમને મળી ગયો. અન્ય કોઈને એવી કીર્તિ શા સારુ મળવી જોઇએ ?
ગેરહાજરીની નેતાગીરીનો હકકદાવો કરવામા આવ્યો આજે ૭
મહિના બાદ ! એમને જણાયુ કે '૪૨ના મુખ્ય કાર્યક્રમ જેવો કે તાર
કાપવા, ચોકીઓ બાળવી વગેરે શસ્ત્રયુકત ન હતો !

આખે ઉડીને બાઝે એવો વ્યંગ એ છે કે આખી કારકિર્દી
દરમિયાન મહાસભાએ પોતે જેની સાથે અસંમત છે એવી હિલચાલો
માથી તાકાદ મેળવી છે બન્ને વિરોધી ક્રિયાઓમાં કાર્યક્ષમતા બતાવી
ચકાઈ છે. સવાલ એક જ છે. આવું ક્યાં લગી ચાલશે ?

M L. D.

# કોંગ્રેસ અને વિદ્યાર્થી પ્રવૃત્તિ

શ્રી રમણિકલાલ શાહ

કોંગ્રેસના આરંભ કાળથી જ તે વિદ્યાર્થીઓમાં રસ લેતી આવી છે, અને વિદ્યાર્થીઓ પણ કોંગ્રેસ પાસેથી પ્રેરણા મેળવતા આવ્યા છે. કોંગ્રેસના પહેલા જ અધિવેશનમાં થયેલા નવ ઠરાવોમાંનો એક વિદ્યાર્થીઓને લગતો–સનંદી નોકરીઓ માટેની–સીવીલ સર્વીસની પરીક્ષાઓ હિંદુસ્તાનમાં લેવાની અને તે માટેની ઉંમરની મર્યાદા વધારવાની માગણી કરતો હતો. સ્વ. દાદાભાઈ નવરોજીએ આ ઠરાવ રજૂ કર્યો હતો, એ બતાવી આપે છે કે કોંગ્રેસ તેને કેટલું મહત્ત્વ આપતી હતી. આ પછી પણ દર વર્ષે આ માગણી ફરી ફરીને રજૂ કરવામાં આવતી અને દાદાભાઈ, માલવિયાજી, ગોખલે વગેરે તેના પર જુસ્સાદાર ભાષણો કરતા. કેળવણીની દરેક શાખામાં હિંદીઓને સમાન તક આપવાની તેમ જ કેળવણીના ખર્ચમાં વધારો કરવાની માગણી કરતા ઠરાવો પણ કોંગ્રેસ અવારનવાર કરતી.

આ થઈ કોંગ્રેસની બાલ્યાવસ્થાની વાત, જ્યારે અંગ્રેજોની ન્યાય–બુદ્ધિમાં કોંગ્રેસને અણખૂટ વિશ્વાસ હતો અને જ્યારે મહારાણી વિક્ટોરિયા પ્રત્યે વફાદારી બતાવવામાં ગૌરવ મનાતું. ત્યારપછી આવ્યો ઉદ્દામદળનો યુગ, જેના જ્યોતિર્ધરો હતા લોકમાન્ય તિલક, લાલા લજપતરાય, બિપિનચંદ્ર પાલ અને શ્રી. અરવિંદ ઘોષ. આ નેતાઓએ દેશ સમક્ષ રજૂ કરેલા કાર્યક્રમમાં વિદ્યાર્થીઓને ભારે મહત્ત્વનું સ્થાન આપવામાં આવ્યું હતું. રાષ્ટ્રીય શિક્ષણ, રાષ્ટ્રીય ભાષા, રાષ્ટ્રીય પોષાક, રાષ્ટ્રીય ઉત્સવો, સ્વદેશી, બહિષ્કાર કે 'વંદે માતરમ': આ સર્વ હિલચાલોમાં મહત્ત્વની કામગીરી વિદ્યાર્થીઓએ બજાવવાની હતી, અને વિદ્યાર્થીઓ તે હોંશે પાર પાડતા. બંગભંગની લડતમાં વિદ્યાર્થીઓએ ઉમંગભેર ઝંપલાવ્યું. રાજકીય હિલચાલમાં ભાગ લેવા સામે વિદ્યાર્થીઓને મનાઈ

કરવામાં આવી 'વંદે માતરમ્' બોલવાના ગુના માટે વિદ્યાર્થીઓને બરતરફ કરવામાં આવ્યા. આનો જવાબ શાળા કૉલેજના બહિષ્કારથી મળ્યો. રાષ્ટ્રીય શિક્ષણસંસ્થાઓ ઠેરઠેર શરૂ કરવામાં આવી. માત્ર પૂર્વ બંગાળામાં જ ચોવીસ રાષ્ટ્રીય શાળાઓ શરૂ થઈ ગઈ. એક રાષ્ટ્રીય વિદ્યાપીઠ પણ ઊભી થઈ. સંખ્યાબંધ વિદ્યાર્થીઓ જેલમાં પણ ગયા. આજ સમય દરમ્યાન ઈ. સ. ૧૯૦૭માં લાલા લજપતરાયની પ્રેરણા અને દોરવણી હેઠળ પંજાબમાં પહેલી વિદ્યાર્થી પરિષદ મળી.

કોંગ્રેસનું સુકાન ગાંધીજીના હાથમાં આવ્યા પછી તો વિદ્યાર્થીઓ સાથેનો કોંગ્રેસનો સંબંધ વધુ ગાઢ બન્યો. અસહકારના કાર્યક્રમમાં ભાગ લેવાની વિદ્યાર્થીઓને પણ કોંગ્રેસે સ્પષ્ટ શબ્દોમાં હાકલ કરી. "સરકારની માલિકીની, એની મદદથી કે એના અંકુશ નીચે ચાલતી શાળાઓમાંથી વિદ્યાર્થીઓને ધીમે ધીમે ઉપાડી લેવા, અને તેને બદલે રાષ્ટ્રીય શાળાઓ અને કૉલેજો સ્થાપવી" એ અસહકારના ઠરાવમાંની (સપ્ટેમ્બર ૧૯૨૦ કલકત્તા કોંગ્રેસ) વિદ્યાર્થીઓને લગતી કલમ હતી. વિદ્યાર્થીઓએ કોંગ્રેસની હાકલનો ખૂબ સુંદર જવાબ આપ્યો. લાખોની સંખ્યામાં વિદ્યાર્થીઓએ શાળા કૉલેજો છોડી દીધી. હજારો વિદ્યાર્થીઓ પરીક્ષાઓ છોડીને ચાલી નીકળ્યા. ઠેરઠેર રાષ્ટ્રીય વિદ્યાપીઠો, શાળાઓ અને વિનયમંદિરો શરૂ થયાં. ગૂજરાત વિદ્યાપીઠ, કાશી વિદ્યાપીઠ, બિહાર વિદ્યાપીઠ, તિલક વિદ્યાપીઠ, બંગાળ રાષ્ટ્રીય વિદ્યાપીઠ, લાહોર રાષ્ટ્રીય વિદ્યાપીઠ, અલીગઢ રાષ્ટ્રીય મુસ્લિમ વિદ્યાપીઠ અને બીજી હજારો રાષ્ટ્રીય શાળાઓ સ્થપાઈ. ખુદ ગાંધીજી ગૂજરાત વિદ્યાપીઠના કુલપતિ થયા અને શ્રી સુભાષચંદ્ર બોઝ બંગાળ રાષ્ટ્રીય વિદ્યાપીઠના પ્રિન્સિપાલ થયા. વિદ્યાર્થીઓ અને રાષ્ટ્રીય શિક્ષણમાં કોંગ્રેસને કેટલો ઊંડો રસ હતો એ બતાવવા માટે આથી વધુ શું જોઈએ? બહિષ્કાર અને રાષ્ટ્રીય શિક્ષણ ઉપરાંત સવિનય કાનૂનભંગના કાર્યક્રમોમાં ભાગ લઈને પણ હજારો વિદ્યાર્થીઓ જેલમાં ગયા. તેમજ બીજા અનેક અત્યાચારોનો ભોગ બન્યા. આ પછી તો

કોંગ્રેસ વિદ્યાર્થીઓને દિનપ્રતિદિન વધુને વધુ ખેચતી આવી છે. સાયમન કમિશન સામેના વિરોધમા વિદ્યાર્થીઓએ લીધેલો આગેવાની ભર્યો ભાગ, ૧૯૩૦–૩૨ ના અહિંસક યુદ્ધોમા વિદ્યાર્થીઓનો ફાળો, કોંગ્રેસ પ્રધાનમંડળોના વહિવટ દરમ્યાન અને પછી પ્રૌઢ શિક્ષણની અને બીજી રચનાત્મક પ્રવૃત્તિઓમા વિદ્યાર્થીઓનો હિસ્સો તેમ જ સૌથી ઉત્તરે '૪૨ની લોકક્રાંતિમા વિદ્યાર્થીઓએ આપેલા બલિદાનો–આ બધાનો ઇતિહાસ તો જગજાહેર છે

કોંગ્રેસ અને વિદ્યાર્થીઓની વચ્ચેનો સબંધ આટલો ગાઢ હોવા છતાય એનું સ્વરૂપ હમેશા એક સરખુ જ રહ્યુ છે એવું નથી. વર્ષો સુધી વિદ્યાર્થીઓમા એક સમૂહ તરીકેની જાગૃતિ નહિવત્ હતી. વિદ્યાર્થીઓના મંડળો જેવું તો કશુ જ હતું નહિ. પહેલી વિદ્યાર્થી પરિષદ ૧૯૦૭ મા મળી, પણ વિદ્યાર્થીમડળોની પ્રવૃત્તિનો આરંભ તો ઘણો મોડેથી છેક ઇ સ ૧૯૨૭મા થયો એમ કહી શકાય. સરદાર ભગતસિંહના પ્રયત્નોથી તા. ૪ થી નવેબર ૧૯૨૬ ના રોજ લાહોર વિદ્યાર્થી મડળની સ્થાપના થઇ. આ અરસામા જ મુંબઈ અને બીજા શહેરોમા વિદ્યાર્થી મડળો ઊભા થવા માડ્યા

આ પ્રવૃત્તિને વધુ વેગ તો ૧૯૩૪–૩૫ મા જ મળ્યો. '૩૦–૩૨ ની લડતના ફાલ રૂપે આવેલા અનેક યુવાન કાર્યકર્તાઓએ આ પ્રવૃત્તિમા પોતાની શક્તિ કેન્દ્રિત કરવા માડી, અને '૩૬ના ઓગસ્ટ સુધીમા તો દેશના નાના મોટા અઢીસો ઉપર શહેરોમા વિદ્યાર્થી મડળોની સ્થાપના થઈ ચૂકી, તેમ જ અખિલ હિંદ વિદ્યાર્થી સંસ્થા પણ ઊભી થઈ. પ્રાતોના વિદ્યાર્થીસઘો પણ ઊભા થયા. આમ વિદ્યાર્થી હિલચાલ એક સ્વતંત્ર પ્રવૃત્તિ તરીકે બહાર આવી. પંડિત જવાહરલાલ જેવા કોંગ્રેસના પ્રથમ હરોળના નેતાએ અ. હિંદ વિદ્યાર્થી પરિષદની ઉદ્‌ઘાટન ક્રિયા કરીને આ પ્રવૃતિને આવકારી, તેમ જ તેને ચેતાની દોરવણી આપી

કોંગ્રેસના બીજા આગેવાનોએ અને કાર્યકરોએ પણ આ

પ્રવૃતિમાં રસ લઇ તેને માર્ગદર્શન આપવા માંડયું. અખિલ હિંદ વિદ્યાર્થી ફેડરેશનના પ્રસિદ્ધ નાગપુર-ભંગાણ પછી ૧૯૪૧ ના ફેબ્રુઆરી-માં બનારસ ખાતે મળેલા રાષ્ટ્રવાદી વિદ્યાર્થી સંમેલનનું પ્રમુખસ્થાન લેવા માટે રાજકુમારી અમૃતકુંવરને ગાંધીજીએ મોકલી આ યાં. આમ છતાંય એક સંસ્થા તરીકે કોંગ્રેસનું વિદ્યાર્થી પ્રવૃત્તિ અને વિદ્યાર્થી સંસ્થાઓ પરત્વેનું કોઈ સત્તાવાર વલણ નહોતું-આથી વ્યક્તિગત રીતે જુદા જુદા કોંગ્રેસ આગેવાનોની વલણ એક બીજાથી જુદી અને કેટલીકવાર તો વિરોધી પણ દેખાતી. એક જ સ્થળે (પટણા) એક જ દિવસો દરમ્યાન (ડીસેંબરનું છેલ્લું અઠવાડિયું-૧૯૪૧) અને એક બીજાથી સાવ વિરોધ નીતિ-'લોક યુદ્ધ' અને 'જંગે આઝાદી'-અખ-ત્યાર કરનાર બે અખિલ હિંદ વિદ્યાર્થી પરિષદોમાંથી પહેલીના પ્રમુ-સ્થાને મિયાં ઇફતીખારૂદીન અને બીજીના પ્રમુખસ્થાને યુસુફ મહેર-અલી-બન્ને આગેવાન કોંગ્રેસીઓ હતા.

'૪૨ ની લોકક્રાંતિ પછી દેખીતી રીતે જ વિદ્યાર્થીઓ દેશની આઝાદી માટેના એક મહાન બળ તરીકે બહાર આવ્યા છે, અને આઝાદી માટે લડનારી એક માત્ર મહાન સંસ્થા કોંગ્રેસ સાથેનું તેમનું જોડાણ પણ વધુ ગાઢ બન્યું છે. વિદ્યાર્થીપ્રવૃત્તિ પ્રત્યેનું કોંગ્રેસનું વલણ વધુ ને વધુ સ્પષ્ટ સ્વરૂપ ધારણ કરવા માંડયું છે. મુંબઇ, ગૂજરાત અને બીજા કેટલાક સ્થળે કોંગ્રેસની પ્રાંતિક સમિતિઓએ વિદ્યાર્થીપ્રવૃત્તિ સાથે સંબંધ જાળવવા અથવા તેને દોરવણી આપવા માટે ખાસ સમિતિઓની નિમણૂંક કરી છે. આ સમિતિઓ તરફથી તેમ જ કોંગ્રેસના જવાબદાર આગેવાનો તરફથી અવારનવાર વિદ્યાર્થી-ઓને માર્ગદર્શન પણ મળી રહ્યું છે. '૪૨ ની પાવક જ્વાલાઓ-માંથી નવું જીવન પ્રાપ્ત કરીને આવેલી વિદ્યાર્થીઓની સંસ્થાઓ પણ કોંગ્રેસની નેતાગીરીમાં વધુ ને વધુ દઢ વિશ્વાસ ધરાવતી થઇ છે.

ગાંધીજી, રાજેન્દ્રબાબુ, જવાહરલાલ, સરદાર વલ્લભભાઇ વગેરે નેતાઓએ તથા પ્રાંતિક સમિતિઓએ વિદ્યાર્થીઓને ઉદ્દેશીને અવાર-

નવાર જે કાંઈ કહ્યું છે તેમાંથી કોંગ્રેસના વિદ્યાર્થીપ્રવૃત્તિ પ્રત્યેના વલણ વિષે નીચેના મુદ્દાઓ તારવી શકાય.

૧ પક્ષાપક્ષીના રાજકારણથી અને રોજબરોજના રાજકીય સંઘર્ષોથી વિદ્યાર્થીઓ દૂર રહે.

૨ વિદ્યાર્થીપ્રવૃત્તિનું મુખ્ય ધ્યેય વિદ્યાર્થીઓને ઉત્તમ નાગરિકત્વની તાલીમ આપવાનું—તેમના જીવન અને ચારિત્ર્યનું સર્વાંગી ઘડતર કરવાનું હોવું જોઈએ.

૩ આપણા દેશના વિશિષ્ટ સંજોગોમાં સ્વદેશાભિમાનનું શિક્ષણ એ વિદ્યાર્થીના ઘડતરનું સૌથી મહત્ત્વનું અંગ ગણાવું જોઈએ.

૪ આથી રાષ્ટ્રીય આઝાદીની દેશવ્યાપી લડત આવી પહોંચે ત્યારે વિદ્યાર્થીઓ પોતપોતાની શિક્ષણસંસ્થાનો ત્યાગ કરીને લડતમાં ઝંપલાવે અને એમાં પોતાનું સર્વસ્વ ફના કરવાને તૈયાર રહે.

૫ વિદ્યાર્થીપ્રવૃત્તિનું સંગઠન વર્ગવિગ્રહના ધોરણે ન થઈ શકે. શિક્ષક અને વિદ્યાર્થી વચ્ચેના સંબંધો વિરોધના નહી પણ મીઠાશ અને સહકારના હોવા જોઈએ. શિક્ષકોને વિદ્યાર્થીપ્રવૃત્તિમાં સક્રિય રસ લેતા કરવા જોઈએ.

૬ પ્રૌઢશિક્ષણ, રાષ્ટ્રભાષા, અને ખાદીથી માંડીને કોમી એકતા અને આર્થિક સમાનતા સુધીના તમામ રચનાત્મક કાર્યક્રમોમાંથી કાંઈક ને કાંઈક તો વિદ્યાર્થીઓ કરતા થાય જ.

૭ હડતાળનો ઉપયોગ વિદ્યાર્થીઓ રોજબરોજના હથિયાર તરીકે અને હળવી રીતે નહિ કરતા પૂરેપૂરી ગંભીરતાથી અને આખરી શસ્ત્ર તરીકે કરે.

૮ વિદ્યાર્થીપ્રવૃત્તિનું સંગઠન સ્વતંત્ર રીતે એટલે કે વિદ્યાર્થી મંડળો મારફતે થાય, પણ આઝાદીની લડતનો સફળ અંત આવે ત્યાં સુધી દેશના બીજા વર્ગો અને સમૂહોની જેમ વિદ્યાર્થીઓ પણ તેમની રાજકીય દોરવણી દેશની આઝાદી માટે લડતી એકમાત્ર મહાન સંસ્થા કોંગ્રેસ પાસેથી જ મેળવે.

# રાષ્ટ્રીય મહાસભા

## અને

## મંજૂરો

●

શ્રી. સોમનાથ દવે.



હિન્દુસ્થાનની મહાન રાજકીય સંસ્થા—રાષ્ટ્રીય મહાસભા—સાથે મજૂર ચળવળને કયા પ્રકારનો સંબંધ હોવો ઉચિત છે એ વિષય આજે હવે ગંભીરતાપૂર્વક વિચારવા લાગ્યો છે. રાષ્ટ્રીય મહાસભાના પહેલા ચાર દાયકા જેટલા સમય અને ત્યાર પછીના સમય વચ્ચે જે મૂળભૂત ફેરફારો માલુમ પડે છે એમા એક વસ્તુ સૌથી વધુ સૂચક છે. ૧૮૮૫ થી ૧૯૧૯ સુધી મહાસભાના આગેવાનો મજૂર વર્ગ સાથે કશો જ સંપર્ક ધરાવતા નહિ. ૧૯૧૮ માં મહાત્મા ગાંધીએ અમદાવાદના મજૂરોની હડતાળની આગેવાની સ્વીકારી અને હિન્દુસ્થાનમાં આવ્યા પછી જાહેર કાર્ય અંગે એમણે પ્રથમ વેળા જે અનશન વ્રત લીધું એ મહાસભાના મજૂરો સાથેના સંપર્કનું સીમાચિહ્ન છે. મહાત્માજીની પ્રેરણાને લીધે બીજા મહાસભાવાદીઓએ પણ મજૂર કાર્યમાં રસ લેવાનું શરૂ કર્યું અને તેમાંથી કેટલાકે તો મજૂર-સેવાને પોતાના જીવન કાર્ય તરીકે અપનાવી લીધું. દેશનાદુર્ભાગ્યે, મહાત્માજીને રાજકીય કાર્યમાં જેટલા સાથીઓ અને સ્વયંસેવકો મળ્યા તેટલા કાર્યકર્તાઓ મજૂર ચળવળને સાચે રસ્તે દોરવાના કાર્યમા ન મળ્યા; આજે આટલા વર્ષે પણ હિંદુસ્થાનમાં મજબૂત અને વિશાળ સંગઠનો ઊભા કરવાની ઉમેદ બર નથી આવી એ આનું સ્પષ્ટ પરિણામ છે.

### રચનાત્મક કાર્યક્રમની સૂઝ

ગાંધીજી મહાસભાના રાહબર અને પ્રથમ પંક્તિના આગેવાન હોવા છતાં તેમણે અનેક વખત ઉચ્ચાર્યું છે કે રાજકારણ કરતાં

જનતાની સેવાના રચનાત્મક કાર્યમાં એમને વિશેષ રસ છે. ગાંધીજીના સતત આગ્રહી સ્વભાવને લીધે બીજા રાજકીય કાર્યકર્તાઓએ રચનાત્મક ગણાતી પ્રવૃત્તિઓમાં રસ લેવો શરૂ કર્યો છે, તેમ છતાં એ તો આજે પણ સ્પષ્ટ છે કે દેશના બહુ મોટા ભાગના કાર્યકર્તાઓને રચનાત્મક કામમા પડયા રહેવું ગમતું નથી. એ કામમા કંગો ઉત્સાહ નથી આવતો એ તેમની કફિયાદ છે. આ વિશાળ અને ગૂઢ પ્રશ્ન પર હુ કાંઇ લખું એ અસ્થાને છે. રચનાત્મક કાર્યક્રમના પ્રણેતા–પૂજ્ય ગાંધીજી પોતે જ એ બાબતમા વારંવાર જે લખે છે એ પૂરતું છે. અહીં તો એનો ઉલ્લેખ એટલા પૂરતો જ કરવામાં આવે છે કે મજૂર 'કાર્યને ચૌદ પ્રકારના રચનાત્મક કાર્ય પૈકી એક મહત્ત્વના કાર્ય તરીકે ગણવામાં આવ્યુ છે, તેથી બધા રચનાત્મક કામો પ્રત્યે જે શિથિલતા માલુમ પડે છે એ જ હાલ મજૂર–કાર્ય પરત્વે છે એ સમજી શકાય. મહાસભાની પ્રવૃત્તિઓ સહેજે બે ભાગમાં વહેંચાઇ જાય છે–અને બન્ને વિભાગના મુખ્ય નેતાઓ એક જ હોવા છતા–તેમાં એક સરખી પ્રગતિ નથી થઈ. એક પ્રસ્તુત ઉદાહરણથી આ વસ્તુ તુરત સમજાઇ જશે. આજે વડી ધારાસભા અને પ્રાંતિક ધારાસભાઓની ચૂંટણી માટે મહાસભાના સૌ કોઈ આગેવાનો, કાર્યકર્તાઓ, સભ્યો અને સેવકો ચીવટથી કામ કરવા મંડી ગયા છે. ધાર્યું પરિણામ લાવવા માટે દેશના ખૂણે ખૂણામાં ચેતન અને જાગૃતિ લાવવાના પ્રયત્નો થઇ રહ્યા છે. સૌ મતદારો આજના રાજકીય મુદ્દાઓ સમજે અને મહાસભાને મત આપે તે માટે પ્રયત્નો કરવામાં કશી કચાશ રાખવામાં આવતી નથી–પરંતુ રાષ્ટ્રીય મહાસભાએ જે મહાસમિતિની બેઠકમાં આ નિર્ણય કર્યો, એ જ બેઠકમાં રચનાત્મક કાર્ય માટે પણ ઠરાવ કરી જે આદેશ આપ્યો છે તેનું પાલન કરવા માટે કેટલા પ્રયત્નો થયા?

### કયાં છે કાર્યકર્તાઓ!

મહાસભા ઇચ્છે છે કે મજૂરોના કામમાં રસ લઇ તેમના સંગ-

ફ્નો ઊભા કરી, તેમનું શોષણ અટકે એ માટેની પ્રવૃત્તિઓ હાથ ધરવી જુદી જુદી પ્રાંતિક મહાસભા સમિતિઓએ અનેક વખત પેટા સમિતિઓ નીમી મજૂર-કાર્યમાં રસ લેવા પ્રયત્નો પણ કર્યા છે એ હકીકત પણ જાણીતી છે પરંતુ જ્યાં સુધી કેવળ મજૂર કાર્યમાં રસ લેનાર કાર્યકર્તાઓ એ કાર્યને અપનાવી ન લે ત્યાં સુધી આજની સ્થિતિમાં ફેર પડવાનો સંભવ નથી ગાંધી સેવા સંઘ તરફથી ૧૯૩૭ના અરસામાં મજૂર સમિતિ દ્વારા જે પ્રયત્નો થયા હતા એ સાચી દિશામાં હતા પરંતુ જે પ્રાંતના સ્થાનિક આગેવાનોએ મજૂર કાર્ય માટે કાર્યકર્તાઓ ઊભા કરી તેમને તાલીમ આપવાનો અને જ્યાં સુધી મજૂર સંગઠ્નો પગભર થાય ત્યાં સુધી આર્થિક મદદ આપવાનો પ્રબંધ કર્યો ત્યાં જ પ્રગતિ થઇ શકી આજે પણ હિન્દુસ્થાન મજદૂર સેવક સંઘ મારફતે દેશની મજૂર ચળવળને સાચો રાહ બતાવવા જે પ્રવૃત્તિઓ થઈ રહી છે, તેમાં જેટલે અંશે સ્થાનિક કાર્યકર્તાઓ મળી રહે એટલે અંશે જ સફળતા મળવાનો સંભવ છે. સામાજિક ક્રાંતિ કરવાના સ્વપ્નો સેવવાથી કે એ વિષે પુસ્તકો અને નિબંધો લખવાથી ક્રાંતિ થવાની નથી, એટલું આપણો યુવાન વર્ગ સમજી લે એ ઇષ્ટ છે ક્રાંતિ માટેના સાધનોને કેળવવામાં જે આકરી સેવા કરવી પડે તેની તૈયારી ન હોય તો ક્રાંતિ કેવળ સ્વપ્ન પ્રદેશની કથા સમાન જ રહી જશે '૧૯૪૨માં 'હિંદ છોડો'નો નાદ દેશભરમાં વ્યાપી રહ્યો, પરંતુ આજે પણ સ્વાતંત્ર્ય પ્રાપ્ત નથી થયું એના કારણો તપાસીએ તો એ સ્પષ્ટ માલુમ પડશે કે દેશની મજૂર અને કિસાન જનતા સંગઠિત ન હોવાના કારણે અણીને વખતે તેમની પાસેથી અપેક્ષા રાખેલી એવી લડતો ઉપાડી લેવામાં ન આવી અમદાવાદના સંગઠિત મજૂરો જે સ્વયંપ્રેરણાથી કરી શક્યા એ અન્ય કોઇ સ્થળે ન થયું. ભવિષ્યને માટે એ સૂચક બોધપાઠ પૂરો પાડે છે જ્યાં સુધી તાલુકે તાલુકે મજૂરો અને કિસાનોના સંગઠ્નો ન સ્થપાય ત્યાં સુધી તેમની પાસેથી વ્યવસ્થિત લડતની અપેક્ષા રાખવી એ વધુ પડતું

છે. અમદાવાદના મજૂરોને તો પચીસ વર્ષની તાલિમ હતી. અને યોગ્ય કાળે સ્વાભાવિક પરિણામ આવ્યું.

## મજૂરોના મંડળો અને મહાસભા

મહાસભા મજૂરોના કાર્યમાં સાચી મદદ મજૂરોના મંડળો બાંધવામાં મદદ કરીને જ આપી શકે. મજૂર મંડળો રાજકીય બાબતોમાં મહાસભાનો સાથ આપે એ એક જ દૃષ્ટિ નજર સમક્ષ રાખ્યા વિના, મજૂરોના હિતો આગળ વધારવાના એક માત્ર હેતુથી મંડળો રચાય અને મહાસભાવાદી કાર્યકર્તાઓ સાચા દિલથી એમાં રસ લે તો મજૂરો રાજકીય બાબતોમાં યોગ્ય કેળવણી પામે એ અનિવાર્ય છે અને પરિણામે મહાસભાને સાથ આપે એ સ્વાભાવિક છે. પરંતુ મહાસભાવાદી મજૂર કાર્યકર્તાઓ એક વાત કદી ન ભૂલે. મજૂર મંડળના સૌ સભાસદોને વ્યક્તિગત રીતે પોતાને યોગ્ય લાગે તે રાજકીય પક્ષમાં જોડાવવાની છૂટ છે અને તેથી સંસ્થા તરીકે મજૂર મંડળની રાજકીય નીતિ તટસ્થ હોય, પરંતુ વ્યક્તિગત સભાસદો રાજકારણ સમજે અને યોગ્ય પક્ષને અપનાવે એવું વાતાવરણ સ્વાભાવિક રીતે જ ઉત્પન્ન થઈ શકે. મજૂર મંડળો જેમ કોમીવાદથી પર રહી શકે છે અને રહે તો જ સફળ થાય, એમ મજૂર મંડળના સભાસદો મુખ્યત્વે માલિકો સામે પોતાનું સંરક્ષણ કરવાના કાર્યમાં રસ ધરાવતા હોઇ, તેમનામાં રાજકીય મુદ્દાઓ વિષે મતભેદ હોય એ સમજી શકાય છે, પરંતુ જ્યારે મજૂર મંડળના સભાસદો સમજશે કે તેમના હેતુઓ, ઉદ્દેશો અને ધ્યેય સિદ્ધ કરવાના કાર્યમાં તેમને સૌથી વધુ મદદ મહાસભાપક્ષ તરફથી જ મળવાનો સંભવ છે ત્યારે મજૂર મંડળના મોટા ભાગના સભ્યો મહાસભા સામે નિકટનો સંબંધ રાખવાનું ઇષ્ટ માનશે એ નિઃસંશય છે.

આજે હિંદમાં બે મજૂર સંસ્થાઓ દેશ સમસ્તના મજૂરો તરફથી વાત કરવાનો દાવો કરે છે. એક સંસ્થામાં સામ્યવાદીઓ, મહાસભા-

વાદી અને કોઈ પ્રકારની નિશ્ચિત નીતિ વિનાના મજૂર મંડળો છે જ્યારે બીજી સંસ્થામાં રોષમતવાદી મજૂર મંડળો છે. આપણા દેશમાં મહાસભા સૌથી વિશાળ રાજકીય પક્ષ હોવા છતા આજે આ સ્થિતિ હોય એ આપણે માટે શોભાસ્પદ તો નથી જ. આ ક્ષતિનું નિવારણ તો જ થઈ શકે જો મહાસભાવાદી કાર્યકરો નાના મોટા કારખાનાનાં મજૂરોનાં મંડળો બાંધવાનું, ચલાવવાનું અને તેમને મદદ કરવાનું ઉપાડી લે તો પરંતુ આ કામમાં પડવા ઇચ્છતા કાર્યકરો સમજી લે કે જ્યાં સુધી તેઓ પોતાના કાર્યક્ષેત્રની મર્યાદા સમજતાં ન શીખે ત્યાં સુધી તેમને સફળતા મળવાની નથી મહાસભાની વ્યાસપીઠ પર આજ સર્વ પક્ષ અને વર્ગને સ્થાન છે—એમા ધનવાન મિલમાલિક, કુશળ વકીલ, મધ્યમ વર્ગનો ગુમાસ્તો અને મજૂરી કરતો શ્રમજીવી અને દેશનો વિશાળ ખેડુત સમુદાય, સૌ વર્ગના પ્રતિનિધિઓને સ્થાન છે તેથી મજૂરોને પોતાના અલગ મંડળો બાંધ્યા વિના ચાલવાનું નથી. જુદા જુદા વર્ગના હિતો વચ્ચે અથડામણ થાય એ તો અનિવાર્ય છે, અને એવે પ્રસંગે મહાસભા ગરીબોને ખેડુતો અને મજૂરોને સાથ દે એ જરૂરી છે. મહાસભાનું પીઠબળ મજૂર ચળવળને મળે, વ્યવસ્થિત કામ કરનારા કાર્યકર્તાઓ સાંપડે અને યોગ્ય નીતિ-રીતિ પ્રમાણે મંડળો ચલાવવામાં આવે તો આજની સ્થિતિમા ઘણો ફેર પડે એમાં શંકા નથી. આ સક્રાન્તિ કાળમા મનુષ્યત્વનું મૂલ્ય જ્યારે વધુ ને વધુ સમજાતું જાય છે એ યુગમા મજૂરોનુ કામ જેટલું મહત્વનું છે કે તેના પ્રત્યે ઉપેક્ષા કરવાથી દેશની રાજકીય પ્રગતિ પણ રૂંધાઇ જશે.

આપણે આશા સેવીએ કે કેવળ ઇન્કિલાબની બાગ મારનાર યુવાનો, ઇન્કિલાબનું સાચું સાધન ઉત્પન્ન કરવાના કાર્યમા રસ લેતા થશે.

# સ્વરાજ્યનો આર્થિક સંદર્ભ



નિરુ દેસાઈ



હિંદુસ્તાનનો મુખ્ય પ્રશ્ન આઝાદીનો છે, એવું વારંવાર કહે-વાય છે. પરન્તુ આઝાદી એ કોઈ તરંગી, અવાસ્તવિક, પોલી વસ્તુ નથી. એનો નક્કર અર્થ થાય છે. પં. જવાહરલાલે એનો અર્થ ઘટાવ્યો છેઃ હિંદની ગરીબાઈનો નાશ. આઝાદી એટલે આમ મુખ્યત્વે બ્રિટિશ શોષણમાંથી મુક્તિ મેળવી હિંદ ગરીબાઇ અને બેકારીના પ્રશ્નનો તોડ કાઢશે, એવા અર્થમા સમાઇ જાય છે. આઝાદી સાથે જ એના નક્કર આર્થિક સંદર્ભનો ખ્યાલ આપે છે. આવા સદર્ભથી એને છૂટી પાડી શકાય નહિ. આપણે આઝાદી જોઇએ છીએ કારણ કે ૧૭૫ વર્ષના બ્રિટિશ શાસન પછી આપણે જોયું છે કે હિંદની વાર્ષિક સરેરાશ આવક માત્ર રૂા. ૬૦ ની છે હિંદના લોકોનુ જીવન નિર્વાહનું ધોરણ ઘણું નીચું છે. હિદનો ઔદ્યોગિક કે ખેતી વિષયક વિકાસ થવા દેવામાં આવતો નથી એની કરુણ કંગાલિયતના કારણે હિંદનું મહા-સભાની સ્વાતંત્ર્ય પ્રતિજ્ઞામાં જણાવ્યું છે તે પ્રમાણે નૈતિક સાંસ્કૃતિક અને આધ્યાત્મિક પતન થયુ છે.

હિંદની ગુલામી એ બ્રિટનના આર્થિક શોષણનું જ પરિણામ છે. ઇગ્લેંડમાં વેપારી મૂડીવાદ–Merchant capitalismના આરંભ સાથે જ અનેક કંપનીઓની સ્થાપના થઇ. ઇસ્ટ ઇન્ડીઆ કંપની એમાં મુખ્ય હતી. એનું આરંભિક કામ જે માલમાંથી સારો નફો મળે તે હિંદથી લાવી બ્રિટનના બજારોમાં વેચવાનું હતું. હિંદમાંથી આવેલી અઢળક દૌલતના પરિણામે બ્રિટનમા ઔદ્યોગિક ક્રાંતિ થઇ અને ત્યાંનો મૂડીવાદ ઔદ્યોગિક મૂડીવાદ–Industrial capitalism

બન્યો. પછી પરિસ્થિતિની અસર હિંદ પર પડી. આ અરસામાં હિંદ બ્રિટનના રાજકીય અંકુશ નીચે આવી ગયું હતું. ઇસ્ટ ઇન્ડીઆ કંપનીનો ઇજારો ખતમ કરવામાં આવ્યો. સરકારી તંત્ર કંપની પાસેથી તાજ પાસે આવ્યું. અને હિંદ બ્રિટનના ઉદ્યોગો માટે કાચા માલનું સાધન, અને તૈયાર માલનું બજાર બની ગયુ દેશનુ સમતોલ અર્થ તંત્ર આમ તૂટી ગયું. રેલ્વેના વિકાસે સમસ્ત દેશના ખૂણેખૂણે પરદેશી માલ લઇ જવાની સગવડ કરી આપી. ઔદ્યોગિક નફા મારફતે એકત્ર થયેલી બ્રિટિશ મૂડી હિદમા વહેવા લાગી અને રેલ્વે, ચહા, શણુના પાકમાં એનું રોકાણ થવા માંડયુ. બ્રિટિશ ઢબના બેકિંગે પરદેશી વેપારનીજ સગવડ સાચવી હિંદના જૂના ઉદ્યોગો આમ નાશ,પામ્યા અને હિંદનુ ઉદ્યોગનું ઉન્નત સ્થાન નીચે પડવા લાગ્યું.

આ સાથે એક નવી પરિસ્થિતિ પણ દેશમાં પેદા થવા લાગી. સરકારી અનિચ્છા છતા દેશમાં નવા ઉદ્યોગો ચાલવા લાગ્યા. હિંદ સાથેના બ્રિટિશ વેપારમાંથી રળેલા હિંદી વેપારીઓએ ઉદ્યોગોનો આરંભ કર્યો. ઇંગ્લેંડમાં ઔદ્યોગિક મૂડીવાદના સ્થાને નાણાકીય મૂડીવાદ Finance Capitalism નો ગાળો આરંભાઇ ચૂકયો હતો. હિંદના ઔદ્યોગિક વિકાસ દ્વારા મળનાર વિશાળ નફાથી આકર્ષાઈ બ્રિટિશ મૂડી હિંદના ઉદ્યોગોમા વહેવા લાગી. એક બાજુ પરદેશી મૂડી સાથે સ્પર્ધા કરતી દેશી મૂડી હતી, તો બીજી બાજુ દેશી મૂડી સાથે સરકાર સાધી હિંદના અર્થ તંત્ર પર અસર કરતી બ્રિટિશ મૂડીનું રોકાણ નાનુંસૂનું નહોતુ. આમ દેશનો ઔદ્યોગિક વિકાસ ટલ્લા ખાય છે તો આ વિકાસે દેશમાં એક મજૂર વર્ગ ઊભો કર્યો છે, જેની સ્થિતિ એના ભાઇબંધ ખેડૂત કરતા જરાય સારી નથી, સરકાર કોઇ જાતની સંગત, કે સવાદી નીતિ ગ્રહણ કરી શકતી નથી. ૧૯૪૨ના ડીસેમ્બર માસમાં સર વિશ્વેશ્વરૈયાએ કહ્યું હતું " સરકાર પાસે કોઇ નીતિ નથી. કોઈ યોજના નથી, દેશના ૪૦ કરોડ માન

વોની ખરીદ શક્તિને સ્પર્શતા પ્રશ્નો વિષે એ શું કરે છે, શું કરવા ધારે છે, એનો કશો ખ્યાલ એની પાસે નથી." વર્ષો અગાઉ ફિસ્કલ કમીશને હિંદના ઉદ્યોગો માટે રક્ષણની કરેલી ભલામણો હજી અભરાઇ પર જ રહી છે. ૧૯૧૪ના મહાયુધ્ધે દેશના ઔદ્યોગિક વિકાસ માટે ખૂબ જ અનુકૂળતાઓ કરી આપી હતી. એ સમયમાં યંત્રોના અભાવે આ તકોનો લાભ ન લઇ શકાયો. યુદ્ધ પતી ગયા પછી સરકારે જાણી જોઇને આ વાત તરફ દુર્લક્ષ્ય કર્યું. આર્થિક વિકાસને સુસંગત કરવા માટે સરકારે કશી મદદ ન કરી. બીજા યુદ્ધ વેળાએ પાછી એની એ જ સ્થિતિ આવી પડી. પુનઃ હિંદને આગેકૂચ કરવાની અનુકૂળતાઓ મળી. ચાવીરૂપ ઉદ્યોગોનો અભાવ આપણને નડયો છે. ઠેઠ ૧૯૧૯મા આજ હકિકત પર ઔદ્યોગિક કમીશને ટીકા કરી હતી. ઓસ્ટ્રેલીઆ અને કેનેડા યુધ્ધે સર્જેલી પરિસ્થિતિનો લાભ લેવા શક્તિમાન થયાં. આમ જે દેશો આપણા કરતાં ઉદ્યોગોમાં પાછળ હતા, તે આજે એમની પોતાની સરકારને પરિણામે ઔદ્યોગિક વિકાસમાં ખૂબ આગળ આવી ગયા. આજે ય સરકાર પાસે તો યોજનાનો અભાવ છે.

જેવી સ્થિતિ ઉદ્યોગમાં છે એવી જ ખેતી વિષે છે. પ્રાચીન સમયની ખેતી એ દેશનો મુખ્ય ધંધો રહેલો છે. કુદરતે દેશને સમૃદ્ધ જમીન અને તમામ ચીજોનું છૂટે હાથે દાન કર્યું છે. તમામ જાતનો પાક દેશમાં થઇ શકે છે. ખનિજ સંપત્તિ પણ સારા પ્રમાણમાં છે, છતાં આજે દેશની સ્થિતિ એવી આવી છે કે એના માણસોને પૂરું બે ટંક ખાવાનું પણ મળતું નથી. ઓગણીસમી સદીમાં ગ્રેટબ્રિટને ધારણ કરેલી વેપારી સંરક્ષણની નીતિએ હિંદના વેપાર વાણિજ્યનો અંત આણ્યો અને ઉદ્યોગ ખેતી વચ્ચેની સમતુલા તૂટી ગઇ. ૧૮૭૨માં ખેતીપર ૬૫ ટકા વસતી નભતી હતી. ૧૯૪૦ માં એ પ્રમાણ ૭૫ ટકાએ પહોંચ્યું છે. જમીનની સુયોગ્ય જાળવણીનો અભાવ,

ખાતરો અને નવી ઢબના સાધનો તરફનું દુર્લક્ષ નાણા ધીરવાની સરકારની અશક્તિ, સહકારી ચળવળનું બાળપણ, જમીનના ટૂકડા, બે અમજ જેટલુ જગી દેવુ, અને જમીન મહેસુલના આકરા દર આ બધા કારણોએ જમીનનુ ઉત્પન્ન ઘટ્યું છે અને દેશની ગરીબાઈ વધી છે સર જોન રસેન કહે છે કે "સત્તાવાર આકડાઓ જોતા લાગે છે કે વસતી વધારા સાથે અનાજનુ ઉત્પન્ન તાન મેળવી શકયુ નથી ઊલટુ અનાજના ઉત્પન્નમા ઘટાડો થયો છે"

ડો. રાધાકમન મુકરજીની ગણત્રી પ્રમાણે ૪ કરોડ અને ૮૦ લાખ માણસોને પૂરતું અનાજ ન મળતા માત્ર ભૂખ્યા જ રહેવુ પડે એવો સમય આવ્યો છે. સર જોન મત્રોએ ૧૯૩૩મા કરેલી આહાર તપાસના પરિણામે જણાયુ હતું કે દેશના ૩૯ ટકા લોકો જ સારો પૌષ્ટિક ખોરાક પામી શકે છે ખેડૂતની આવક વિષે કશુ કહેવુ અપ્રસ્તુત છે હિન્દની સરેરાશ રૂ ૩૦ની આવકમા ખેડુતના ફાળે રૂ ૧૨ થી રૂ ૧૫ જ આવે છે અને એમા એને આખા કુટુમનુ આખા વર્ષ માટે ગુજરાન ચલાવવાનું હોય છે સરકાર આ વિષે કાઇ કરતી નથી હજીય ઈસ્ટ ઇન્ડીઆ કપનીની નીતિથી એ આગળ વધી નથી ખેતીના ઉત્કર્ષ માટે એની પાસે કશી યોજના નથી. છેલ્ના ૫૦ વરસોમા યૂરોપીય દેશોએ ખેતીની આબાદી માટે ભગીરથ પ્રયાસો કર્યા છે. ગ્રીસ જેવા દેશોમા જ્યાં વાવી શકાય એવી જમીનનુ પ્રમાણ ઘણુ અલ્પ છે ત્યા પડતર કે એવી જમીનનો ઉપયોગ સારા પ્રમાણમા કરવામા આવે છે ૧૯૨૪ મા હગેરીએ એની પડતરવાળી જમીનને લિંબુના અર્કદ્વારા સમૃદ્ધ કરી અનાજનુ ઉત્પન્ન વધાર્યું હતુ

૧૯૩૪મા ગ્રેટબ્રિટને જમીનની ફળદ્રુપતા વધારવા માટે જમીનમા અનુકૂળ ફેરફારો કરાવ્યા હતા. પ્રજાસઘના પોષણ અહેવાનમા જણાવવામા આવ્યુ છે કે પ્રત્યેક દેશની સરકારે પ્રજાની ઓછી

આવસ્વાળા વર્ગોની આદાર જરુરિયાતો મતિસવા જાઉર યા બીજી કોઇ રીતે ખર્ચ મેળવીને યોગ્ય પગલા ભરવા જોઇએ ... પ્રજાના તમામ વર્ગોને પગવડી શકે એના ભાવે અનાજ મળે એવી ગોઠવણ કરવી જોઇએ" આમાંનુ કાંઈ થતું નથી અનાજના બન્ને વેપારી પાકનું વાવેતર મળે છે જમીન મહેસુલ વિષે સરકાર કશી વિચારણા કરતી નથી, ગધના જતા દેવાના નિકાલ અગે કોગ્રેસ સરકારોએ થોડાંક અધૂરા પગલા ભર્યા હતા, પરન્તુ એ વિષે કશુ નવુ પગલુ સરકારે વિચાર્યું નથી

આમ હિન્દનો રાજકીય પ્રશ્ન આર્થિક જ બની જાય છે અને એ જ રીતે એનો વિચાર થવો ઘટે, સ્વરાજ્યનો આર્થિક સદર્ભ જો યોગ્ય સ્વરૂપમા સમજવામા ન આવે તો દેશના બે મહત્વના પ્રશ્નો ગરીબાઇ અને બેકારી અણઉકલ્યા જ પડયા રહેવાનો સભવ છે દેશની રાજકીય ગુલામી કદાચ દૂર થાય, પરન્તુ મોટા ઉદ્યોગો આવે, સમૂહગત ખેતી આવે પરન્તુ યુરોપ-અમેરિકાના દેશમા બન્યુ છે તેમ પ્રજાનુ જીવન નિર્વાહનું ધોરણ ઊંચુ ન આવે, આવક વચ્ચેની અસમાનતા વધતી રહે, અને આર્થિક મદીઓ દેશના સમસ્ત તત્રને અસ્તવ્યસ્ત કરી યુદ્ધના માર્ગે વળવાની હિંદને ફરજ પાડે

કોગ્રેસ આ વિષે સભાન બનતી જાય છે ૧૯૨૭ની મહાસભા સમિતિમા એવો ઠરાવ કરવામા આવ્યો હતો કે કોગ્રેસ રાજકીય તેમ જ આર્થિક શોષણનો અત આણવામા માને છે ૧૯૩૦ની લડત વેળાએ ગાધીજીએ અગિયાર શરતો જે મુખ્યત્વે આર્થિક બાબતોને જ સ્પર્શતી હતી, તેના દ્વારા સ્વરાજ્યના આર્થિક અર્થનો આછો ખ્યાલ આપ્યો હતો ૧૯૩૧મા કોગ્રેસની કરાચી મુકામે મળેલી બેઠકે પ્રાથમિક હક્કોનો ખરડો તૈયાર કરી સ્વરાજ્ય આવશે તો પ્રજાને શુ મળશે એનો ખ્યાલ આપ્યો હતો ૧૯૩૬મા ચૂટણીમા ઝૂકાવતી વેળાએ

કોંગ્રેસે હવે પ્રગટ કરી દેવાના આર્થિક પ્રશ્નો વિષે એની શી માન્યતા છે એની થોડીક સ્પષ્ટતા કરી હતી ૧૯૪૨ના ઓગસ્ટના ઠરાવમા બધીય ચીજો ઉત્પાદક વર્ગોના હાથમા રહેવી જોઇએ, અને ભાવિ રાજ્યતંત્ર એ હિસાબે મજૂર-પ્રજાતંત્ર હોવુ જોઇએ એવી સ્પષ્ટતા સુધી કોંગ્રેસ આવી પહોચી છે ૧૯૪૬ મા થનાર ચૂટણી અગેના ઢંઢેરામા કોંગ્રેસ સત્તા પર આવે તો શુ કરે એનો સુસ્પષ્ટ ખ્યાલ આપવામા આવ્યો છે જો કે એના સપૂર્ણ અર્થને મહાસભા બરાબર સમજે છે કે કેમ, અને એનો અમલ એ કરશે કે કેમ એની શકાઓ તો સેવાય જ છે

હવે એવો સમય આવી પહોચ્યો છે જ્યારે દેશની ભાવિ લડત યશસ્વી બનાવવા માટે તમામ વિવાદાસ્પદ પ્રશ્ન વિષે કોંગ્રેસે સ્પષ્ટતા કરી નાખવી જોઈએ મજૂર ખેડૂત કે મધ્યમ વર્ગનો માણસ દેશની આઝાદીની લડત શા માટે લડે ? દેશનો નેવુ ટકા વર્ગ જો આજે કોંગ્રેસની પડખે હોય અને દેશમાથી બ્રિટિશ શાસન હટાવવા ઉત્સુક હોય તો એનુ મુખ્ય કારણ તો એ પોતાની જીવન સ્થિતિમા ધરમૂળનુ પરિવર્તન માગે છે આવુ પરિવર્તન એટલે ખાનગી નફાના ધોરણે ચાલતી આજની મૂડીવાદી-જમીનદારી પદ્ધતિનો નાશ, અને તેને સ્થાને સહકારી ધોરણે ચાલતુ ઉત્પાદન ઉત્પાદનના તમામ સાધનો પર પ્રજાની માલિકી અને દેશના સર્વાંગી વિકાસ માટે સ્પષ્ટ હેતુસર ચાલતી યોજના યોજનાબદ્ધ અર્થનીતિની વાત તો આજે બધા કરે છે સર વિશ્વેશ્વરૈયાએ યોજનાને સરકારી અતરાયથી વિમુક્ત રાખી ઉદ્યોગપતિઓના હાથમા જ એનો અમલ રાખવાની માગણી કરી છે આપણી નજર આગળ જે યોજનાબદ્ધ અર્થનીતિ વાત છે એ ખાનગી મિલકત તરીકે જ તમામ ઉદ્યોગોને એવુ માનનાર મોટા વેપારીઓ કે ઉદ્યોગપતિઓના લાભ માટેની નથી.

પ્રજાજીવનનું તેજ વધે, એ ટટાર બને, સુદૃઢ અને તદુરસ્ત બને

એવા જ ઉદ્દેશ યોજનાબદ્ધ અર્થનીતિનો હોઇ શકે. પ્રજાના જીવન નિર્વાહનું ધોરણ ઊંચું લાવવું, વધારે સમૃદ્ધ જીવન તરફ પ્રજા પ્રયાણ કરે એ રીતે દેશના તમામ સાધનાનો સર્વાંગી ઉપયોગ કરવો, દેશની ખરીદશક્તિ વધારવી, રસ્તાઓ દ્વારા વાહન વ્યવહારની સુગમતા કરવી, શિક્ષણની સગવડ કરવી, તંદુરસ્તી જળવાય એવી સહાય કરવી, યોજનાબદ્ધ અર્થનીતિના ઉદ્દેશો હોઇ શકે.

આની સ્પષ્ટતા થતી જશે, જનતાને એની દૃઢ પ્રતીતિ થતી જશે તેમ તેમ હિંદ આઝાદીની વધુ ને વધુ સમીપ આવતું જશે.



સામાન્ય રીતે જોતા એમ કહેવું જોઇએ કે બધા ય શાસકવર્ગોમાં ઈંગ્લેંડનો શાસકવર્ગ, ઉમરાવો અને વેપારીઓ બન્ને–એમની સત્તા જાળવવાની દૃષ્ટિએ, એમના વર્ગહિત જાળવવાની દૃષ્ટિએ સહુથી વધારે ચતુર અને સ્થિતિચૂસ્ત રહ્યો છે...શાસન ટકાવી રાખવા માટે બ્રિટનનો શાસકવર્ગ નાના નાના સુધારા આપતાં ખમચાયો નથી.

સ્ટાલીન–વેલ્સ સાથેની વાતચિતમાં.



# મારી નોંધપોથી

—નવી ઇતિહાસદૃષ્ટિ

સાહિત્યસસદ તરફથી શ્રી મુનશીના પ્રમુખપદે એક વિવાદ સભા ગોઠવવામાં આવી હતી ચર્ચાનો વિષય હતો કોઈ પણ સાહિત્યકૃતિનુ મૂલ્યમાપન કરવામા તેના લેખકના ચારિત્ર્યનો અવશ્ય વિચાર કરવો જોઇએ અલબત્ત, બધી વિવાદસભાઓમા બને છે તેમ એ સભામા પણ વિષય ઉપર કરતા વિષયની આજુબાજુ ને વિષયની બહારનુ ઘણું કહેવાયુ અને એ વિષય પરત્વે સભાજનો કે વક્તા કે પ્રમુખ સુદ્ધા કોઇ કઈ પણ નિશ્ચિત નિર્ણય પર આવી શક્યા નહિ

સાહિત્યકારના અગત ચારિત્ર્યને એની કૃતિ સાથે લેવાદેવા છે કે નહિ એ વિષે લાંબા કાળથી ચર્ચા ચાલે છે પ્રાચીન કાળમા વાચકો લેખકની કૃતિનો રસાસ્વાદ લઇને સતોષ માનતા એ લેખકની જાતભાત, વર્ણક કે નીતિ આદિના વિષયમા બહુ કુતુહલ દાખવતા નહિ હુ એક શાસ્ત્રી પાસે કૌમુદી શીખવા જતો હતો એકવાર મે એમને પૂછ્યુ, "શાસ્ત્રીજી, પાણિનિ કયારે થઈ ગયા?" શાસ્ત્રીજીએ ખીજવાઇને ઉત્તર વાળ્યો, 'તારે તેનુ શુ કામ છે? પાણિનિનું શ્રાદ્ધ કરવુ છે? શીખવાનું છે તે શીખતો નથી ને પાણિનિ કયારે થઈ ગયો એવી પૃચ્છા કરવા નીકળ્યો છે! ગમે ત્યારે થઇ ગયો હોય તેમાં આપણને શુ?" એક રીતે જોતા શાસ્ત્રીજીની વાત સાચી છે પાણિનિ પહેલી, બીજી, ત્રીજી કે આઠમી કે દશમી સદીમા પણ થયો હોય તેથી એણે જે વ્યાકરણનો ગ્રથ રચ્યો છે તેમા શો ફેરફાર થવાનો હતો? અને આપણે કામ છે તે એના વ્યાકરણના ગ્રથ સાથે—એના અગત જીવન સાથે નહિ

આમ છતા પાશ્ચાત્ય સાહિત્યના સપર્ક પછી આપણને લેખકના લેખન કરતા એના જીવન વિષે વધારે કુતૂહલ થાય છે અને એને આપણે ઈતિહાસદૃષ્ટિ કહીએ છીએ કાલિદાસ એક હતા કે બે,

કયા કાલિદાસે કયા કયા ગ્રંથો રચ્યા, સોક્રેટિસને એની વહુ સાથે બનતું કે નહિ, નર્મદે કેટલી સ્ત્રીઓનો ને કેવી રીતે ઉદ્ધાર કર્યો: આ જાતના પ્રશ્નો ઊભા કર્યા વગર ને એ પ્રશ્નોના ખોટા કે મ્હગ-મોટે ભાગે ખોટા-ઉત્તરો આપ્યા સિવાય આપણી ઇતિહાસદષ્ટિ આંધળી રહી જાય છે.

અને આમાં કંઇ ખાસ ખોટું પણ નથી. આપણા-પોતાના કરતાં પણ પારકા માણસના જીવનની હકીકતો જાણવાની આપણને વધારે ઇચ્છા રહે છે અને એટલા પર તો વર્તમાનપત્રો નભે છે. હિટલર, ટોજો, ચર્ચિલ, ચેમ્બ-લેઇન આદિ વિષે ઝીણામાં ઝીણી હકીકતો-એમની મૂછ, ચશ્મા, ચૂંગી ને છત્રીની લંબાઈ પહોળાઇ ને એવી એવી અનેક વાતો-પત્રોમા પ્રસિદ્ધિ પામે છે. સિનેમાનાં નટ નટીઓ વિષે એ કયારે ને કોની સાથે પરણ્યાં હતાં ને હવે કોની સાથે પરણવાનાં છે અથવા પરણવાનાં નથી એની લંબાણ ચર્ચા 'સિનેપત્રો'માં ચાલે છે. તો પોતાને આનંદ આપનારા લેખકોને જોવા માટે, એમનું અંગત જીવન કેવું છે તે જાણવા માટે લોકો કુતૂહલ સેવે એમાં કંઇ નવાઇ નથી.

પરંતુ લોકોના આ પ્રકારના કુતૂહલને લીધે લેખકોની બિચારાની સ્થિતિ બહુ કફોડી થાય છે. પોતાના માનીતા લેખકોને જોઈને અથવા સાંભળીને ઘણા લોકો નિરાશા ને ખેદ અનુભવે છે. પોતે તેજસ્વી, પ્રભાવશાળી ને રૂવાબદાર દેખાવના ધાર્યા હોય તેવા લોકો કેટલીક વાર કંગાળ, કંતાએલ ને ફીકકા ચહેરાવાળા દેખાય છે ત્યારે એ જોનારાને લેખક-દ્રષ્ટા અને સ્રષ્ટા-બંનેને ગ્લાનિ થાય છે. નર્મદે પોતાના ગ્રંથમાં પોતાની 'છબિ' છપાવી તે વિષે ઇશારો કરી દલપતે પોતાનો ગ્રંથ પ્રગટ કરતાં લખ્યું,

> "શું જોશો તનની છબિ, એમાં નથી જ નવાઇ;
> નિરખો મુજ મનની છબિ, ભલા પરીક્ષક ભાઈ!"

એ પરથી નર્મદના કોક અનુયાયીએ ટાણો મારતાં લખ્યું,

“ તનમનની છબિ જોઈને, ઉપજે સશય આમ,<br>
આ તે દલપતરામ કે અમદાવાદી હ. ‘ ”

એમાં જરા ફેરફાર કરી કહી શકાય કે લોકો જ્યારે લેખકનાં દર્શન કરવા માગે છે ત્યારે જે લેખકોને એ જાતના, અર્થાત્ દેખાડવા ગમે એવાં, શરીર પ્રભુએ ન આપ્યા હોય તેને કહેવાનું મન થાય છે; ‘ શું જોશો તનની છબિ, ભલા સમીક્ષક ભાઈ !’ ત્યારે એના મનની પણ છબિ વાચકો એ લખાણ પરથી તેમ જ એના નોકરચાકર ને પડોશીઓની વાતો પરથી ઉપજાવી કાઢીને કહે છે :

“ તનમનની છબિ જોઈને, ઉપજે સશય આમ;<br>
આ તે લેખકભાઈ કે અણઘડ કોઈ હજામ ! ”

જેમ કેટલીક કવિતાઓ દશ્ય હોય છે, કેટલીક શ્રાવ્ય હોય છે, ઘણીક દશ્ય કે શ્રાવ્ય કઈ જ હોતી નથી ને કોક જ દશ્ય તેમ જ શ્રાવ્ય બને હોય છે, તેમ કવિઓ ને લેખકોની બાબતમાં પણ કેટલાક દશ્ય એટલે જોવા જેવા હોય છે. થોડાક શ્રાવ્ય એટલે સાભળવા યોગ્ય હોય છે, ઘણાક દશ્ય કે શ્રાવ્ય બેમાથી એકે નહિ, એટલે જોવા જેવા યે નહિ ને સાભળવા લાયક નહિ એવા હોય છે; ને કોક જ દશ્ય ને શ્રાવ્ય બંને એટલે જોવા જેવા તેમ જ સાંભળવા લાયક પણ હોય છે.

પણ લેખકોનાં મુખારવિંદના દર્શન ને તેમની વાગ્સુધાના શ્રવણ માત્રથી લોકોને સંતોષ થતો નથી તેમનાં અંગત જીવન વિષે પણ જ્ઞાન મેળવવાની ઉત્કંઠા એમને થાય છે અને એ લેખક પરણેલો છે કે નહી, પરણેલો હોય તો એને પત્ની સાથે બને છે કે નહિ, પરણેલો ન હોય તો શા માટે પરણેલો નથી, એને છોકરાં છે કે નહિ— હોય તો કેટલાં, ને કેવાં છે; એ નોકરી કરે છે, ભીખ માગે છે, કંઈ

ઉઘરાવે છે કે પેપર ચલાવે છે; ઈત્યાદિ ઈત્યાદિ અનેક બાબતોની હકીકત ભેગી કર્યા વગર એમને ચાલતું નથી. આટલે સુધી તો ઠીક છે. લેખક પણ બીજા લોકો જેવો જ મનુષ્ય છે–કેટલાક તો આ વિષે પણ શંકા કરે છે–અને મનુષ્ય તરીકે બીજા લોકોના જેવો જ છે એમ, લેખકોને અલેખક એવા ઈતર મનુષ્યો સાથે સરખાવી જોયા પછી મારી ખાતરી થઇ છે. એટલે બીજા મનુષ્યોની પેઠે એના અંગત જીવન તથા ચારિત્ર્યની ચર્ચા પણ સામાન્ય જનતા કરે એમાં કંઈ નવાઈ નથી. પરંતુ જ્યારે લેખકની કૃતિની તુલના કરતી વેળા એના ચારિત્ર્યનો પણ વિચાર કરવાની જરૂર છે એમ કહેવામાં આવે ત્યારે તો,–પ્રાચીન રૂઢિના ઉપાસક કૃપાશંકરે પોતાની છોકરીને બીતાં બીતાં કૉલેજમાં ભણવા જવાની છૂટ આપી પણ એ છોકરીએ જ્યારે કોક અજાણ્યા પુરુષને એમના આગળ લાવીને કહ્યું, "બાપુ, આ મારા પતિ. ગયે મહિને જ હું એમની સાથે પરણી" ત્યારે એ બોલી ઊઠયા હતા તેમ મને પણ કહેવાનું મન થાય છે કે, 'હવે તો હદ થાય છે!'

ઘાંચી, મોચી, સુથાર, લુહાર, કુંભાર, હજામ આદિ કોઈને માટે આ જાતનું કસોટીનું ધોરણ રાખવામાં નથી આવતું ને લેખકને માટે જ આ જાતનું કસોટીનું ધોરણ શા માટે? જોડા સીવડાવતી કે સમરાવતી વેળા કોઇ મોચીને પૂછતું નથી કે 'સત્ય ને અહિંસા વિષે તારા વિચાર કેવા છે? તેં કોઇ દહાડો ચોરી કરી હતી? કરી હોય તો તેનો પસ્તાવો થયો છે ખરો?' ઘી તેલ ખરીદતી વેળા મોદી કે ઘાંચીને આપણે પૂછતા નથી કે, 'તું પરસ્ત્રીને માતા સમાન ને પરદ્રવ્યને માટી સમાન ગણે છે કે નહિ?' લુહારનું કામ પડે છે ત્યારે એનું વર્તન આંતરરાષ્ટ્રીય કાયદાકાનૂન મુજબનું છે કે નહિ તે જોવા જાણવાની પરવા કરતા નથી. અસ્ત્રા ને કાતર સમા ભયંકર શસ્ત્ર ધારણ કરનાર હજામના હાથમાં આપણું માથું મૂકી દેતી વેળા પણ આપણે, એ કોઈ દહાડો ગાંડો થઇ ગયો તો નહિ જતો હોય–કોઇ

કોઈ વાર એને માણસનું ખૂન કરવાનું મન થઇ આવતું હશે તો!— માનવ શરીરની અવધ્યતા વિષે એના વિચાર કેવા હશે—ઇત્યાદિનો વિચાર સરખો પણ કરતા નથી. કુંભાર પાસેથી ઘડો ખરીદતી વેળા ઘડો મજબૂત છે કે નહિ તે જોવા આપણે ઘડાને ટકોરો મારી જોઇએ છીએ—કુંભારને ટકોરો મારતા નથી સોનુ કેટલા ટચનુ છે તે જોવા માટે સોનાને કસોટીના પથ્થર પર ઘસી જોઇએ છીએ—સોનીને પથ્થર પર ઘસતા નથી; તો પછી સાહિત્યની કોઈપણ કૃતિનું મૂલ્યાંકન કરતી વેળા એ કૃતિને કસી જોવાને બદલે એના કર્તાને કસી જોવાનો શા માટે આગ્રહ રાખવો જોઇએ તે હું સમજી શકતો નથી.

એનો કદાચ એમ જવાબ આપવામાં આવે છે કે ઘડો એ કુભાર કરતાં જુદી વસ્તુ છે, સોનું ને સોની બને ભિન્ન છે, પણ સાહિત્યકાર ને તેની કૃતિ એ તો ખરી રીતે જોતાં એક જ વસ્તુ ગણાવી જોઇએ, તો તે યોગ્ય નથી કુભાર એ ઘડાનો કર્તા છે અને કાલિદાસ શાકુતલનો કર્તા છે પણ બંનેના કર્તૃત્વમાં ભેદ રહેલો છે એ વાત હું કબૂલ કરૂં છું. કુંભાર ઘડાનું ઉપાદાન કારણ નથી—માત્ર નિમિત્ત કારણ છે; કે કાલિદાસ કેવળ નિમિત્ત નથી. શાકુંતલનું ઉપાદાન કારણ શું છે તે કહેવું મુશ્કેલ છે છતાં કાલિદાસ ને શાકુતલ એ વચ્ચે તદ્દન એકવાકયતા છે એમ કોણ કહી શકે ' છોકરાંઓમાં માબાપના ગુણ ઊતરી આવે છે એમ આપણે કહીએ છીએ છતાં એ છોકરાંઓ વિષે વિચાર કરતાં તેના માબાપનો વિચાર કરવો પડતો નથી. પત્નીની પસંદગી કરતી વેળા સસરો કેવો છે તે કોઇ ભાગ્યે જ જોતું હશે લેખકના ચારિત્ર્યનો કોઇ અંશ એની કૃતિમાં ઊતરી આવતો હોય તોપણ એ કૃતિનો રસાસ્વાદ ભોગવતી વેળા કે એનું મૂલ્યમાપન કરતાં એના ઘડાગનો વિચાર તદ્દન અપ્રસ્તુત છે.

—ગુપ્તા

# માણસાઈના દીવા

## લે શ્રી ઝવેરચંદ મેઘાણી

### પ્ર. ભારતી સાહિત્ય સંઘ

નથી નવલકથા છતા એક ધારે વહેતો વાર્તા પ્રવાહ, પ્રસંગોની અસ્ખલિત વહે જતી પ્રવાહિતા પાત્રોના સહજ, સરળ અને સ્વાભાવિક છતા વિલક્ષણ વર્તનની છાપ, પરિવર્તનની બે ચાપડા વચ્ચે જકડાઇ રહેલી અંગ અકડાઇને સરળતાથી-બાજુએ રાખી, માત્ર સર્વમાંગલ્યની સદોદિત ભાવના પર પ્રતિષ્ઠા પામેલી આત્મશ્રદ્ધાના જોરે ક્યાક તો ચમત્કારની ઝાખી કરાવે એના આવર્તનો તો ક્યાક હૈયુ હચમચાવી દે એવી નરી પશુતાનું ય શિષ્ટ, રોષરહિત, સરળ વક્તવ્ય આવુ તો ઘણુ ઘણું આ પુસ્તકમા સભર પડયુ છે જે એના વાચનને નવનકથા કરતા વધુ રોચક, અને વિચારપ્રેરક બનાવે છે. એની માડણી તો નવલિકાના સંગ્રહ જેવી છે, પણ નવલિકા કે એના સંગ્રહ કરતા એમા ઘણું ઘણુ છે એનું જો એક જ કારણ આગળ ધરવુ હોય તો આટલુ વિના સંકોચે કહી શકાય કે આ તો માણસાઈએ આલેખેલી પોતાની અનુભવ કિતાબ છે. સ્વભાવની સૌમ્યતા સાથે અનુભવની વિશદતા મળી જતા ઘડાએલી, સદાય ઉર્ધ્વગામી થવા પ્રયત્નશીન એવી જીવનદૃષ્ટિ, અહીં પોતાની ઘડતર કથા કહી રહી છે.

'ધારાળાના ગોર' થી રવિશંકર મહારાજે પોતે સ્વયં પ્રેરણાએ ઉગાડેલા કાર્યની આ તો નાનકડી છતાંય જીવન સૌરભથી ભરી ભરી વાસરિકા છે શ્રદ્ધા જ શ્રદ્ધાને જન્માવી શકે છે, એ સત્યની પરમ પ્રતીતિ જેમ શ્રી રવિશંકર મહારાજના જીવનમાથી મળે છે તેમ તેનો સંવાદી સૂર અહીં પણ સાંભળવા મળે છે

આ ફોરમને નમ્ર આલેખન મળ્યુ છે એ એની વિશેષતા છે. કલ્યાણકૃતનું ગુમાન એથી સેંકડો ગાઉ દૂર છે. વિનાયત્ને પ્રતીત થતી એની નેકદિલીમાં, વિનમ્રતા અને માર્દવ ગંગાજમુનાના પ્રવાહ જેમ ભળ્યાં છે. માળી રચ્યા બાગમા શોભા હોય છે, સૌરભ પણ હોય છે. આકારોની મિલાવટ હોય છે; રંગોનો સમજપૂર્વકનો વાવર આંખો વાટે હૈયામા ઉતરે એવો હોય છે. 'માણસાઇના દીવા'એ માળી રચ્યો બાગ નથી, લેખક લખ્યુ પુસ્તક નથી. ત્યા તો 'માણસાઈ' જેવા શબ્દને સ્થાને 'માનવતા' જેવો શબ્દ પણ અકારો અને આકરો થઇ પડે એવી એ કુદરતસર્જી હરિયાળી છે.

'માણસાઈના દીવા'નુ સામાજિક મૂલ્ય તો એ જાતે જ એવી અનોખી ઢબે કહે છે કે એની પુનરુક્તિ તદ્દન બિનજરૂરી બને છે. કોકે માણસાઇને પ્રયોગશીલ કહી છે. સાચી વાત છે માણસાઈ પ્રયોગશીલ છે જ, પણ પ્રયોગશીલ હોવું, નિરંતર અવનવા યત્નોમાં કાર્યરત રહેવું એટલું જ માણસાઇનુ કામ નથી માણસાઇએ પોતાનો રાહ પણ નક્કી કરેલો છે. એ દિશાશૂન્ય નથી તેમજ દૃષ્ટિશૂન્ય પણ નથી. શ્રદ્ધાના અમીજળથી સીંચાએલી એની ભવનાટ પર મક્કમ, દૃઢ, ક્યારેક ધીમાં, તો પ્રસંગ પડે વેગવન્તા ડગ ભરતી માણસાઈની કલ્યાણકારી યાત્રાનું આ ચિત્ર જ એના સામાજિક મૂલ્યને સ્ફૂટ કરે છે.

પણ 'માણસાઇના દીવા'નુ સાહિત્યિક શ્રેય તો બીજી દિશામાં છે. વક્તવ્યનો પ્રભાવ શૈલીને કેવી રીતે રમાડે છે, ખીલાવે છે, દ્દસાવે છે, એનો આપણા સાહિત્યમા તો અનોખો અને અજોડ એવો દાખલો એ 'માણસાઇના દીવા'. જે કહેવાનું છે એ જ એટલુ પ્રબળ વ્યક્તિત્વવાળું, સ્વત્વશાળી છે કે એ એક પણ વિશેષણનો, શબ્દરંગના લપેડાનો, ઉપમાઓના ઢેંગનો, ભાર વેઠવાને અસમર્થ છે.

આ અસમર્થતા કે અક્ષમતા એનો દુર્ગુણ નથી પણ એનું સાચામાં સાચું ભૂષણ છે. કુદરતી સુંદરતાને કુરૂપ કરવાની પ્રવૃત્તિથી લેખકને વારવાની સૌમ્યશક્તિ આ 'માણસાઇના દીવા'માં છે. એ એક દૃષ્ટિએ તો આ પુસ્તકનું મહાનમાં મહાન સાહિત્યિક શ્રેય છે. સાહિત્યને કહેવાતી રંજન પ્રવૃત્તિના રંગે રંગાવાની જરૂર નથી હોતી અને ન જ હોવી જોઇએ—જો લખનારો માણસાઇનો દોર પકડી શકયો હોય તો. યથાર્થની પ્રાણશકિત જ એટલી પ્રબળ છે કે એને અતિરંજનની કાખઘોડીની જરુર નથી.

'માણસાઇના દીવા'થી આખું ગૂજરાત ધન્યતા અનુભવી શકે છે.

જ. દ.

卐

બ્રિટીશ સરકારની શકિત પ્રત્યેક ખંડને દાબી દેવામાં, પ્રત્યેક પરદેશી આક્રમણને બાળવામાં અને કોઇપણ દેશી રાજ્યમાં ન હોય એવી સલામતિ પ્રજાને આપવામાં સમાયેલી છે. આ રાજ્યોમાં અસંભવિત એવી દમન મુકિતની લાગણી, એના કાયદાઓ અને એની સંસ્થાઓ દ્વારા મળે છે. પરન્તુ આ બધું ય સ્વતંત્રતાના ભોગે, રાષ્ટ્રીય વ્યકિતત્વના ભોગે, અને પ્રજા જેનાથી આબરૂદાર બને છે એના ભોગે જ ખરીદવામાં આવે છે.

સર ટોમસ મુન્રો-૧૮૧૮

★

# મહાસભાનું પતન

જૂનો જમાનો કેટલો બધો સારો હતો! લોકો માણસાઈથી, ખાનદાનીથી વર્તતા વિનય અને વિવેકનો પાર નહોતો ધર્મ અને નીતિના બંધનો ઢીલાં થયાં નહોતાં અને લોક પાપ કરતા ડરતા. આજે આ બધુ પરવારી જવાયુ છે લોકોને કશો ડર રહ્યો નથી પાપ અસત્ય, કૂડકપટ, છળ પ્રપંચ વગેરે વધી પડયાં છે અને માનવતાનું નામોનિશાન રહ્યું નથી જીવનના બધા જ ક્ષેત્રોમાંથી જૂના જમાનાની અસર લોપ થતી વર્તી શકાય છે આ હજામની સલુનનો જ લ્યોને! પહેલા હજામ ઘેર આવતો વહેલી સવારે આવતા આજના અખબારની પેઠે એ બધા તાજા સમાચાર તમને આપતો કોક વળી ચીડાતા અને કહેતા 'વાળંદ તો ઘણો વાતોડીઓ છે' પણ એની પાસેથી યુક્તિપ્રયુક્તિઓ શીખવા મળતી, ડહાપણનો ભંડાર ખૂલતો એની ઉપયોગીતા ના પાડી શકાય એમ છે? આજે તો તમે સલુનમા જાવ. વાળંદ જરાય વાત કર્યા વગર પાંચ મિનીટમા તમારું દાઢું બોડી નાખે અને ભાવનું પાટીઉં જાતે જ વાચી તમારે બે આના છાનામાના ચૂકવી ચાલ્યા આવવાનુ સલુનનું વાતાવરણ કેવુ નીરસ લાગે છે! જૂના જમાનાના અંતનું કેવુ ભયંકર પરિણામ!

કોંગ્રેસનું વાતાવરણ પણ આજની સલુન જેવુ થઈ ગયુ છે અગાઉ તો વરસે એક જ વાર મળતી એની બેઠકોમા નાતાલની રજાઓમાં જવામા કેટલો આનંદ રહેતો? હજામત કરાવતી વેળાએ તમારે માથે કશી જ જવાબદારી નહિ, અને તમારે માત્ર સાભળ્યા જ કરવાનું એવુ જ કોંગ્રેસની બેઠક વિષે થતું વાચ્છા, સુરેન્દ્રનાથ બેનરજી, ફિરોજશાહ, ગોખલે, દાદાભાઈ, ટિળક વગેરે મહારથીઓ કનાંકો સુધી વાણી પ્રવાહ રેલાવતા અંગ્રેજી ભાષાના ખેલો સાંભળીને બીડાઈ જતા હોય એટલો શબ્દ ભંડાર ઠલવાતો—અંગ્રેજ સલ્તનતના કર-

તુંકાનુ તમને સ્મરણ થઇ આવતું, તમારા સ્વમાનને વેડવા પડના ઘા તાજા થઇ આવતા—તમારાં રૂવાડાં ફરકી ઊઠતાં, આત્મા પ્રજળી ઊઠતો.

કશુય ન કરવા છતાં કરવાનો આનંદ મેળવવો એ અલ્પ સિદ્ધિ નથી. વ્યાખ્યાતાઓ વાણી પ્રવાહ રેલાવે, એમા એમનું કર્તવ્ય સમાપ્ત થતુ, અને કથા સાભળ્યાનું પૂણ્ય તમને થતું. આમ અરસપરસ ખૂબ જ લાભ થતો તમે જાગૃત થતા અને આગેવાનો અરજીઓ કરતાં. કોક વળી આ જાગૃતિના વમળમા ઊચે ખેચાઇ સરકારના વડા અધિકારી પાસે પહોચી જતા અને સરકારી નોકરી હિંદીઓ પણ ગૌરવભરી રીતે સભાલી શકે છે, એવા વિજયનો આનદ અનુભવતા—અને પ્રજા પણ ગોરાને બદલે દેશી માણસ આગળ શિર ઝૂકાવવાનું મળતું એથી કૃતકૃત્ય થતી

બીજા તો અનેક લાભ થતા. આજે પણ કૉલેજમાં ભણતા વિદ્યાર્થીઓ અગ્રેજી સુધારવા માટે મહાસભાના ગત પ્રમુખોના ભાષણો વાંચે છે. એ સમયના લોકોનું અગ્રેજી પણ સારું હતું. આજે તો આ રાષ્ટ્રભાષા વગેરેને નામે પૂરુ અગ્રેજી પણ બોલતાં આવડતુ નથી. એ સમયમાં કદાચ એવું હશે કે શુદ્ધ અગ્રેજી બોલનારને જ મહાસભાના પ્રમુખનો તાજ પહેરાવી શકાય. શ્રોતાવર્ગનું અગ્રેજી ધોરણ પણ એ જ રીતે ઊચુ આવતું હોવુ જોઈએ. પહેરવેશ અને ખાણીપીણીમા અમુક પ્રકારનું ઔચિત્ય જળવાતું. લોકો સમસ્ત અગ ઢકાય એવાં કપડાં ધારણ કરતા. તમામ પૌષ્ટિક તત્ત્વો આવરતો ખોરાક લેતા. હિંદુસ્તાન એ તત્ત્વજ્ઞાની દેશ છે એને અનુકૂળ એવી દષ્ટિ લોકો કોંગ્રેસ પાસેથી મેળવતા.

આજે આમાંનું કશું રહ્યુ નથી. મહાસભા આજની સલુન જેવી થઈ ગઇ છે. એમાં વાણીને તો સ્થાન જ રહ્યું નથી. મૂગા રહેવામાં જ સર્વ અર્થ સમાઇ જાય છે, એવો મંત્ર એણે અપનાવ્યો છે.

છેક પેશાવર સુધી લોકો જાય તોયે એક સરખુ તમને બોલા કરી દે એવુ વ્યાખ્યાન સાભળવા તમને મળે નહિ તમારે કામ કરવુ હોય તો ગણગણવાનું નહિ, એ રસમની રાશ ગાધીજીએ મહાસભા પાસે પકડાવી દીધી છે જે કાઇ વ્યાખ્યાનો થાય છે એમા કશી ઉત્તેજના હોતી નથી તીખાશ હોતી નથી સુદર શબ્દોના લહેકા હોતા નથી ભાષણ સાભળ્યા પછી એની કશી જ અસર મન પર ન હોય એવા એ મોળા રહે છે અહી જુવાનોની તો કામ કરવાની વૃત્તિ જ નામશેષ બની જાય છે

પાછુ આ વ્યાખ્યાનો અગ્રેજીમા થતા નથી, એ એની મોટી ખામી છે હિદુસ્તાનીના પ્રાતીય મિશ્રણોમા અપાતા આ વ્યાખ્યાનો બસૂરા વાજીત્રો જેવા લાગે છે મૌલાના સાહેબની ઉર્દૂ જ ચમકદાર હોય છે. પરતુ એના લુત્ફ અને જાઇઝ, તગમીમ અને તરજ્જોહ એ બધામા અટવાઇ જ જવાય છે, તો સરદારના ‘ તલવાર ચળક ચળક રાખો ’ જેવા હિદીમા મદ્રાસી પ્રતિનિધિની શી હાલત થતી હશે, એ સમજવુ કઠેણુ નથી. આપણા દેશમા હજી અગ્રેજી ભાષાનુ જ ચલણ છે આતરરાષ્ટ્રીય ભાષા પણ આજે તો એ જ છે એવા સમયે એ દિશામા આપણી પ્રગતિકૂચ અટકાવી દે એવા કાગ્રેસના પ્રયત્નો જરુર ડખે છે

માત્ર ભાષામા જ નહિ, કાગ્રેસે બીજા અનેક ફેરફાર કરાવી દેશને પાછો ધકેલ્યો છે એણે ખાદી જેવો સાદો ગણવેશ અખત્યાર કરાવી પ્રજાની સૌદર્ય ભાવનાનો નાશ કર્યો છે. દેશમાથી પ્રાચીન કલા ભાવનાનો લોપ થવાનું આ પણ એક કારણ છે. લોકોએ સારા, રગીન, ફૂલગુલાબી કપડાનો ત્યાગ કરી સાદા, સફેદ ચિથરા જેવા ખાદીના કપડા શુ કરવા પહેરવા જોઇએ ? સ્વ નરસિહરાવે ગુજરાતણોને ખાદીના ખડબચડા કપડા પહેરાવવા સામે વિરોધ દર્શાવ્યો હતો, તે આ જ કારણસર આવુ જ ખાવાપીવા વિષે થયુ છે

અગાઉ મહાસભાના પ્રતિનિધિઓને સરકારી સેક્રેટરીએટમાં અગર તો શહેરની સારી હોટલમા ઉતારો મળતો, સ્વાદિષ્ટ વાનીઓ પીરસાતી. આજે મહાસભા ગામડામાં ગઇ છે—એ પણ એક પીછેહઠ જ છે, કારણ કે ગામડામાંથી શહેર તરફ જવું એ જ સાચી પ્રગતિ છે. અને ત્યાં તાડછાની બાંધેલી ઝૂંપડીઓમાં બધાને રહેવું પડે છે. એક જ રસોડે ભાખરીને શાક કે દાળભાત જેવું સાદું ભોજન જમવું પડે છે. એમ થાય છે કે મહાસભામાં રહેવા જેવું હવે રહ્યું છે શું?

બધી જ રીતે આજની સંસ્કૃતિનો મહાસભાએ કબ્જો લઇ એનું પતન કરાવ્યું છે. વારે તહેવારે લડતો કરાવી લાખો લોકોને જેલ ભેગા કરી દેશના સરળ રીતે વહેતા જતા કુટુંબજીવનને એણે નષ્ટ કર્યું છે.સ્પર્શાસ્પર્શના ભેદ ભૂંસાવી મેલા ગંદા ઢેડાઓને સ્વચ્છ પવિત્ર બ્રાહ્મણોના ઘરમાં ઘુસવા દીધા છે. સફેદ પોલિશ કરેલા ચોખાના સ્થાને હાથછડના જાડા ચોખા ખાતા લોકોને કર્યા છે. નવી સંસ્કૃતિનો સડો મહાસભાને અંગે અંગ વ્યાપી ગયો છે.

આજે મહાસભાના ૬૦ વર્ષ પૂરાં થાય છે ત્યારે ગૂજરાતી ચોપડીમાં આવતી પ્રાર્થના 'પ્રભૂ! જેવું હતું તેવું ફરી ભારત બનાવી દો' માફક અમારી મહાસભા જૂની હતી તેવી જ પુનઃ કાયમ કરો એવી વિનંતી કરવાનું મન થાય છે.



હિંદ એ આપણા સામ્રાજ્યનું સુકાની છે ને આ સામ્રાજ્ય એના સંસ્થાનોમાંથી એકાદ ગૂમાવી બેસે તો યે આપણે જીવીશું. પણ આપણે જો હિંદ ગૂમાવીશું, તો સામ્રાજ્યનો સૂર્ય અસ્ત પામશે.

લોર્ડ કર્ઝન

# જહાન્નમની

# ખાડ

•

લેખક-: 'પ્રશાંત'



શિવાને પાલીની સાથે ફરતાં જોયો એટલે કોણ જાણે કેમ પણ જીવાની આંખમાં ખૂન્નસ ભરાઈ આવ્યું. શિવાની અડીખમ કાયા જોઇને જીવાનો ગમ ખાધા સિવાય છૂટકો ન હતો એટલે એ મનમાં સમસમી રહ્યો. 'માળુ શિવાનુ કંઇક કરવું પડશે.' એવું ગણગણતો ગણગણતો મનની સાથે કંઇક ગણતરીની ગાંઠો બાંધવા લાગ્યો.

આંબાના પાંદડાં સાથે રમત કરતો, ઘડીમાં ચાવતો, ઘડીમાં તેની શૃંગળી બનાવીને વગાડવાનો મિથ્યા પ્રયત્ન કરતો જીવો અસ્વસ્થ મને નદીકિનારા ઉપર આંટા મારી રહ્યો હતો. આઘેથી મદમસ્ત હાથણી જેવી પાલી રજોટળ ઉરાડતી જીવાની નજરે પડી. ધસી આવતા જોબનને માગ દેતો હોય તેમ તેનો પાલવ ફરફર ઊડીને આઘોને આઘો નાસવા પ્રયત્ન કરી રહ્યો હતો. માથા ઉપર બેડાનું અસ્તિત્વ જ નથી એવી અદાથી અબોડામાં આંબાની મંજરીઓ ખોસવા લાગી અને આઘુપાછું જોયા વિના એણે પોતાની મસ્તીથી જ જંગલને મહેકાવી દીધું.

પાલીને જોઈને જીવો એક ઝાડની ઓથે સંતાઈ રહ્યો. જીવાને ઘડીભર લાગ્યું કે પાલીના કદમો જમીન પર પડવાને બદલે તેના હૃદય ઉપર પડતા હતા. અજાણતાં તેનો હાથ હૃદય ઉપર ગયો અને ભાન આવ્યું હોય તેમ 'મેર ભૂંડાં' શબ્દ જાતને સંભળાવી દીધો. ધીરે ધીરે ઝાડની ઓથેથી બહાર આવ્યો અને પાલીના અબોડલામાંથી સરકી પડેલી મંજરી ઉઠાવીને જોરથી સૂંઘી. તેનું હૃદય ગૂંગળાવા લાગ્યું અને બબડ્યો, 'તારા કરતાં તો શિવો હિંમતવાળો.'

જીવાએ આજે તો પાલીની મુલાકાત લેવાનું મન સાથે નક્કી કર્યું અને પાલીની પાછળ પાછળ ચૂપકીદીથી ચાલવા માંડ્યું.

પાણી સાથે રમત કરતી પાલી જળસુંદરીને પડકાર કરી રહી હતી. પાણી સાથે રમતા જોબન ઉપરથી આંખ ખસેડવાનું જીવાને માટે અઘરું હતું. સાગસાગનો વિચાર કર્યા વિના જીવો એક આંબા ઉપર ચઢી પાંદડાઓના ઝૂમખાઓ વચ્ચેથી પાલીને નિરખવા લાગ્યો. 'જિંદગી સુધી જોયા કરીશ તોય પાલી મળવાની હતી ?' જીવાના જીવે ઝાંસીક કર્યું અને જીવાએ આ પડકાર ઝીલ્યો હોય તેમ સાબદો થઈ ગયો અને 'પડશે તેવા દેવાશે' વાળી વાત યાદ કરી કેડમાંથી વેણુ કાઢીને સૂરાવટ છેડવા માંડી 'હમણાં પાલી જોશે, હમણા બેબાકળી બની જશે.' કૃષ્ણના વેણુનાદથી ભાન ભૂલેલી રાધાની વિહ્વળતા કલ્પતા જીવાને નિરાશા સાંપડી. હૃદયમાં ભરેલુ બધુંયે દર્દ જીવાએ વેણુ દ્વારા ઠાલવવા માંડ્યુ પણ એ પાષાણીના હૃદયને જરીએ સ્પર્શી ન શક્યુ. પાલી તો એની ગજબની સ્વાભાવિકતાથી સ્નાન કરી બેડું ભરી અને જવાની તૈયારી કરવા લાગી. ન તો તેણે આઘુ પાછુ જોયુ કે ન તો એ નાદની દિશા પણ જાણવાનો નાનો શો અભિનય તેનાથી જાણે અજાણ્યે ય થયો. જીવાને ઝાડ ઉપરથી ભૂસકો મારીને આપઘાત કરવાનુ મન થયુ. પાલી નીચેથી કંઈક ઉઠાવતી હોય તેમ વાંકી વળી અને તેનો હાથ હવામાં જોરથી વિંઝાયો. સમમમમ કરતો અવાજ જીવાએ સાંભળ્યો અને પછી શું થયું તેની ખબર ન પડી.

જીવાએ મહામહેનતે આંખ ઊઘાડી અને જે જોયું તે દૃશ્ય તેના હૃદયમાં કોતરાઈ ગયું એટલે આંખો બંધ કરવામાં એણે ડહાપણ માન્યું. કમળની પાંદડીઓ કપાળ ઉપર ફરતી હતી. પાલીના પાલવનો પ્રતિનિધિ પાલીની યાદને મગજમાં જકડી લેવા માટે માથા ઉપર બંધાયો હતો. જીવો ફરીથી આંખો ઉઘાડ્યા વિના રહી ન શક્યો. જીવતીજાગતી પાલીને

જીવાએ પ્રથમવાર જ જોઇ ચલચિત્રોના પાત્ર જેવી પાલીને આજે તે પ્રત્યક્ષ જોઈ શક્યો. પાલીના ખોળામાં માથુ કપાઇ જાય તો ભલે પરંતુ હવે બેઠા તો ન જ થવું એવા પાકા નિશ્ચય ઉપર આવી ગયો.

'બહુ વાગ્યુ છે?'

જીવાનો જવાબ ન મળતા પાલી કંઈક ગળગળી થતા બોલી. 'મેં તો ગમ્મતમા જ પથ્થર ફેંક્યો હતો.' જીવાને થયુ કે વણુનાદન નકામુ નથી ગયુ.

'પરંતુ મને ગમ્મતમાં ચોટ નથી લાગી પાલી'

'લે ચાલ ઊભો થા હવે, કેક જોઇ લેશે તો નાહકની પંચાત ઊભી થશે.'

'તારા ખોળામાથી માથું હવે તો નથી ઊંચકતુ, ભને એ ધડથી જુદુ થઇ જાય.'

'જોવુ છે?' પાલીએ પાસે પડેલો પથ્થર ઉપાડયો.

જીવાએ આંખો મીચી દીધી.

'તારે તો બહુએ પથ્થર ખાવો છે પરંતુ એ વાટયમા નથી પડયો' પાલીએ જીવાનું માથુ ઊંચુ કરવાનો પ્રયત્ન કર્યો.

'ઓ ઓ, મા રે...' દર્દ થતુ હોય તેમ જીવાએ સીસકારા નાખવા માડયા.

'બહુ દુખે છે? કંઇક હાડકુ બાડકુ તો નથી ભાગ્યુ ને?'

પાલીનો હાથ પકડીને હૃદય ઉપર મૂકતા જીવાએ કહ્યું, 'અહીં'

'બધા ઢોંગ રે'વા દે, ચાલ થા ઊભો' પાલીએ જીવાને ઊભો કર્યો. જીવાના ટાંટીઆ પાલીનો સહારો શોધતા હોય તેમ લથડવા લાગ્યા અને પાલીના ખભા ઉપર હાથ મૂકી જીવાએ હાથ ચડેલી અમૂલ્ય ક્ષણનો રજેરજ ઉપયોગ કરવાની મન સાથે વેતરણ કરી લીધી.

ઘડીમાં સીગકાગ નાખતો, ઘડીમાં પાલીના શરીર પર શરીરનું વજન નાખતો જીવો બરાબર પ્રણયનાટક કરી રહ્યો હતો. પાલીનું ઘર પહેલુ આવ્યું.

'હું હવે જઈશ' જીવાએ દાણો ચાપી જોયો.

'લે ચાલ હવે. જરા વાર રહીને જજે.'

'કોક જોઇ લે તો પાછુ તારે નકામી...... ..'

'હવે ડાહ્યો થતો આગળ થાને. મનમા ભાવે ને ડોકું શીદને ધૂણાવ છ!'

'પેલો પાડો શિવલો...' જીવાએ પાલીનું મન જોવા માડ્યું.

'જહાન્નમની ખાડમા પડે શિવલો મારો કે ઈ મુખત્યાર છે?' જીવો પાલીના ઘરમા પહેલી વાર પેઠો. માતાપિતા વિહોણી અનાથ પાલી ઝૂપડામાં એકલી રહેતી હતી. એક ભેશ હતી તેનું દૂધ વેચીને નિર્વાહ ચલાવતી બાકી આખા ગામમાં કોઈની દેન નહિ કે પાલીનું નામ લઇ શકે શિવાને પાલીનો નાદ લાગ્યો હતો. શિવાનું શરીર એકલું પાડા જેવુ અલમસ્ત હતું એટલું જ નહિ પણ તેની બુદ્ધિ પણ એટલી જ જડ હતી. બધા એમ માનતા હતા કે પાલી શિવાને રમાડે જ છે બાકી તેની સાથે લગન કરે તે વાતમા કંઈ માલ નથી. સ્રી કોની સાથે લગન કરે અને કોની સાથે નહિ તે ઇશ્વર પણ જાણતો હશે કે કેમ તેની મને તો શકા છે.

પાલીએ જીવાને ખાટલા ઉપર સુવાડ્યો અને ચૂલો સળગાવવા લાગી હળદર, મીઠું અને ભોયરસો ખદખદાવી જીવાની પાંસળીઓ ઉપર લગાડવા લાગી

'આ પીડી લગાડીને તેં શુ કરવા ધાર્યું છે?'

'આ' કહીને પાલીએ તેના ગાલ ઉપર ગરમ ગરમ ભોંયરસો ચોપડી દીધો.

' મારા તો ગાલ શેકી નાખ્યા.'

' લે બેસ હવે ' પાલીએ ડોકું નીચુ નમાવી ફૂ કો મારવા માંડી. જીવાએ બે હાથ વતી પાલીનું માથુ પકડવા પ્રયાસ કર્યો પાલી છટકીને ઊભી થતા બોલી, ' આવા લખ્ખણે તો તને કોઈ ઘરમાં ઢૂંકવા ય નહિ દે.'

' મારે હવે કયાં કોઇના ઘરમાં ઢૂકવું છે તે. '

પાલી અંગૂઠો બતાવીને ચૂલા તરફ વળી ઝટપટ શીરો કરી લાવીને તાંસળી જીવાના હાથમાં આપવા માંડી

' લે ખાઇ લે. '

' શું લાવી છ ? '

'ઝેર નથી એટલો વસવા રાખજે.'

' તારા હાથનું ઝેર હોય તોય કુનાથી ના પડાય ઇમ છે ? '

જીવાએ એક કોળીઓ મોંમાં મૂક્યો અને મો કટાણુ કર્યું.

' કેમ શુ થ્યું ? આ ખાટીકિ નથી. શીરો છે.

' બાપ જનમારે કોઈ દી ખાધો હોય તો ખબર પડે ને '

' હું તો કંહાર ધારતો'તો.'

' આ ભવમા તો મળે તેમ નથી ' પાલીની આંખો નાચી ઊઠી

બરાબર અણીને વખતે પેલા ભવનો વેરી શિવલો કોણ જાણે કયાંથી આવી ચડ્યો.

' પાલી તારા સાંટુ આ બંગડીઓ આણી છે.' કહેતોકને શિવો અંદર દાખલ થયો અને જીવાના હાથમાં શીરાની તાંસળી જોતાં સડક જ થઈ ગયો.

' એવો ખરચ કર્યા વના શું રહી ગયો તો ? ' પાલીએ ટાઢો હિમ જેવો જવાબ આપ્યો.

શિવો ઠંડોગાર થઇ ગયો શિવાએ કતરાતી આંખેવડે જીવાને બાપનાં પૂછ્યું, ' શું થીયું છે ' લ્યા જીવલા ! '

' પૂછને પાલીને ! '

' મારે તો હજી મુખીને ઘેર જવું છે. ' કહી ધુંગરાતો ધૂંધવાતો ત્યાંથી વિદાય થયો.

શિવો પાલીને આમ આડકતરી રીતે મદદરૂપ થતો હતો. પાલીના માબાપ મરી ગયા પછી પાલીની ફિકર ચિંતા કરવામાં શિવો ઠીક ઠીક પ્રમાણમા ઘસાતો હતો. એક દિવસ ઓચિંતો શિવો જીવાને રસ્તામા મળી ગયો. જીવાએ નવું પહેરણ અને લાલ જાકીટ સિવડાવ્યુ હતુ લાલ રગ જોઈને આખલો સામો ધસે તેમ શિવો જીવાની સામે ગયો અને કહેવા લાગ્યો, ' જીવલા, તુ આ સારૂ નથી કરતો હો ? '

' કંઇક હમજ પાડીશ કે એમ ને એમ ઝૂડ ઝૂડ કરીશ.'

' તુ ન હમજે તેવો નાના કીકલો નથી. આ ગામ છોડાવી દઇશ. તુ મને ઓળખતો નથી લાગતો ? '

" તુય તારે હાભળી લે તાણે, પાલીને સીધા વના ગામ નહિ છોડુ."

' ચેતતો રહેજે. પછી મારો વાંક કાઢીશ તે નહિ ચાલે શિવલાના જેવો ભૂંડોભખ બીજો કોઈ નહિ મળે '

શિવલાની કદાવર કાયા જોઈને વધારે જીભાજોડી કરવા કરતા મૂગે મોઢે ચાલવાનું જ જીવાને ઠીક લાગ્યું. શિવલાના પડકારે જીવાને વિચાર કરતો કરી મૂકયો. અને શિવાને ઠીક કરવાના પેતરા ગોઠવવા લાગ્યો. શિવાનો પાલીના ઘરનો રસ્તો બંધ કરાવી દેવાય તો તો મેદાન સાફ થઈ જાય. ગામમા બીજુ કોઈ એ માથા ફરેલ બાયડીને પરણવા તૈયાર થાય તેમ હતુંજ નહીં શિવો બુદ્ધિનો બેલ હતો એ તો એક મોટામાં મોટું જોખમ હતું. આડુંતેડું કરવામાં તે જરાએ વિચાર ન કરે એ ખ્યાલે જીવાને જરા ગભરામણ છૂટી. શિવલો આપોઆપ જ પાલીના ઘરનો રસ્તો બંધ કરે કે પાલી જ એને ધક્ દઇને ના કહે એવું કંઇક કરવાના પાટીઆં જીવાએ ગોઠવવા માડયાં.

એક બે જણાએ આવીને શિવલાની તરફથી વકીલાત પણ કરવા માંડી.

થોડીક ધાક ધમકીના સદેશાઓ પણ આવવા માડયા એટલે હવે જીવાના જીવને જપ ન હતો એક દિવસ જીવાને 'ખબર પડી કે શિવલો ચાર પાચ દિવસ માટે બહારગામ જાય છે. જીવો નદી કિનારે સૂમસામ બનીને પાલીની વાટ જોતો હતો. બહુ વખત થયો પણ પાલી ન આવી. પ્રથમ મુલાકાત વખતનાં દશ્યો આખ આગળ ચલચિત્રની માફક તાજા થયા.

જીવો વિચાર કરતો હતો હતો 'શુ ખરેખર પાલી તેને જ ચાહે છે ? શિવલાનુ નામ તેણે લીધુ ત્યારે 'જહાન્નમની ખાડમા પડે શિવલો ' એમ નો'તુ કીધુ ' '

'જહન્નમની ખાડે ' જીવાને નવી દષ્ટિ આપી પાલીની વાટ જોવાની પડતી મૂકી એ સીધો ઘર તરફ દોડયો. ઘરમાથી કોદાળીને પાવડો ખભે મૂકીને તેણે નેળીઆ તરફ ચાલવા માડયુ નેળીઆનો રસ્તો એકલવાયા જેવો હતો ભાગ્યે જ કોઇ એ રસ્તેથી જતુ આવતુ ફકત શિવો જ એ પ્રેમકેડી ઉપર થઈને પાલીની મુલાકાતે આવતો હતો એક જ ચાલે, એક જ રસ્તે, એક જ ઢબે શિવનો કામ કરતો આ નબળાઈ જીવાના ધ્યાનમા આવી ગઇ નેળીઆની વચ્ચે એક જગા નક્કી કરી અને જીવાએ કોદાળીનો ઘા કર્યો જીવાએ ત્રણ દિવસ અને રાત મડીને એક ઊડો ખાડો ખોદી કાઢયો જહાન્નમની ખાડની જીવાની આ જીવન્ત કલ્પના હતી. તેણે જહાન્નમની ખાડ કોઈ દિવસ જોઇ તો ન હતી પાલીએ જોઇ હોય તો તેની તેને ખબર ન હતી "

' શિવનો મરી જાય તો ખૂનકેસનો આરોપ કદાચ માથે આવે ' એ વિચારે ખાડામા નીચે એણે ઘાસ પાથર્યુ, અને એક ગોખલો કરીને તેમાં પાણીની માટલી અને ત્રણ દિવસ ચાલે તેટલા રોટલા મૂકયા શિવાની રેવડી દાણાદાણ થાય અને તેની કઇ અકકલ ઠેકાણે આવે એ જ જીવાનો ઉદ્દેશ હતો ખાડાની ઉપર કરાંડી અને ઘાસ

પાયરી ઉપર માટી વેરી દીધી. બરાબર પહેલાંની જેવી જમીન કરી સંતોષના શ્વાસ સાથે જીવો ઘર તરફ વળ્યો.

શિવો ગામથી આવ્યો છે એ ખબર જીવાને મળી. સંધ્યાકાળ પછી જરૂર શિવલો પાલીને ઘેર આવવાનો જ એ વિચારે આજે જીવાનું હૃદય ખૂશીથી નાચવા માંડયું. સાંજ પડી. અમાવાસ્યાની રાત હતી એટલે અંધારામાં કંઈ ખાસ દેખાય તેમ ન હતું. છતાંયે એક ઝાડને ઓથે છૂપાઈને જીવો શિવલાની જહાન્નમની ખાડમાં પડવાની વાટ જોઈને બેસી રહ્યો. પગલાંનો કંઈક અણસારો સંભળાયો અને જીવાની આંખો સતેજ થઇ. આઘેથી એક ભીમકાય આકૃતિની ઝાંખી ઝાંખી પ્રતીતિ થઈ. 'એ શિવો જ' જીવાએ શિવાને વરતી લીધો અને તેનું હૃદય જોરથી ધડકવા લાગ્યું. થોડી વારમાં તો ધબ જેવો અવાજ જીવાના કાને પડયો અને જીવાનું હૃદય ગભરાવા લાગ્યું. 'કોકને ખબર પડી કે જીવાએ જ આ બધું કર્યું છે તો તો ખેર નહિ રહે.' એ વિચારે જીવાના રૂવાંડાં ઊભાં થઈ ગયાં. મૂઠીઓ વાળીને એ ઘર તરફ દોડયો અને મધની બરણી લઇ એણે શહેર તરફ પ્રયાણ કરવા માંડયું. તલાટીને ત્યાં મધ પહોંચાડીને ગામમાં તેની ગેરહાજરીનો પૂરાવો ઊભો કર્યો. બીજાં બે ત્રણ ગામોમાં રખડીને પાંચેક દિવસ પૂરા કર્યા અને છેવટે કળ વળતાં એ ગામ તરફ આવવા નીકળ્યો.

'શિવલાની બરાબર ઠેકડી થઇ હશે, અને પાલી પણ હસી હસીને લોથપોથ થઇ ગઇ હશે.' મનમાં મનસુબાઓ ગોઠવતો ગોઠવતો જીવો રાતે ગામમાં પેઠો. પાલીના ઓરડા તરફ નજર કરી-તો ત્યાંતો અંધારૂં ઘોર. તેણે બૂમ મારી 'પાલી' પણ જવાબ ન મળ્યો. બારણા પાસે જઈને ખખડાવ્યું પણ બેકાર.

'અલ્યા કુણસે?' અંધારામાંથી એક અવાજ આવ્યો.

'એતો હું જીવલો, કુણ, મગલો?' જીવાએ અવાજ વર્તો.

'અલ્યા, અંધારે શું ફાંફાં મારે છે, એટલીયે ગમ નથી કે ઘરને તો તાળું છે.'

જીવાને તાળાનો ખ્યાલ જ ન રહ્યો, તેની આંખો અને મન પાલીની જ શોધમાં હતાં.

'મગલા, પાલી ક્યાં ગઈ ?'

'પઇણી ગઇ. તને આટલી ય ખબર નથી. ?'

'કોની હાથે ?' જીવલો તો કાપે તોય લોહી ન નીકળે એવી સ્થિતિમાં આવી ગયો.

'બીજા કોની હાથે શિવલા સાથેસ્તો'

'શિવલો તો...' જીવો કહેવા જતો હતો કે ખાડમાં પડ્યો છે. પરંતુ એ વાત બોલવામા કદાચ પકડાઈ જવાય એ બીકે મૂગો રહ્યો.

'હા, હા, શિવલો તો ખાડમાં પડ્યો હતો એ જ ને ? પણ એ તો એની હારે પાલીએ હતીને !'

'કંઇક ફોડ પાડીને કહીશ કે તારુંને તારું ભરડ્યા કરીશ.'

'શિવલાની હારે હારે પાલી આવતી'તી ત્યા બંને જણા ખાડમા પડ્યાં. લોકો કે'છ કે શિવલો મૂરખ છે પણ મારો બેટો બડો દૂરંદેશી નીકળ્યો. તેને થીઉ કે પાલી ઇમ નહિ માને એટલે આ ખાડો ખોદ્યો, તંઈ ઘાસ પાથર્યું, ચાર દનના રોટલાપાણીનો પણ વેત કરી લીધો અને નિરાંત જીવે ખાડમા પડ્યો'

'પણ પાલી એને ચ્યમ પઇણી ?'

'લે કર વાત! ન પઇણે તો શું કરે ? તુયે ગમાર જ રિયો. ત્રણ ત્રણ રાત ખાડામાં હંગાથે રિયા પછે ન પઇણે તો કરેય શુ ? પાલીને પસી કુણ પઇણે તારો બાપ ?'

જીવાએ ચાલવા માંડ્યું. મગલાએ આગ્રહ કર્યો 'ચાલ જીવલા ચા કાઢીએ !' પણ જીવાએ તો લોહીઉકાળો પીધો હતો એટલે ચાની જરૂર ન હતી. મૂઝાતો, ગૂચવાતો, અટવાતો જીવો શહેર ભણી વળ્યો. 'પ્રીત્યુ' એટલે જહાન્નમની ખાડ ! અને તેમાથી બહાર નીકળવાનાં ફાંફાં એટલે લગન !' એવી કંઈક અફાટ વિચારમગ્નીમાં ગોથાં ખાતા જીવાએ ચાલ્યા જ કર્યું.

(સુચિત)

# આઝાદીની લડત સામેનું શસ્ત્ર : નાણાંની જાદુગીરી

*

શ્રી. બી. કે. મજમુદાર.

*

(૧)

કોઈ પણ સમાજમાં નાણાંની સ્થિતિ વિશિષ્ટ હોય છે. સીધા વપરાશની ચીજો જેમ એને પણ કદાચ પોતાનું મૂલ્ય હોઇ શકે; અને કદાચ એથી વિરૂદ્ધ એને પોતાનું આગવું મલ્ય ન પણ હોય અને છતાં ય એ નાણા તરીકેના ઉપયોગમાં આવી શકે આનું કારણ એ છે કે નાણું એ વ્યવહારનું વિનિમયનું સાધન છે. અને આ સાધન તરીકેની કામગીરી બજાવતા એ કારણસર અને એ હદ લગી જ એ નાણાં તરીકે ઉપયોગમાં આવી શકે છે. એક ઉદાહરણ આ વાતને સ્પષ્ટ રીતે સમજાવશે. વહેતા પાણીએ વિભિન્ન કરેલા બે કિનારાનો અને વચ્ચે અવરજવર કરતા હોડી વ્યવહારની કલ્પના કરો. નાણાંની સ્થિતિ આ હોડી જેવી છે. હોડી તો ગમે તે વસ્તુની બનેલી હોઈ શકે. વાંસનો તરાપો પણ હોય અને અદ્યતન સાધન સમેતની સ્ટીમ લોંચ પણ હોય. વ્યક્તિગત વસ્તુ તરીકે સહુનું અલગ અલગ મૂલ્ય હોઈ શકે છે. પણ હોડી તરીકેની એમની કીમત તો એમની કાર્યક્ષમતા, કામગીરી બજાવવાની સગવડ અને આવડત પર આધાર રાખશે. હટાણું કે મેળો ભરાતો હોય ત્યારે એની ઉપયોગીતા વધી જાય. અન્ય દિવસોએ નદી કાંઠે એમને એમ બંધાએલી સૂર્યા કરે.

આ રીતે હોડી તરીકે એનું મૂલ્ય નથી પણ અન્ય રીતે એ વિશિષ્ટ બને છે. ગમે તે કાંઠે મેળો છે એવી કલ્પના કરો. હવે જો એ એક કાંઠેથી બીજે કાંઠે ચીજ–વસ્તુની હેરફેર કરવાની ના પાડે તો જેમને આવી હેરફેર કરાવવી છે એવા વહેપારીઓને ભારે નૂકસાન જાય. અને જેમનો માલ મેળામાં પહોચી ગયો છે તેવા વહેપારી–

એને અણુધાર્યો ફાયદો કરી આપે હવે એક એવા હોડીના ઠેકેદારની કલ્પના કરો જે પોતાની મુન્સફી મુજબ હોડીની સંખ્યામાં વધારો યા ઘટાડો કરી શકે છે. આ વ્યક્તિ બન્ને કાંઠે ચાલતી વ્યવસ્થાને ઊંધીચત્તી કરી શકે છે. કોકને માલેતુજાર બનાવી શકે, કોકને પાયમાલ કરી શકે. આમ વિવિધ પક્ષોની સંપત્તિના વધારા યા ઘટાડાનો આધાર વસ્તુની ટાંચ પર અવલંબે છે એટલે પરિણામે તો એનો અર્થ એટલો જ થાય કે જેમની પાસે ધન છે તેમની પાસે, જેમની પાસે ધન નથી તેવાનું ધન પણ ઘસડાઈ આવે.

(૨)

લોકમાન્યતા એવી છે કે સરકાર અને નાણાંનું ઉત્પાદન કરનાર શક્તિ એ બન્ને એક છે. સિદ્ધાન્તની દૃષ્ટિએ આમ નથી. આપણા દેશમાં તો નાણાનું ઉત્પાદન કરવાનું કાર્ય રીઝર્વ બેંકને હવાલે છે. પણ બધા દેશોમા આ બન્ને વિભાગ એક બીજા સાથે એવા મળી મળી મળીને કામ કરે છે કે લોકમાન્યતા જે એમના વચ્ચે કશી ભિન્નતા જોતી નથી તે વ્યવહારમા સાચી લાગે છે. આપણા દેશમાં તો ચૂંટાએલા વહિવટદારો છતા ય રીઝર્વ બેંક એક સરકારી ખાતું જ છે. આમ હોવાથી સરકારના હાથમાં એક અતિ પ્રબળ શસ્ત્ર છે. સમધારણ કાળમાં આ હથિયારના ઉપયોગની મર્યાદાઓ ૧૫ છે કારણ કે નાણાંના ભંડોળમાં થતો વધારો કે ઘટાડો વિનિમયના દર પર ભારે અસર પહોચાડે; અને આયાત કે નિકાસ થતા માલના જથ્થા પર પણ ભારે અસર પહોચાડે. આવી જ રીતે જે બચત થતી હોય તેના પર પણ ગંભીર અસર કરી જાય પણ યુદ્ધ કાળમા અને યુદ્ધ સંજોગોમાં પરિસ્થતિ પલટાય છે. દેશને અન્ય સર્વ દેશોથી અલગ પાડી દેવાયો હોય છે અને સત્તાના હાથમાં નિયંત્રણની પૂર્ણપણે પકડ હોય છે.

કોઇ પણ યુદ્ધના ખર્ચને ત્રણ રીતે પહોંચી શકાય છે. (૧)

કરભારણમાં વધારો (૨) કરજમાં વધારો (૩) નાણામાં વધારો. યુદ્ધ કાળમા સરકારને પ્રજાથી તદ્દન વિભિન્ન એવી બે પ્રકારની સહાયની આવશ્યકતા રહે છે. (૧) રાષ્ટ્રીય સાધનોનો પ્રજાકીય ઉપયોગ એટલો કમતી થવો જોઈએ કે જેથી સરકારને પોતાના ઉપયોગ માટે વધુ પ્રમાણમાં વસ્તુઓ મળી શકે. (૨) આવી વસ્તુની ખરીદી માટે ખરીદ શક્તિની સહાય.

( ૩ )

યુદ્ધની જાહેરાતે હિંદમાં કેટલાક વિશિષ્ટ પ્રશ્નો ઊભા કર્યા. રાષ્ટ્રીય મહાસભાએ તુરત જ જાહેર કર્યું કે 'આ હિંદની પ્રજાનું યુદ્ધ ન હતું. અને પ્રજાને સ્પષ્ટ રીતે આમ કહી શકવાની સઘળી સવલતની એમણે માગણી કરી. પ્રજાએ પણ એ માન્યતાને અપનાવી. સરકારને સાધન કે નાણાંની કશી ય સહાય કરવાની એમની ઇચ્છા ન હતી. બીજી બાજુએ સરકારની સ્થિતિ ઘણી કફોડી હતી. સાધન અને નાણાં બન્નેની એને અત્યત તીવ્ર જરૂરિયાત હતી. એ નાણાં ભરતી કરવા અને મધ્ય પૂર્વના સર્વ લશ્કરને પાળવા પોષવા માગતી હતી. છેવટે તો સરકારે આ બન્ને ઇપ્સિત વસ્તુઓ મેળવી. અને એ ઉપરાન્ત પણ ઘણું મેળવ્યું. આપણા દેશમાં ફુગાવાની તવારીખ તો ઉદાસીન પ્રજાને પોતાના હેતુસર દબાવવા માટેના સાધનની તવારીખ બની ગઇ છે.

આગળ કહ્યું તેમ સરકારને જોઈતાં નાણાં બે રીતે મળી શકત. કરભારથી અને ઉછીના લઇને. જે ભંડોળની સરકારને જરૂર હતી તેનું પ્રમાણ ઘણું વિપુલ હતું. પ્રજાના વિરોધને લક્ષમાં લઈને કરભારણ વધારવાની એની હિમ્મત ન હતી. પહેલ પ્રથમ તો એ કે આવું કરભારણ પરદેશી આયાત સાથે ઘનિષ્ટ રીતે સંકળાએલું હોય છે. આયાતનું પ્રમાણ ઘટતું જતું હોવાથી કશી આડકતરી રીતે પણ એમા વધારો થવો અશક્ય હતો. બીજું, જમીન મહેસુલ આબકારી

વગેરે કરો પર પ્રાંતિક સરકારોનો અધિકાર હતો અને બ્રિટિશ સત્તાનો દાવો એ હતો કે પ્રાંતો તો લોકશાહીપદ્ધતિએ તંત્ર ચલાવતા હતા. છતાં ય દલીલ ખાતર સ્વીકારી લઈએ કે સરકારે આ કરમાં વધારો કર્યો હોત તો ય એમાંથી થતું મળતર એટલું મોટું ન થાત અને આવકના નીચલા થરોમાં કરભારણુ મૂળથી ભારે છે જ. અને રાષ્ટ્રીય વપરાશમાં ઘટાડો કરવાનો સરકારનો હેતુ એથી પાર ન પડત અને લશ્કરી જરૂરિયાત માટે જોઈતી વસ્તુઓ માટે તંગી અનુભવવી પડત. આથી વિરૂદ્ધમાં જો ધનવાનો પર કરભારણુ વધાર્યું હોત તો મહાસભા સાથે હજુ ય ન સંકળાએલા એક વર્ગનો નાહકનો વિરોધ ઊભો થાત.

આ સંજોગોમાં ઉછીના વધુ નાણાં મેળવવાને પણુ સરકાર અસમર્થ હતી. મહાસભા સરકારને યુદ્ધયત્ન માટે નાણાંની ધીરધાર વિરુદ્ધ પ્રચાર કરતી હતી. આ પ્રચાર ખાસ કરીને ધનવાનોને ઉદ્દેશીને થતો. અને સાથી સૈન્યોની લશ્કરી પરિસ્થિતિ જોતાં એવા ગૂંચવાડાથી દૂર રહેવું હિતાવહ હતું.

ટૂંકમાં કરભારણુ અને ઉછીના લેવાની રીત બન્નેનો ઉપયોગ પ્રજાપ્રિય સરકાર જ કરી શકે. પરદેશી સત્તા માટે કોઇને ય પ્રીતિ ન હતી. અને છતાંય એને નાણાંની જરૂર તો હતી જ. એટલે એણે ફૂગાવાનો આશ્રય લીધો.

## ( ૪ )

દરેક દેશમાં નાણાંનાં ભંડોળનું એક એવું સમપ્રમાણુ છે જેનાથી વાણિજ્ય અને વિનિમયમાં દાખલ થતી દરેક વસ્તુનો વ્યવહાર સરળ બને છે. આપણા દેશમાં આ ભંડોળનો આંક ૨૦૦ કરોડ હતો. આથી ઊતરતા આંકને ( જેવા કે ૧૭૫ કરોડને ) પણુ સમધારણુ કરી શકાય.

કરનું આંદોલન શરૂ થયું ત્યારે સત્તાની લોકપ્રિયતા (!) નો

પારો એની નીચામાં નીચી કક્ષાએ ગયો હતો. અને સાથે સાથે જ સાધન સામગ્રી વિષેની એની મૂશ્કેલીઓમાં પણ પારાવાર વધારો થયો હતો. એટલે સરકારે ચલણના ફૂગાવાનો સીધો માર્ગ અખતિયાર કર્યો. અને એનો આંક ૧૦૦૦ કરોડની આસપાસ પહોંચ્યો. સરકારે ફૂગાવાના સમયને લોકક્રાન્તિના સમય સાથે સાંકળી લીધો એમ કદાચ નહીં કહી શકાય પણ એ છતા એ બન્નેની સમકાલીનતા તો વિસ્મય-જનક જ છે

ચલણના વધાગના મુખ્ય બે પરિણામ આવે છે (૧) સાર્વત્રિક ભાવની સપાટીમા ઉછાળો અને (૨) નવધનવાનોનો વર્ગ ઊભો થાય છે, અને જે ધનવાન છે એમને વધુ ધનવાન બનાવે છે. પ્રથમ કક્ષાને જોતાં આપણી નજરે એક વસ્તુ ચઢે છે. ભાવ સપાટીની કેટલીક કક્ષામાં વધારો દસગણો હતો. લોકની આવક એટલે અંશે વધી નહી–અને એ સ્વાભાવિક હતું એટલે આવક અને ખર્ચ વચ્ચે ભારે ફરક પડવા માંડયો. આની અસર સર્વ પગારદાર વર્ગ પર, કામદાર કિસાન અને મધ્યમ વર્ગની અન્ય શ્રેણીઓ પર પડવા માંડયો. આ વર્ગ એવો હતો જેને લોકક્રાન્તિ માટે સહાનુભૂતિ હતી. પોતાના કુટુમ્બકબિલાની સલામતી વિષે થોડીક પણ ખાત્રી હોય તો પ્રજા લોકક્રાન્તિમા ભાગ લઇ શકે. ભાવની સપાટી ઊંચી જવા લાગી અને આ ચિન્તા પણું વધી. લોકનું ધ્યાન રાષ્ટ્રીય પ્રશ્ન કરતાં પોતાના અંગત પ્રશ્નો પર વધુ અને વધુ થવા લાગ્યું.

આવક અને જાવક વચ્ચેનુ અંતર બે રીતે સાંકળી શકાય. (૧) આવક વધારીને (૨) ખરચ ઘટાડીને. પહેલો રસ્તો કઠિન હતો. છતાય આવકના નવા માર્ગો શોધવાનો યત્ન થયો. કસાએલા કોંગ્રેસી કાર્ય-કરોને પણ જેલમાથી છૂટીને આવકનાં સાધનો શોધવાની જરૂર પડેલી. જેલમાં પાછા જવાનો વિચાર પણ એ ન કરી શકે એવી સ્થિતિ પેદા થઇ. ખરચ ઘટાડવાનો એકમાત્ર માર્ગ નિયત્રણ અને માપબંધીનો હતો. લોક આ વસ્તુઓ માટે તલપતા હતા. માત્ર સરકારજ આ

વસ્તુનો અમલ કરાવી શકે એમ હતુ એટલેજ જાણે, પાદડુ ફરી જાય એમ સાંજ લગી જે લોક સરકાર જાય એમ ઇચ્છતા હતા તે સવારે સરકાર રહે એવી માગણી કરવા લાગ્યા સરકારે પોતાની સાથે સહાનુભૂતિ ધરાવતો હોય એવો એક વિશાળ વર્ગ ઊભો કર્યો જે સરકાર સાથે સહકાર કરવા પણ તૈયાર હતો એવા કોંગ્રેસી પણ હતા જે સરકારને સહાય કરવા તૈયાર હતા અને જેમણે પરોક્ષ રીતે સરકારની પ્રતિષ્ઠા વધારવાનું કામ કર્યું કાળા બજારિયા સામેના સુવિચારિત પ્રચારને લીધે એ ભૂલાઇ ગયુ કે ખરો ગૂન્હેગાર તો સરકાર પોતે જ હતો

ફરી એક વાર સરકારે લશ્કરી કોન્ટ્રાકટરો, વહેપારીઓ વગેરેનો વર્ગ ઊભો કર્યો આ લોક હવે સરકારને સહાય દેવા લાગ્યા જૂના ધનવાનો વધુ માતબર બન્યા હતા. એમણે પોતાનુ સર્વ લક્ષ વધુ ધનપ્રાપ્તિ પાછળ દોર્યું. સરકાર લોકનું લક્ષ્ય પલટાવી દેવામા સફળ નીવડી

સરકાર એની બીજી મુશ્કેલીમાથી પણ આબાદ બહાર નીકળી આવી જુદી જુદી જાતના નિયંત્રણોમા જે માલસામાનની સરકારને જરૂર હતી તેની જોગવાઇ હતી પ્રજાને તો એ બાદ જે રહે તે મળવાનુ હતુ કાપડનિયંત્રણ યોજનાને જુઓ એક વેળાએ તો ચાલીસ ટકા જેટલો માલ સરકાર ઉઠાવી જતી હતી એજ વસ્તુ અનાજમા બની સર્વ જગાએ ખરીદીનો પ્રથમ હક્ક એણે મેળવી લીધો, અને આમ છતા તંગીના દોષનો ટોપલો અન્ય કોઇને માથે ઓઢાડવાની સગવડ પણ મેળવી લીધી અને એ રીતે દેશમા નવા ઉમરાવો ઊભા કરાવ્યા સામ્યવાદીઓ આ છટકામા બરોબર સપડાયા અને એમણે તો ખ્રિસાનોને કાળા બજાર માટે ભાડવા માડયા અત્યાર લગી તો એ આ વર્ગને બિરદાવતા હતા।

કરભારણુ આસાન બન્યુ કારણમા તો નવધનવાનોની સખ્યામા વધારો થયો હતો અને જે ધનવાન હતા જ તેમની આવક અનેક—

ગણી વધી ગઇ હતી. વધુમાં તો એમ બન્યું કે પ્રજાએ અજાણતાં સરકારને ૮૦૦ કરોડ ધીર્યા. ખરી રીતે તો ચલણી નાણામાં અને સરકારી સલામતીનાં ઓજારિયાં વચ્ચે કશો તાત્ત્વિક ફરક નથી. ફરકમાં ફરક માત્ર એટલો છે. એના ઉપયોગનો હક્ક એક કિસ્સામાં વિધિ પછી મળે છે. બીજા કિસ્સામાં માત્ર બદલાથી એ મળી રહે છે. લોક પાસે એમની બેંકોમાં, પટારામાં કેખિસ્સામાં કાળા યા ધોળા બજારની ૮૦૦ કરોડ રૂપીઆ જેટલું વધુ ચલણ આવ્યું હતું. જે હકીકતમાં સરકારને કરવામાં આવેલું ધીરાણ જ હતું. કેટલાક તો સરકારને નાણા ન આપ્યાનું અભિમાન ધરાવતા હતા. આ એક ભ્રમ હતો. ફૂગાએલા ચલણનો ઉપયોગ કરીને એમણે સરકારને સહાય ઘણી જ કરી હતી.

## ( ૫ )

આ સિદ્ધિઓ ઘણી મહત્વની છે, પણ સરકારે તો બીજી સિદ્ધિઓ પણ મેળવી છે. ફૂગાવાને એવી રીતે હાથ ધરવામાં આવ્યું કે ઇંગ્લેન્ડમાં અનામતનો ઢગલો થતો ગયો. આ સ્ટર્લિંગ અનામતનો પહેલો ઉપયોગ તો દેવું વાળવામાં થયો. આ દેવા વિષે કોન્ગ્રેસે તો બાપોકાર જાહેર કર્યું હતું કે દેશને માથે એ જવાબદારી ન જ હોઇ શકે. બીજું એ કે એમની પાસે હવે આપણું એટલું ધન પડ્યું છે કે એની સલામતીની અને ઉપયોગની સાધારણ રીતે આપણને ચિન્તા થાય, અને આપણી આ ચિન્તા વિષે જાણકાર થતાં હવે એ એમાં ઘટાડો કરવાની ધમકી આપી રહ્યા છે, તથા સતત રીતે એના તડ-જોડને માટે ઉપયોગ કરી રહ્યા છે. જો કોઇ જાતના વ્યાપારીકરાર હિંદને ગળે પહેરાવવાને માટે એનો ઉપયોગ થાય તો એમાં નવાઇ પામવા જેવું છે. આ વ્યાપારી કરારમાં બ્રિટિશ મૂડી અને રોકાણ માટેની નવેસરની સલામતીની જોગવાઇ હશે. ફૂગાવાના રાજકીય ઉપ-યોગ વિષે હવે દેશે નવેસરથી વિચાર કરવો પડશે.

# સ્વતંત્ર ભારતના આર્થિક પ્રશ્નો

આપણો દેશ સ્વતંત્ર થાય તો તરત જ આપણે આપણા આર્થિક પ્રશ્નો હાથ ધરવા પડશે ને આ પ્રશ્નો કયા છે તે અત્યારે આપણે વિચારીએ તો ખોટું નહિ આપણા દેશની સ્વતંત્રતા એ આપણુ ધ્યેય નથી, પણ .આપણા ધ્યેયને પ્હોચવાને માટે ધોરી માર્ગ છે આપણા કેટલાક આર્થિક કાયદાઓ પરદેશી સરકારે ઊભા કર્યા છે, ને કેટલાક પરદેશી સરકાર હોય ત્યા સુધી ઉકેલી શકાય એમ નથી આ આપણા આર્થિક પ્રશ્નો કયા છે ? આપણુ ધ્યેય શુ છે ?

આ દેશમાથી ભૂખમરો, બેકારી, ગરીબાઈ, રોગ એવા જે ભયંકર શત્રુઓ છે તેમને જડમૂળથી ઉખેડવાના છે જો સ્વરાજનો આ અર્થ ન હોય તો સ્વરાજનો કાઇ જ અર્થ નથી થોડાક માણસોને સારી નોકરી મળે કે થોડાક માણસો મોજમજાહ કરી શકે એવો જ જો સ્વરાજનો અર્થ હોય તો અત્યારે આ બધુ કયા નથી ?

ભૂખમરાનો પ્રશ્ન લઇએ જ્યારે બંગાળમા દુકાળ ફાટી નીકળ્યો ને ૨૫-૩૦ લાખ માણસો ભૂખમરાને લીધે મરણશરણ થયા ત્યારે આ કાઇક નવી વસ્તુ છે એમ ઘણાને લાગ્યુ પણ આપણા દેશમા આપણે આપણી, અત્યારની વસ્તી, ને વધતી જતી વસ્તીને, પોષણ કરવા માટે પૂરતો ને પૌષ્ટિક ખોરાક પેઢીઓથી ઉત્પન્ન કરતા જ નથી લાખો માણસો અડધા ભૂખમરાને લીધે રીબાતા હતા, એવી સ્થિતિ યુદ્ધ પહેલાં હતી એટલે આપણે વધારે ધાન્ય ઉત્પન્ન કરવા માટે પ્રયાસો કરવા જ પડશે એ વખતે અત્યારના નાના ખેતરો કાઢી મોટા પાયા ઉપર ને સામુદાયિક ખેતરો કરીને વાવેતર કરવુ પડશે આ કરવા માટે વખતે આપણે આપણા વારસાના કાયદામા ક્રાન્તિકારી ફેરફારો કરવા પડશે.

સાથે સાથે દેશનું ઉત્પાદન વધારવા માટે નિરક્ષરતા નાબૂદ કરવી પડશે. અક્ષરજ્ઞાનનો ઝડપી પ્રસાર કરવો, લોકોમાં વિચાર કરવાની શક્તિ ઉત્પન્ન કરવી એ પણ જરૂરી છે. આજે આપણો ખેડૂત ને આમવર્ગ એ જેને ધર્મ સમજે છે તે વસ્તુને વળગી રહી પોતાની જાતને ખૂબ નુકસાન કરે છે. ધર્મ એ દરેક મનુષ્યની અંગત વસ્તુ છે ને એણે જે કુટિલ સામાજિક સ્વરૂપ લીધું છે તે દૂર કરવું પડશે.

ગરીબાઈ નાબૂદ કરવા આપણે આપણી ઉપજ વધારવી પડશે. એટલે આપણી ખેતીની ને ઉદ્યોગોની ઉપજ વધારવી રહી. તે વધારવા માટે કાર્યદક્ષતા વધારવી રહી. કેળવણીના પ્રચારથી કાંઈક અંશે આ આવશે. પણ સાથે સાથે નવા ઉદ્યોગો મોટા પાયા ઉપર ઊભા કરવા પડશે. આપણા દેશમાંથી ઉત્પન્ન થતા કાચા માલમાંથી વસ્તુઓ બનાવવા માટે કારખાનાઓની જરૂર પડશે.

પણ જો ઉત્પાદન વધારવા સાથે સાથે વસ્તી પણ ઝડપથી વધતી જ જાય તો આવા પ્રયાસો બહુ ઉપયોગી ન થાય. એટલે વસ્તી વધતી અટકાવવા માટે, કેળવણી, સંતતિનિયમન વિ. જે જે ઉપચારો પાશ્ચાત્ય દેશમાં લેવાયા છે તેનો પ્રચાર ને ઉપયોગ આપણા જનસમાજમાં કરવો એ જરૂરી રહેશે. આમાં પણ જે માન્યતાઓ આવા પ્રચારની આડે આવે તેનો કેળવણીથી નાશ કરવો પડશે.

બેકારીનો પ્રશ્ન આની સાથે સંકળાએલો છે. જેમ જેમ ઉદ્યોગો વધતા જશે તેમ તેમ બેકારી થોડીઘણી—અત્યારે જે સ્વરૂપમાં છે તે જરૂર ઓછી થઈ જશે. પણ સાથે સાથે કોઈ પણ આળસુ માણસ સમાજમાં ન રહે એ પણ થવું જોઈએ, એટલે દરેક બાળક જન્મે તેને જીવવાનો, (હિંદુસ્તાનમાં બાળમરણ પ્રમાણ ઘણું મોટું છે), કેળવણી લેવાનો, ધંધો રોજગાર મેળવવાનો, પૌષ્ટિક ખોરાક, પૂરાં

કપડાલત્તાં, ને રહેવાને ઘર, એટલા જન્મસિદ્ધ હક્ક છે. એમ સરકારને સમાજ બન્ને માન્ય રાખશે.

આપણી મહેસુલ પદ્ધતિ ને કરવેરાની પદ્ધતિ જે અત્યારે છે તે બન્નેમાં મૂળભૂત ફેરફારો કરવા પડશે. કરવેરાની પદ્ધતિમા એક તો જે વધારે મળી શકે તેના ઉપર પ્રમાણમાં વધારે વેરો એ સિદ્ધાંત પ્રમાણે ફેરફાર કરવા પડશે. જેમ જેમ સરકારનું ખર્ચ વધશે તેમ તેમ નવા કરો નાખવા પડશે. એટલે કરવેરાનો બોજો હળવો નહીં થાય પણ પ્રમાણમાં પૈસાદાર વ્યક્તિઓ ઉપર વધારે કરનો બોજો નાખવો પડશે.

આપણું નાણાંતંત્ર અત્યારે ચાલે છે તેવું નહિ હોય. નાણાતંત્ર દેશમાં પૂરી રોજગારી ઉત્પન્ન કરવાના સાધન તરીકે ને તેજીમદીના વારેવારે ફરી વળતા ભયંકર મોજાઓમાંથી સમાજને બચાવવાના સાધન તરીકે વપરાશે.

મૂડી ઉત્પન્ન કરવાને ને એકઠી કરવા માટે બેંકો, શરાફી પેઢીઓ વિ. જે સાધનો જોઈએ તે વિપુલ પ્રમાણમા ને સારા પાયા ઉપર સ્થપાય એ સ્વતંત્ર હિંદની સરકારની એક મુખ્ય નેમ રહેશે.

અત્યારે જે આર્થિક અસમાનતા છે તેથી જરૂર ઓછી કરવી પડશે. એક તરફ અઢળક ધન ને બીજી તરફ કારમી ગરીબાઇ એ સ્થિતિ બદલવી પડશે. વારસાના કાયદામાં ઘટતા ફેરફાર કરી આ વસ્તુ બદલી શકાય.

જેમ જેમ લોકોને પૂરો ને પૌષ્ટિક ખોરાક મળશે તેમ તેમ તેમની તન્દુરસ્તી સુધરશે ને રોગોની લોકો ઉપરની પકડ ઢીલી થશે. પણ રોગો નાબૂદ કરવા ને રોગીઓની સારવાર માટે સંસ્થાઓ પાછળ ખર્ચ એ એક રાષ્ટ્રીય મૂડી વધારવાનું ઉત્તમ સાધન છે એમ જરૂર ગણાશે.

આપણા ઉદ્યોગતંત્રમાં પણ મૂળભૂત ફેરફારો કરવા પડશે. અત્યારે આપણા ઉદ્યોગો મનુષ્યને સીધી જરૂરના કાપડ, ખાંડ વિ. પદાર્થો ઉત્પન્ન કરે છે. પણ આ માલ ઉત્પન્ન કરવા માટે જે સાધનો, ઓજારો ને યંત્રો જોઈએ તે માટે આ દેશમાં મોટા પાયા ઉપર કારખાના આપણે ઉત્પન્ન કરવા પડશે, એટલું જ નહિ, પણ ઉદ્યોગોનું વિ-કેન્દ્રિકરણ કાંઇક અંશે કરવું પડશે. આનું કારણ દેશ યુદ્ધમાં સુગમતાથી લઢી શકે તે માટે નહિ, પણ દેશના જુદા જુદા વિભાગોનું ને તેની પ્રજાઓનું સરખું ને એકધારું શ્રેય થાય તે માટે પણ આ જરૂરી છે.

આની સાથે જ આપણા દેશની આંતરિક વાહનવ્યવહાર પદ્ધતિ રેલ્વે વિ. નો અત્યાર કરતાં ઘણો જ વધારે વિકાસ કરવો પડશે. એટલું જ નહિ, પણ આપણી રેલ્વેઓ એકલા આપણા પરદેશો સાથેનો વેપાર માટે જ નહિ પણ આંતરિક વેપાર માટે વધુ કાર્યક્ષમ થાય એ જોવું પડશે. અત્યારે આપણો આયાત નિકાસ વ્યાપાર જે થોડા જ બંદરો મારફતે થાય છે તેને બદલે નવા બંદરો ઉઘાડી, ખીલવી, દેશનો પરદેશ સાથેનો વેપાર પણ દેશભરમાં ફેલાઇ જશે.

સૌથી મોટો ફેરફાર તો હિંદના મનુષ્યત્વમાં કરવો પડશે. નિરાશામાં ડૂબેલા હિંદીને આશા આપવી પડશે. સ્વરાજ આવ્યાથી થોડીક નિરાશા ઓછી થશે. પણ માણસ સ્વપ્રયત્ને પોતાની સ્થિતિ સુધારી શકે છે એ ખ્યાલ આપણા જનસમાજમાં ઠસાવવો પડશે. હિંદના માણસોનું દૃષ્ટિબિન્દુ બદલવું પડશે. ઐહિક સુખ માટે પ્રયત્ન કરવો એ કાંઇ પાપ નથી. આ જગતમાં દરેક મનુષ્યને સુખી થવાનો હક છે. ને ગરીબાઇ એ એક ભયંકર રોગ છે એવું હિંદી માનસ ઉપર ઠસાવવું પડશે. કેટલીક વાર તો હિંદી પ્રજાને પોતાનીજ અજ્ઞાનતા ને મૂર્ખતાથી બચાવવી પડશે. એટલે કે હિંદમાં આશાથી

પૂર્ણ, કાર્યદક્ષ, નિરોગી, હિમ્મતવાન ને ચારિત્ર્યવાન મનુષ્યો ઉત્પન્ન કરવા એ સ્વરાજ સરકારનુ મુખ્ય કામ રહેશે કારણ કે આવા મનુષ્યો વગર આર્થિક ઉન્નતિ શક્ય નથી ને દ્રવ્યનો વધારો થાય તો પણ જનસમાજ સુખી થાય એવુ લાગતુ નથી રશિયા ને જર્મનીના દૃષ્ટાંતો ઉપરથી એમ લાગે છે કે જ્યાસુધી મનુષ્ય કે વ્યક્તિમાં મૂળભૂત ફેરફારો ન થાય ત્યાંસુધી સમાજપરિવર્તન બહુ લાભદાયી નથી

પણ ઐહિક સુખ એટલે દરેક વ્યકિતને પૂરતો ખોરાક, પૂરતા પહેરવાના કપડા, રહેવાને સુઘડ ઘર ને રોજગારી આ પણ કાઇ અતિમ ધ્યેય નથી, જ્યા સુધી સમાજમા ભૂખમરો, બેકારી કે રોગો હોય ત્યા સુધી સાહિત્ય, સંગીત, કલા વિ મનુષ્યને ઉચ્ચતા અપાવનાર વસ્તુઓની સાધના શક્ય નથી એટલે જો આર્થિક પ્રશ્નોનો નિવેડો આવી જાય તો મનુષ્યની માનસિક ને સાસ્કારિક ઉન્નતિ કરવાને માટે રસ્તો ખૂલ્લો થાય દેશમા સમાજને ઉચ્ચતર લઇ જનાર આ સાધનોનો પ્રચાર થાય, ને જે સમાજવ્યવસ્થા સ્વપ્નામા રહી છે તે આ દેશમાં મૂર્તિમાન થાય, ને આ જ અતિમ ધ્યેય કહેવાય સ્વરાજ સરકાર આ અતિમ ધ્યેય લક્ષમા રાખી આપણા આર્થિક તત્રની પુનર્ઘટના કરશે એમ આપણે માનીએ છીએ

S V D.



# રાજસ્થાનો અને મહાસભા



શ્રી સીતારામ જે. શર્મા



કાગળ પરના નકશામાં લાલ–પીળા રંગ ચોપડવાથી કે બ્રિટિશ હિંદ અને હિંદી હિંદ એમ વહીવટી વ્યવસ્થાના વિભાગ પાડવાથી અખંડ અને અવિભાજ્ય હિંદના વતનીઓનાં જીવન, વિચાર, આકાંક્ષા, ભાવના ને લાગણીના ખંડ પડી જઈ શકે નહિ

હિંદનું વર્તમાન રાજકીય માળખું તો ટીપુના મૃત્યુ અને પેશ્વાના વિલુપ્તિકરણના સંધિકાળમાં તૈયાર થયું છે. (ઈ. સ. ૧૭૯૯–૧૮૧૯). તે પહેલાં હિંદમા મોગલોનું અને હિંદુઓનું રાજ્ય હોવા છતાં હિંદના વતનીઓ માટે તો હિંદુસ્તાન એક અને અવિભાજ્ય હતું.

૧૭૯૯ અને ૧૮૧૯ના વિજયોએ બ્રિટિશોને હિંદ પર કાબૂ જમાવવાની તક આપાવી. ત્યારે વર્તમાન હિંદી રજવાડાંની કે હિંદી 'પ્રિન્સ'ની હાલ છે તેવી વહેંચણી થઈ નહોતી. 'ઇન્ડિયન પ્રિન્સ' નો જન્મ તો ૧૮૦૬માં થયો અને હિંદના રાજકારણમાં ૧૮૧૯માં તેને સ્થાન મળ્યું. શાહી મૂડીવાદી અંગ્રેજો તો જુદાં જુદાં નિમિત્ત કાઢીને તમામ હિંદી રજવાડાંને સ્વાહા કરી જવાની લગભગ એકધારી નીતિ ચલાવી રહ્યા હતા, પરંતુ ૧૮૫૭ના પહેલા હિંદી સ્વાતંત્ર્ય યુધ્ધે તેમને વિનાશમાંથી ઉગારી લીધા. અને તે પછી તેઓ વિદેશીઓના જ માંડલિક બન્યા.

આંતરકલહ અને યુગબળને પિછાનવાની અશક્તિને કારણે તેઓ કદી પણ વિદેશી આક્રમણનો એકતા અને સંગઠનથી સામનો કરી શક્યા નહિ. ઈસ્ટ ઇન્ડિયા કંપનીની કાર્યક્ષમ જાસુસી જાળ,

અંગ્રેજોની નીતિરીતિ અને મેલી મુત્સદ્દીગીરી સબધનું અજ્ઞાન તથા 'મૅકસીમ તોપ' જેવા શસ્ત્રસરંજામની ખામીને લીધે કેટલીક લડાઇઓ તો રમત જેવી થઇ ગઈ। અંગ્રેજ રેસિડેન્ટો ત્યારે ગજાઓ પર જાસુસી કરતા, તેમના દીવાનો તથા કારભારીઓને લાચ રુશવત આપી મહેલની આંતરિક વાતો તેમજ લશ્કરી બાનમીઓ મેળવી લેતા, નાજાઓના લશ્કરોમાં નોકરી કરતા ગોરાઓ કેવળ ધનની લાલચે દગનબાજી કરતા અને અણીની પળે અંગ્રેજો સાથે ભળી જતા હિંદુ–મુસનમાનોની એકતા તોડાવવા માટે તેઓ બેવડી મેલી રમતો રમતા [દા ત યશવતરાવ હોલ્કરના સાથી પાણ અમીરખાનને ક્રોડી ટાકની નવાબી આપી ૯–૧૧–૧૮૧૭] લૉર્ડ વિલિયમ બેન્ટિકે ગવર્નર જનરલ તરીકે ભજવેલા આ પ્રકારના ભૂડા ભાગને મેટકફે પણ 'જગલી, અક્ષમ્ય રાક્ષસી, અયોગ્ય અને અતિ મેલો' કહીને વખોડી નાખ્યો છે

હિંદમાં બ્રિટિશ સામ્રાજ્યની સ્થાપના આ પ્રકારની પાર્શ્વભૂ પર થઇ વિદેશી અમલની શક્યતા તે કાળના દેશી રાજાઓના કલેશ–કકાસ અને અચનાયતની નીતિએ જ ઊભી કરી એટલે હિંદની વર્તમાન ગુનામીનુ આદિકારણ આ બધાં રજવાડા જ છે

તેઓ આજે સાર્વભૌમ સત્તા સાથેની સન્ધિઓ અને કરારોની વાનો કરી, માતૃભૂમિની આઝાદીને આવતી રોકવામા સામ્રાજ્યવાદના પાળિયાનું કામ કરે છે, પરંતુ એ કહેવાતી સન્ધિઓ અને કરારો એક તરફ ગજા–પ્રજા અને બીજી તરફ સાર્વભૌમ સત્તા વચ્ચે થયા જ નથી મેટકાફે એડમડ સ્ટોનને લખેના પત્રમા [તા ૮-૧૨ ૧૮૧૧] લખ્યુ છે કે, "રક્ષણ અને મૈત્રી માટે જયપુર આપણને પગે પડી રહેન છે?[1]" એવી પરાજિત અને નિરધાર મનોદશામાથી એ કરારોનું ઘડતર થયુ છે

[1] જુઓ The Making of The Indian Princes By Edward Thompson

અંગ્રેજોએ જે મદદપ્રથા [Subsidiary system] શરૂ કરેલી તે જાળમાં લગભગ હિંદનાં તમામ રજવાડાં ફસાઈ પડયાં હતાં. એ પ્રથા 'રાજાઓની આપખુદી વધારનારી, પ્રજાના ઉપલા વર્ગમાથી પ્રતિષ્ઠિત ચેતનને હારી નાખનારી, સમસ્ત પ્રજાને પતિત અને નિર્ધન બનાવનારી, ગામડાનો વિનાશ કરનારી, રાજાને પ્રજામાંથી વિશ્વાસ ખેંચી લઇ વિદેશી સત્તાવાળાઓનો આશરો શોધવાની દશામાં મૂકનારી' હતી, તેવુ સર ટોમસ મનરોએ નોંધ્યું છે. મેટકાફ અને સધરલેન્ડે રજવાડી તંત્રના સડા તેમ જ આપખુદીના કારણભૂત એ પ્રથાને જ કહી છે.

આમ પોતાની જ અણુઆવડતને કારણે અંગ્રેજોને કરગરીને[2] તેમને પાંખમા લેવા કાકલુદીઓ કરનાર રજવાડાંના વારસો, આજે સામ્રાજ્યના સમાન મિત્રો તરીકેનો દાવો કરે છે!

અંગ્રેજોએ જેમને લૂટારા અને બહારવટિયા કહીને વગોવેલા તેમને જ રાજાઓ અને નવાબો બનાવ્યા છે. માથાફરૂ રાજાઓને માથું ફરી નથી ઊંચકી શકે તે માટે 'નિવીર્ય' બનાવી દે તેવા બંધનોમાં એમને જકડયા છે. સિંધિયા અને હોલ્કર સાથે સન્ધિ કરતાં પહેલાં લોર્ડ હેસ્ટિંગ્સે લખ્યુ હતું [તા. ૫-૧૧-૧૮૧૭] કે. "I have resolved to rinet such shackles upon Scindia and Holker, that they would be impotent" આવી મનોદશામા પ્રજાને બચાવવા કે રાજની પ્રતિષ્ઠાની રક્ષા માટે નહિ, પણ પોતાના વૈભવ-વિલાસ જળવાઇ રહે તેવી ભાવનાથી કોટા,

૨ ૧૮૧૫મા ગવર્નર જનરલે એવી નોધ કરી હતી કે: "The Rajput States have assailed me with petitions to take them under protaction as fendatories."

જોધપુર, ઉદયપુર, બુંદી, બિકાનેર, જેસલમીર અને જયપુર કંપનીનાં ખંડિયા બન્યા [ તા. ૨-૪-૧૮૧૮ ]

આને મૈત્રીના કરાર કહેવા અને પરમાણુ બોમ્બના યુગમા કરોડો માનવીઓ પર તે ફરજિયાત લાદવા, તેમ જ તે કરારોની રક્ષાના બહાને ૪૦ કરોડ હિંદીઓની ગુલામીને ચાલુ રાખવાની છદ્મનીતિને ટેકો આપવો, એ હળવી ભાષામા કહીએ તો કેવળ દેશદ્રોહ જ છે.

દેશી રજવાડાને હિંદમાના બ્રિટિશ હિતોની રક્ષાના સાધન તરીકે જ સાચવી રાખવામા આવ્યા છે.[3] ગયા સવાસો વરસના એમના ઇતિહાસે પણ એવી પ્રતીતિ આપી છે કે, એમને સાચવી રાખવામા બ્રિટિશ શાહીવાદી મુત્સદ્દીઓએ સેવેલી આશા, તેમણે સમસ્ત હિંદની આઝાદીની સિદ્ધિમા અવરોધરૂપ બનીને પાર પાડી આપી છે

કર્ઝન અને સર જ્યૉર્જ સીડનહામ ક્લાર્કે હિંદની આમજાગૃતિને કચડી નાખવામા રજવાડાઓની માગેલી મદદનો અનેક રજવાડાઓએ આપેલો ઉત્તર એનો પ્રબળ પુરાવો છે વેલેન્ટાઇન શીરોલ સમા હિંદના કટ્ટર શત્રુએ પોતાના પુસ્તકમા એની પ્રશસ્ય નોંધ લીધી છે

આમ હિંદની ગુલામી દેશી રજવાડાએ નોતરી અને તેને ટકાવી રાખવામા એજ રજવાડા પરોક્ષ તેમજ પ્રત્યક્ષ કારણભૂત બની રહેલા છે.

3 " The princes would be useful as buffers, and also as a ce spils, into which the accumulating miseries of the rest of India could seep and, like warring germs, prey on each other.

" The Indian states are safety-value for Briton interests in India

આજે પરિસ્થિતિ એવી છે કે, હિંદી હિંદમાં રાજા, પ્રજાને જગાયે જવાબદાર નથી રહ્યો. નિર્ધન અને રાંકડી પ્રજા પર સંખ્યાબંધ કર નાખી, ગરીબડી રૈયતનાં લોહીનાં નાણાંમાંથી તે વિલાસ માણે છે; મિજમાનીઓ ને મહેફીલો ઉડાવે છે; વ્યભિચાર, જુગાર, અત્યાચાર, લાચરશ્વત, ખુશામતના અખાડા જમાવે છે પ્રજાના સર્વેશ્વર બની પ્રજાને ઠોકરે મારવી એ આપખુદ રજવાડાંની મનોદશા છે.

અંગ્રેજોના આધિપત્ય નીચે ખંડિયાં બન્યાં ત્યાં સુધી રાજસ્થાનોમાં કરના ભારણ આટલાં વધ્યાં ન હતાં. પ્રજાનો વિશ્વાસ છતવામાં રાજાની અને રાજ્યની સુરક્ષા હતી. ત્યારે રાજા ચોકિયાત હતો અને પ્રજા તેને ચોકીદાર તરીકે વિઘોટી આપતી હતી. આજની માફક પ્રજાજીવનના સર્વ અંગો પર રાજાએ આધિપત્ય જમાવ્યું ન હતું.

પશ્ચિમવાસીઓના વરવા અનુકરણમાં રાજા પ્રજાના સર્વ અંગો પર અધિકાર જમાવવાના બહાને સંખ્યાબંધ નામે કરો વસુલ કરે છે, બદલામા તેણે પ્રજા તરફની જે જવાબદારી અદા કરવી જોઇએ તેના હાલના હિંદી રાજાઓ મોટે ભાગે અખાડા જ કરે છે.

બાજુના જ બ્રિટિશ તાબાના પ્રદેશોમાં પ્રજાને સ્થાનિકથી માંડીને દેશના વહીવટમાં જે થોડીઘણી તકો અપાઈ છે, તેમાંનું દેશી રાજ્યોમાં કશુ જ નથી. પરિણામે રાજસ્થાની પ્રજાઓમાં જવાબદારીવાળા રાજ્યતંત્રની ભૂખ જાગી છે. તે માટે સંગઠિતપણે તેમની લડતો ચાલુ છે, તેને કચડી નાખવા માટે રાજાઓ તરફથી જુલ્મો ય ચાલુ છે. રાષ્ટ્રની આઝાદીની લડતમાં જાગૃત રાજસ્થાની સંઘો, સંસ્થાઓ અને પરિષદોએ સાથ આપવાનું તો ચાલુ જ રાખ્યું છે.

મહાસભાની નીતિ રાજસ્થાની પ્રશ્નોમા સામાન્યતઃ તટસ્થતા જાળવવાની રહી છે. અંગ્રેજો જશે એટલે એમના ખંડિયાઓની આપ-

પ્રુદીને ટકાવી રાખનાર ધરમૂળનો આધાર જશે, પછી તો આઠ-દસ કરોડ રાજસ્થાનીઓ પણ સ્વરાજ ભોગવતા થઈ જ જશે, એમ કૉંગ્રેસ માને છે, છતાં રાજકોટ જેવી સીધી લડતમાં અપવાદ તરીકે આગેવાન કૉંગ્રેસી નેતાઓએ ક્વચિત ભાગ લઇ, સીધી દોરવણી આપી છે. પં. જવાહર નહેરુ અને સરદાર વલ્લભભાઇએ ગાંધીજીની માફક રાજસ્થાની પ્રશ્નોમાં ખૂબ રસ લીધો છે અને લે છે. તેમ છતાં રાજસ્થાની પ્રશ્ન પરત્વે કૉંગ્રેસની નીતિ સદોદિત એક-ધારી રહી નથી.

હિંદના રાજકારણમાં પડેર રજવાડાંએ ભજવેલો ભાગ; સિમલા પરિષદ, રાજકોટની લડત જેવા પ્રસંગે દેશભક્તિનો અને પોતાના તંત્રમાં સુધારા દાખલ કરવાના બતાવેલા પ્રાસંગિક ઉમળકા; હિંદ-બ્રિટનના આખરી નિકાલના પ્રશ્નમાં રજવાડાંને બ્રિટિશ સત્તાના ચોકીદાર તરીકે સાચવી રાખવા માટે શાહીવાદીઓ તરફથી ગોઠવાતાં ગજદારી શેતરંજનાં સોગઠાં એ બધાનો દૂરગામી વિચાર કરતાં, કૉંગ્રેસે હવે રાજસ્થાની પ્રશ્નમાં તટસ્થતાની નીતિ છોડવાની આવશ્યકતા છે. પ્રાંતિક ચૂંટણીઓ હવે નજીક આવી રહી છે; આવતા એપ્રિલ પછી તો હિંદમાં લોકપ્રતિનિધિ સભા ભરવાનો પ્રશ્ન ઊભો થવાનો જ છે. તેમાં દેશી રાજ્યો તરફથી રાજસ્થાની પ્રજાના પ્રતિનિધિઓ ન હોય તો લોકપ્રતિનિધિ સાચી 'લોકપ્રતિનિધિ' નહિ બને. ત્યારે આપખુદ રજવાડાંને બ્રિટનની શાહીવાદી સરકાર પોતાનાં સગવડભર્યાં પ્યાદાં તરીકે આગળ કર્યા વિના રહેવાની નથી. તે વખતે લૉર્ડ વેલેસ્લીના સર્જનનાં આ રજવાડી રમકડાંની હિંદની આઝાદીને અવરોધવાની મેલી રમતને અવરોધવા માટે રાજસ્થાની જનતાને કૉંગ્રેસે સાથ આપવો જોઇએ; તેથી કરીને પ્રાંતિક ચૂંટણીઓ પ્રસંગે આ બાબતનો કૉંગ્રેસે રેકૉટ કરવો જરૂરી છે.



# કોંગ્રેસ અને કિસાન

✤

શ્રી ઈન્દુલાલ યાજ્ઞિક

•

સને ૧૮૮૫ માં કોંગ્રેસની પહેલી બેઠક મુંબઈમા મળી તે પહેલાના દશ વર્ષ દરમિયાન ખેડૂતોમાં અનેક રીતે ભારે અસંતોષ વ્યાપી રહ્યો હતો સન ૧૮૭૫ મા અહમદનગર અને પૂના જીલ્લાના ખેડૂતોએ તેમના શાહુકારોની સામે બંડ કર્યાં હતા, અને ૧૮૭૬ માં ભયંકર દુકાળ દેશના વિશાળ પ્રદેશોમા પડયો હતો. વળી તેજ અરસામાં સરકારી દમનનીતીએ ઉગ્ર સ્વરૂપ લીધુ હતુ, તેથી દેશભરના આમસમુદાયમાં એવી રોષ અને ક્રોધની લાગણી ફેલાઇ હતી કે જેથી સને ૧૮૫૭ જેવો બળવો ફાટી નીકળવાની દહેશત કેટલાક અગ્રેજ સત્તાધીશોને લાગી હતી.

આવા સંજોગોમા કોંગ્રેસ સ્થપાઇ ત્યારે કેટલાક રાજપુરૂષો સરકારી જમીનમહેસુલની નીતિ ઉપર અને ખાસ કરીને એના ભારે દર અને તેમા વખતોવખત થતા વધારાની સામે સખત ટીકાઓ કર્યે જતા હતા પરિણામે સન ૧૮૯૨-૯૩ મા કોંગ્રેસે ખેડૂતો તરફની સરકારી નીતિની સખત ઝાટકણી કાઢવાની શરૂઆત કરી. અને જ્યારે સન ૧૮૯૮ મા અને સન ૧૯૦૦-૧૯૦૧ મા દેશભરમા છપ્પનીયો દુકાળ પડયો, ત્યારે તેમા કારણોની વિગતસર તપાસ કરવાની જોરદાર માગણીઓ કોંગ્રેસ તરફથી ફરી ફરીને કરવામા આવી હતી. તેને માન આપીને લોર્ડ કર્ઝનની સરકારે દુકાળ કમિશન નીમ્યુ અને તે કમિશને દર સાલની પાકની આકારણી કરીને જમીનમહેસુલની માફી કે મોકૂફી આપવાની ભલામણ કરી ત્યારે કોંગ્રેસની મોટી ફતેહ થઇ

આ પહેલા કાળ દરમિયાન દખ્ખણના ખેડૂતોના બંડ ઉપરથી કંઇક અક્કલ આવવાથી મુંબઇ સરકારે શાહુકારોના દેવામાથી ખેડૂતોને રાહત આપવાનો કાયદો કર્યો હતો. તેનો અમલ દખ્ખણમાં

ચાનુ થઇ ગયો હતો પણ સાધારણ ખેડૂતોને એ કાયદો સહેલાઇથી સમજાય તેમ ન હતુ તેમ એ કાયદાનો લાભ લેવાનુ કામ પણ તેમને માટે સરળ ન હતુ તેથી કોંગ્રેસ પક્ષની પૂનાની સાર્વજનિક સભાએ ખાસ પ્રચારકો નીમીને એ કાયદાનો લાભ લેવાને માટે ખેડૂતોને સજ્જ કર્યા હતા આ ઉપરથી સમજાશે કે પહેલેથી જ કોંગ્રેસે સરકારના તેમજ શાહુકારોના ત્રાસમાથી ખેડૂતોને બનતુ રક્ષણ આપવાની પ્રવૃત્તિ હાથ ધરી હતી.

પછી ૧૯૦૫ થી બગભગ અને બહિષ્કાર, સ્વરાજ અને સ્વદેશીની ચળવળ દેશભરમા જોતજોતામા જામી ગઈ અને તેને અંગે કોંગ્રેસ નરમ અને ગરમ પક્ષની વચ્ચે વહેચાઈ ગઇ. પછી વળી સરકારે મોર્લી-મિન્ટો સુધારા જાહેર કર્યા અને તેના અમલની શરૂ-આત થઇ તેથી દેશભરમા રાજકીય ચર્ચા અને ચળવળનુ સામ્રાજ્ય વ્યાપી ગયુ પછી મહાત્મા ગાધીજી ૧૯૧૪ મા હિંદુસ્તાન પાછા ફર્યા અને કેટલેક અંશે તેમના પ્રયાસથી જ ૧૯૧૬ મા લખનૌ ખાતે કોંગ્રેસના બે પક્ષ સધાયા ત્યારથી જ કોંગ્રેસના ખરા ક્રિયાનયુગની શરૂઆત થઇ

બિહારના ચપારણ જેવા જીલ્લામા ગોરા જમીનદારો અને સરકારના ખેડૂતો ત્રાસથી લાખો, કગાળ કિસાનો રીબાતા હતા દરેક એકરે અમુક ક્ષેત્રફળમા ગળીનું વાવેતર કરવાની ફરજ જમીનદારો તરફથી પાડવામા આવતી હતી વેઠ, બિગાર જેવા બીજા જમીનદારોના જુલમ તો હતા જ આ બધા ત્રાસની સામે ૧૯૧૭ મા કિસાનોની લડત લડવા માટે ગાધીજી ચપારણ ગયા અને તેમના સમાગમથી કિસાનોનો અફાટ સમાજ અને બીજા સુશિક્ષિત કાર્યકરો પણ જોત-જોતામા સતેજ થતા ગયા. એટલે સરકારના અધિકારીઓના પેટમા ફાળ પડી અને ગાધીજીને જૂજ નોટિસે ચપારણ છોડવાનો હુકમ કર્યો. આ આપખુદ હુકમનો સવિનય ભગ કરીને ગાધીજીએ જે ઐતિહાસિક નિવેદન કર્યું તેથી, કિસાન સત્યાગ્રહનુ

થોડા વખત પછી જ્યારે ગાધીજીની મૂળ લડત સફળ થઇ અને નામચીન બનેલી "તીહ કઠીયા" પ્રથા નાબૂદ થઇ ત્યારે ગાધીજી તરત ચ પાગણુ છોડવાને બદલે ગરીબ અને અભણુ કિસાનોને અને તેમના બાળકોને કેળવણી, તદુરસ્તી, અને ગામસફાઈના પાઠ શીખવવાને માટે ગામડાઓમા અનેક છાવણીઓ નાંખી. આવી રીતે ગાધીજીએ પહેલેથીજ કિસાનોના લડાયક તેમજ રચનાત્મક કાર્યનું બોધદાયક દષ્ટાંત પ્રજા સમક્ષ રજૂ કર્યું.

૧૯૧૭ ના એજ વર્ષમાં અતિવૃષ્ટિથી ખેડા જીલ્લાના પાકને ઘણુ નુકશાન થયુ. અને છતા સરકારે તો હમેશ મુજબ પાકની વવારે પડતી આકારણી કરીને જમીન મહેસુલના ઉઘરાણામા માફી કે મોકૂફીની જરાયે રાહત ન આપવાને નિશ્ચય કર્યો. આ બાબતની ફરિયાદ સને ૧૯૧૮ મા ગાધીજીને પહોચાડવામાં આવી ત્યારે તેમણે સરકારના આ અત્યાચારની સામે સત્યાગ્રહનું શસ્ત્ર વાપરતાં ખેડૂતોને શીખવ્યુ સરકાર જ્યાસુધી દુઃખી ખેડૂતોને રાહત ન આપે ત્યાસુધી મહેસુલની એક રાતી પાઈ પણુ ન ભરવાનો અને તેમ કરતા જપ્તી, જેલ વિગેરે જે સર્વે યાતનાઓ આવે તે હિંમતભેર પણુ શાંતિથી સહેવાનો ગાધીજીએ પડકાર કર્યો છેવટે સરકારે થોડીઘણી પણુ રાહત આપવાની જાહેરાત કરી ત્યારે ગાધીજીએ તેમની લડત થભાવી છતાં તે પ્રસગે પણુ સહેલા સમાધાનથી ખેડૂતો જરાયે નબળા ન પડી જાય તે માટે ત્રણુ ખેડૂત ભાઇઓને સત્યાગ્રહ કરી જેલ જવા ફરમાવ્યુ, અને દેશ સમક્ષ વિશુદ્ધ જેલજાત્રાનો દાખલો બેસાડયો.

સન ૧૯૧૯ મા કાળા કાયદાને નામે કલંકિત થયેલો રોલેટ કાયદો વડી ધારાસભાએ પસાર કર્યો, અને તેની સામે મહાત્માજીએ દેશભરમા સત્યાગ્રહનું પહેલું આદોલન જગાડયુ પછી સન ૧૯૨૦–૨૧ મા પજાબ અને ખિલાફતના જુલમની સામે અહિંસક અસહકારની લડત તેમણે ચલાવી. તેથી ફરીવાર થોડાં વર્ષો સુધી, રાજકીય પ્રવૃત્તિનું સામ્રાજ્ય દેશભરમા ફેલાયુ, પણુ સન ૧૯૨૧મા બારડોલીના

ગ્ણુક્ષેત્ર પર સામુદાયિક નાકરની જે લડત ગાધીજીએ ચૌરીચૌરાના અત્યાચારને લીધે મુલતવી રાખી હતી તે જ લડત સન ૧૯૨૮ મા તે જ તાલુકામા જમીન મહેસુલમા આપખુદ વધારો કરીને સન્કારે અનિવાર્ય બનાવી, અને આપણા ગુજરાતના શ્રી વલ્લભભાઈ પટેલે અનુપમ શરાતનથી અને અપાર કુશળતાથી એ લડતમા વિજય મેળવીને હિંદુસ્તાનના સરદારનુ બિરુદ મેળવ્યું, અને દેશભરમા બારડોલીના કિસાનોનો જયજયકાર થયો. વળી એ લડતમા એ તાલુકાના ખેડૂતોએ જે શસ્ત્ર સફળ રીતે વાપર્યું હતું તે જ સન ૧૯૩૦–૩૧મા અનેક જીલ્લાના ખેડૂતોએ સફળ રીતે વાપરીને સરકારને હફાવી દીધી. અને મુખ્યત્વે કરીને તેને પરિણામે જ લોર્ડ ઇરવીનની સરકારને ગાધીજી સાથે સમાધાન કરવાની ફરજ પડી

સન ૧૯૨૯મા અનાજના ભાવ દુનિયાભરમા ગગડવાથી હિંદુસ્તાનના કિસાનોની સ્થિતી બગડતી ગઈ. તેથી કરાંચીમા સન ૧૯૩૧ મા સરદાર શ્રી વલ્લભભાઈના પ્રમુખપણા નીચે કોંગ્રેસ મળી, ત્યારે તેણે કિસાનોની હાલત પર સાંગોપાગ વિચાર કરીને કિસાનોના હક્કનુ જાહેરનામુ મજૂર કર્યું. તેમા સરકારની જે મહેસુલ નીતિ સામે કોંગ્રેસે અને તેના આગેવાનોએ ફરી ફરીને મોરચા માંડ્યા હતા, તે વિષે રાહત આપવાનો મુદ્દો તો મોખરે હતો જ. પણ તે ઉપરાત અનાજના ભાવ ગગડવાથી ખેડૂતો પર વધતા જતા જમીનદારોના ગણોત અને શાહુકારોના દેવાના ભાર પણ હળવા કરવાનો મુદ્દો સ્પષ્ટ રીતે રજૂ કરવામા આવ્યો વળી કોંગ્રેસે એ પણ સ્પષ્ટ રીતે જાહેર કર્યું કે કિસાનોને પોતાના દુખદર્દમાથી રાહત મેળવવાને માટે ને પોતાના કુદરતી હક્ક હાસલ કરવાને માટે પોતાની સભાઓ સ્થાપવાનો હક્ક પણ છે જ કરાચીના આ ઐતિહાસિક જાહેરનામાને છેક આજસુધી કોંગ્રેસે ફરી ફરીને પુષ્ટિ આપીને તેની કિસાનનીતિના મુખ્ય સિદ્ધાંતો અમર અક્ષરે લખ્યા છે

સન ૧૯૩૭માં કોંગ્રેસે જ્યારે પહેલીવાર પોતાના પ્રધાનો નીમીને રાજકીય સત્તા હાથ કરી ત્યારે તેણે અઢી વર્ષના ટૂંકા ગાળામા

તેના સિદ્ધાંતોનો અમલ કરવાને માટે બનતા પગલા લીધા કોંગ્રેસે અનેક પ્રાંતોમાં જમીન મહેસુલનો ભાર ઘટાડ્યો અને મુબઈ ઇલાકામા તો જમીન મહેસુલના જૂના કાયદામા મૂળગામી સુધારો કરવાની તક ઝડપી વળી સયુક્ત પ્રાત, બિહાર વિગેરે જમીનદારી પ્રાંતોમા ખેડૂતોને કાયમી ખેડના હક્ક આપવાને માટે અને તેમની સાંથ કમી કરવાને પણ પગલા લીધા, અને તે જ પ્રમાણે દેવાનુ ભારણ કમી કરવાને માટે જુદા જુદા પ્રાંતોમા નાના મોટા કાયદા કરીને કરાચીની પ્રતિજ્ઞાનુ યથાશક્તિ પાલન કર્યું

મુબઈ જેવા રૈયતવારી ઇલાકામા દેવા અને ગણોતના કાયદા પસાર થતા જરાવાર લાગે તેમ હતુ, તેથી તે વચગાળાના સમય દરમિયાન ખેડૂતોની જમીનો જમીનદારો ખૂચવી ન લે, તેમજ શાહુકારો તેમને દેવા પેટે હરાજ ન કરાવી શકે તે માટે રાહત આપવાનો ટૂંકો કાયદો સન ૧૯૩૮મા પસાર કર્યો પછી કોંગ્રેસના પ્રધાન મડળે સત્તાના સૂત્ર છોડ્યા તે પહેલા રુણગ્રહત અને ગણોત નિયમનના વિગતવાર પાકા કાયદા પસાર કરીને તેણે પોતાનો કોલ પૂરો કર્યો દુર્ભાગ્યે પછીના સત્તાધીશોએ એ કાયદાનો અમલ કર્યો જ નહિ, અને થોડાએક તાલુકામા અવિચારી રીતે તેના લૂલા લગડા પ્રયોગો કર્યા, તેથી ખેડૂતોને તેનો ખરો લાભ મળ્યો નથી

કોંગ્રેસ પ્રધાનમડળોના એ કામ દરમિયાન કોંગ્રેસ સમાજવાદીઓ અને કિસાનસભાના બીજા ઉદ્દામવાદીઓના દિલમા કોંગ્રેસની નીતિ સાથે બે મુદ્દાપર મતભેદ રહ્યો હતો એક તો જમીનદારોના ભારણ હલકા કરવાની જાહેરાત કરતા કોંગ્રેસે સારી જમીનદારી પ્રથા નાબૂદ કરવાની સ્પષ્ટ જાહેરાત કરી નહોતી અને બીજુ કરાચીના ઠરાવ મુજબ કિસાનોએ પોતાના મડળો સ્થાપીને સ્વતંત્ર પ્રવૃત્તિઓ ઉપાડી લીધી, તેની સામે વિરોધના સૂર કોંગ્રેસ મડળોમાંથી વધતા ગયા હતા સદ્ભાગ્યે મહાત્મા ગાંધીજીએ ૧૯૪૪ ના કારાવાસમાંથી છૂટ્યા પછી થોડા જ વખતમા જમીનદારી પ્રથાને

શાંતિમય ઉપાયોથી નાબૂદ કરવાને ચોક્ખી દોરવણી કૉંગ્રેસને આપી છે તેથી મતભેદનો એક મોટો મુદ્દો નાબુદ થયો છે અને તેની સાથે જ કિસાનોના દુઃખ દૂર કરવાને તેમના મંડળો રચવાની સ્પષ્ટ આજ્ઞા આપીને મતભેદના બીજા મુદ્દાને ખતમ કર્યો છે.

આમ અસલી કિસાનસભા અને કૉંગ્રેસની કિસાનનીતિ એક-રૂપ બની ગઇ છે, છતાં હાલ સામ્યવાદી પક્ષની દોરવણી નીચે ચાલતી કિસાનસભા અને કૉંગ્રેસ વચ્ચે એક મહત્વનો ભેદ રહેલો છે અને રહેશે જ. જમીનદારો અને શાહુકારોના જુલમમાંથી કિસાનોને બચાવવા માટે તેમનું સંગઠન કરવું જ જોઇએ અને સવિનય સત્યાગ્રહ સુધીના સર્વે પગલાં લેવા જ જોઇએ, પણ કૉંગ્રેસ એ ભૂલી શકતી નથી કે કિસાનો અને તેમના વિરોધી વર્ગો બન્ને પરદેશીની ગુલામી નીચે વસે છે, અને તેમની સામસામી લડતનું સમાધાન કરવાને લવાદીનો માર્ગ હમેશા સ્વીકારવાને બન્ને પક્ષોએ તૈયાર રહેવું જોઇએ, કારણ કે જો વર્ગવિગ્રહ ચાલુ જ રહ્યા કરે તો સરકારનો ત્રીજો પક્ષ કોઇ વખતે એકને અને કોઇ વખતે બીજાને સાથ આપીને આ આંતરિક લડાઈનો લાભ લેવાને તૈયાર બેઠી જ છે. વળી એ પણ યાદ રાખવું ઘટે છે, કે પ્રજાના સર્વે વર્ગોના સહભાગની આઝાદીની છેલ્લી લડત લેવાની હજી બાકી જ છે, અને તેથી કમમાં કમ સ્વરાજ્ય મળે ત્યાં સુધી તો પોતાના સાચા હક્કને માટે ઝૂઝનાર કિસાનોએ અને તેમની શાણી સભાએ હમેશા બન્ને પક્ષના પંચની મારફતે સમાધાન કરવા તૈયાર રહેવું જ જોઇએ.

આ ચર્ચાનો ઉપસંહાર કરતાં યાદ આવે છે કે મહાત્માજીએ હિંદુસ્તાનના સ્વરાજનો સાર કિસાન-મજદૂર-પ્રજા-રાજ્યના સૂત્રમાં સમાવીને મહાસભાની કિસાનનીતિ વિશદ બનાવી છે. તેનાથી પ્રેરણા પામીને દરેક મહાસભાવાદી કાર્યકર્તા કિસાનોના સાચા હક્ક હાસલ કરવાને માટે નિરંતર જહેમત ઉઠાવશે અને તેમનું સંગઠન સાધશે તેવી આશા રાખીશું.

# એક ભૂલાએલો બોધપાઠ



R. M. G.

ઑગસ્ટ ૧૯૪૨ એ રાષ્ટ્રવાદ અને રાષ્ટ્રના કોમીવાદ પ્રત્યેના વલણમાં એક મહાન પરિવર્તન છે. ત્યાં લગી એમ જ મનાતું હતું કે કોમી સમાધાન વિના કોઇ લડત સફળતાને પામી નહીં શકે અને બ્રિટિશ સત્તાને અહીંથી દૂર કરી શકશે નહી. હિંદુ અને મુસ્લિમના કહેવાતા એકત્ર બળથી જ આમ થઇ શકશે. આ એકતા રાષ્ટ્રીય ક્રાંતિનું એક અગ્રિમ સાધન છે એમ મનાતું થયું. '૪૨ના ઑગસ્ટની મહાસમિતિની ઐતિહાસિક બેઠકમાં થએલા ઠરાવે આ સર્વ પલટાવી દીધું. તે સમયના વિશિષ્ટ સંજોગો અને જાપાની આક્રમણના તોળાતા ભયે સહુ પ્રથમ ગાંધીજીને અને પછી કોંગ્રેસને એવા મતના કર્યા કે રાષ્ટ્રીય આઝાદીની લડત કહેવાતા કોમી કોકડાના ઉકેલ લગી રાહ જોઈ નહીં શકે ન તો એ એના ચંચળ મિજાજ પર આધાર રાખતી રહી શકે.

પરદેશી સત્તાએ ગાંધીજીને કે કોંગ્રેસને આ મત બદલવાનો થોડોક પણ સમય ન આપ્યો. વળતી સવારે જ એણે હિંસક આક્રમણ શરુ કર્યું. ત્યાર પછી બનાવોની પરંપરા છેવટે ૧૯૪૪માં ગાંધીજીના અને ૧૯૪૫માં મોવડી મંડળના છૂટકારામાં પરિણમી. પણ જે કાર્ય કોંગ્રેસ ન કરી શકી તે ખૂદ પરદેશી સત્તાએ કરી બતાવ્યું.

આ ત્રણ વર્ષનો—ઝંઝાવાતના ત્રણ વર્ષનો ઇતિહાસ કેટલાક વીસરાઈ જતાં છતાં વિસ્મયજનક પરિણામોથી સભર ભર્યો છે. રાષ્ટ્રીય માગણી પાછળના અનન્ય બળની સોજ્જ્વલ પ્રતીતિ એમાંથી મળી એટલું જ એનું શ્રેય નથી. ખૂબ ખાત્રીપૂર્વક એણે એ પણ પૂરવાર કરી બતાવ્યું છે કે પ્રત્યાઘાતી કોમી સંસ્થાઓ અને જૂથો

સાથે દેખાતની એકતા સ્થાપ્યા વિના પણ પરદેશી સત્તાને હઠાવવાનો યત્ન થઇ શકે છે, અને એવા યત્નને સફળ પણ બનાવી શકાય છે. હકીકતમા તો એમ પણ જણાયુ છે કે જ્યારે રાષ્ટ્રીય યત્ન એની ઉચ્ચ કક્ષાએ હતો ત્યારે કોમીવાદી ઢબે વિચાર કરનારાઓને એણે પોતાની પુરાણી ઢબની વિચારણા છોડી, એમની રાજકીય માન્યતાઓના પાયાની પુનર્વિચારણા કરવાની ફરજ પાડેલી સૂચક હકીકત છે કે ઑગસ્ટ બાદ થોડા જ સમયમા જ્યારે લોકક્રાન્તિ એની સર્વ શક્તિ પરદેશી સત્તાને દૂર કરવાના કાર્યમા ખરચી રહી હતી ત્યારે, મુસ્લિમ લીગના કેટલાક મોવડીઓએ જીન્હાને કોંગ્રેસ સાથે સમજૂતિ કરવાની સલાહ આપેલી અને કોમી પ્રશ્નનો ઉકેલ આણવા કહેલુ કેટલાકે તો એટલી હદ લગી કહ્યુ કે કોઇપણ રીતે દમન કોંગ્રસને કચડી ન નાખે તે જોવુ જોઈએ કારણ તો સાફ હતું કે ગ્રેસની હસ્તી સિવાય લીગની અને એવા કોમી મડળોની હસ્તી શક્ય ન હતી. એટલે કોમી મડળોના પોતાના હિતમા પણ કોંગ્રેસને જીવતી રાખવી જોઇએ !

આ દૃષ્ટિકોણના પરિવર્તન માટે પૂરતા કારણો હતા હકીકતમા અને સિદ્ધાન્તની નજરે મુસ્લિમ લીગે પોતાની જાતને પરદેશી સત્તા સામેની લડતના કોઇ પણ પ્રકારથી દૂર અને અલિપ્ત રાખી છે અને આમ છતાય રાષ્ટ્રીય બળોએ એવી તાકાદ જન્માવી હતી કે પરદેશી સત્તા પાસેથી દેશની લગામ ઝૂટવી લેવાય તેવી ઘડી હાથવેતમા દેખાતી હતી જેમણે પોતાની જાતને આ ભગીરથ યત્નથી જાણીબૂઝીને અળગ રાખી હોય તેમની આવા સમયે શુ સ્થિતિ થાય ? સત્તા તો હમ્મેશાં જેણે એ ઝૂટવી લીધી છે તેના હાથમા જ જાય છે જેમણે એ યત્નની હાંસી માત્ર નહી પણ એમા હરકતો નાખવાનો યત્ન કર્યો હોય તેમને આ સત્તાની વહેચણી કેવી રીતે થવી જોઇએ એ કહેવાનો કશો અધિકાર નથી

રહેતો.' સાફ શબ્દોમાં કહીએ તો સફળ ક્રાંતિ બાદ જે એ યત્નથી દૂર રહ્યા છે તેવાં કોમી મંડળોને ન તો પાકિસ્તાન કે એવું જ કોઇ બળતું સ્થાન મળશે. જેમના હાથમાં સત્તા છે તે આપવાનું યોગ્ય ધારે તેવી જ સલામતીઓ અને બાંહ્યધરીઓ એમને મળશે.

આમ ૧૯૪૨ની લોકક્રાન્તિ એ સાચી રીતે તો કોમી કોકડાના પ્રશ્ન પર એક અગત્યની આગેકૂચ હતી. આંતરવિગ્રહના હાઉનો બુરખો એણે સફળ રીતે ચીરી કાઢયો. જીન્હા અને એમના સાથીદારોએ સદા એવી ધમકી આપ્યા કરી હતી કે જો કોંગ્રેસ કદાચ આમ લડત ઉપાડશે તો દેશમાં આંતરવિગ્રહ આવશે. હકીકતમાં તો કશો ય આંતર વિગ્રહ ન આવ્યો અને હવે તો એ સહુની સમજમાં આવી ગયું છે કે ક્રાંતિ એવું બળ જન્માવે છે જે આવી ધાકધમકીઓને તો મૂળમાંથી જ ડામી દે છે.

ઉપર કહ્યું છે તે લક્ષમાં લઇએ તો '૪૨ની લોક ક્રાન્તિએ કોમી પ્રશ્ન પર તો મક્કમ અને અદ્વિતીય વિજય મેળવ્યો છે એની કોઇ ના પાડી શકે તેમ નથી. પુરાણી વલણની અંધારી ગલીને એણે તોડીફોડી દીધી, અને એને સ્થાને નવતર તાઝગીભર્યા માર્ગનું દિશાસૂચન કર્યું. રાજકીય ચિત્રમાં જે નાનકડું સ્થાન કોમી પ્રશ્નનું છે તે યથાર્થ રીતે એણે સમજાવ્યું. આઝાદીની લડતના, પરદેશી સત્તાને દૂર કરવાના મહાયત્નની એ એક નાનકડી વિગત માત્ર છે એ વાત એણે પૂરવાર કરી બતાવી. બ્રિટિશર અને હિંદી એ બે વચ્ચેના મુકાબલાની એ એક ક્ષુદ્ર તપસીલ છે, લોકક્રાન્તિ સફળ ન થઇ એ સાચી વાત, પણ આજ ઢબ પર આવતી કાલે કે ક્યારે પણ નવું આક્રમણ થઈ શકશે અને એને સફળતા મળશે એટલો વિશ્વાસ જન્માવવામાં એને ચોક્કસ સફળતા મળી છે.

ત્યાં ૧૯૪૪માં ગાંધીજી છૂટયા અને તુરત જ દેશની ભીંટ

એમના પ્રતિ મંડાઈ. એમણે બે વિસ્મયજનક વસ્તુઓ કરી એક તો એમણે સ્ટુઅર્ટ ગેલ્ડરને આપેલી મુલાકાત દ્વારા એવી પ્રતીતિ આપી કે સીધા સામનાને બદલે એ તડજોડના માર્ગે વળ્યા છે; અને પછી એમણે જીન્હાની મુલાકાત માગી, અને મુસ્લિમ લીગના સરનશીને ખૂશી થઈને એ મુલાકાતનુ માન આપ્યુ. પહેલી વસ્તુના પરિણામો સાથે આપણે અહી લેવાદેવા ન હોવાથી બીજી વસ્તુ પર જ આપણું લક્ષ કેન્દ્રિત કરીએ.

શેખીખોર બન્યા વિના પણ એટલું કહી શકાય કે કોમી પ્રશ્નના ઉકેલની બાબતમાં ગાંધીજીએ જીન્હા સાથે ૧૯૪૪માં કરેલી વાટાઘાટો એ એક પ્રત્યાઘાતી પગલુ હતું ફરીથી એ જ નિષ્ફળ જતા અને નિષ્ફળ જવા સર્જાએલા માર્ગે પ્રત્યાગમન હતુ; અને '૪૨–'૪૪ની સર્વ સિદ્ધિઓને ધોઈ નાખવાનુ પગલુ હતું ગાધીજીએ ફરી જીન્હાની અને મુસ્લિમ લીગની પુનસ્સ્થાપના કરી, અને વાટાઘાટોની નિશ્ચિત નિષ્ફળતાએ બ્રિટિશ પ્રચારને એક નવુ સાધન પૂરુ પાડ્યુ. ફરીથી એક વાર ભાગલા, પાકિસ્તાન, એક પ્રજા–બહુ પ્રજા, એક રાષ્ટ્ર–બે રાષ્ટ્ર અને આત્મનિર્ણય જેવા ઓછા સમજાએલા અને સાથે સાથે ભયંકર સ્ફોટક શક્યતા ધરાવતા અધકચરા સૂત્રો અને વિવાદાસ્પદ સિદ્ધાન્તોને સપાટીએ આણી મૂક્યા. અને સહુથી વધુ કમનસીબ બીના તો એ હતી કે એણે પ્રજાનું લક્ષ અગત્યમા અગત્યની, પરદેશી સત્તાની ધૂરા ફગાવી દેવાની વાત પરથી, નાનકડી વિગત જેવા કોમી પ્રશ્ન પર કેન્દ્રિત કર્યું.

અને આટલું પૂરતું ન હોય એમ ગાંધીજીએ દેસાઈ–લિયાકત કરારને પોતાની મજૂરી આપી આનો અર્થ તો એ હતો કે લીગ જે સર્વ કસોટીએ જોતા માત્ર કોમી સંસ્થા છે તેને કોંગ્રેસની સમોવડી સંસ્થા તરીકે સ્થાપવામા સહાય કરી. પછી તો મોવડી મંડળ છૂટયુ અને 'આદર્શ નેતા' વાવેલ ના નેતૃત્વ હેઠળ સિમલામાં નવી પરિષદ મળી.

સિમલા પરિષદ અનેક રીતે સૂચક છે, પણ આ લેખના હેતુ પૂરતું એ ધ્યાનમા રાખવું જરૂરી છે કે એ તો બ્રિટિશ રાજનીતિનો નકશો નાનામા નાની વિગતમા પણ અમલમાં મૂકાયો છે એ પૂરવાર કરી બતાવે છે. પહેલાં રાષ્ટ્રીય દળના ભાગલા પાડો. આ માટે પ્રત્યાઘાતી બળો અને પોતાના જીહજૂરો માટે પ્રથમથી રાષ્ટ્રવાદી બળો પાસેથી થોડી ઘણી સલામતીઓ મેળવી લો અને પછી એકતાના અભાવને આગળ ધરી સત્તાની સુપરદને અટકાવી દો.

આમ ૧૯૪૨ ના બોધપાઠને વીસારી દઈને આપણે કોમી પ્રશ્નને પાછો એના યુદ્ધ પહેલાની હાલતમા મૂકી દીધો છે. આપણાં જ કૃત્યોથી આપણે જીન્હા અને મુસ્લિમ લીગની ઓસરતી પ્રતિષ્ઠાની પુનસ્સ્થાપના કરી છે અને સિમલા પરિષદમાં ભાગ લઈને શાહીવાદીઓના હાથમાં રમી ગયા છીએ. આટલું પૂરતું ન હોય એમ પ્રાંતીય સ્વરાજ્ય, આત્મનિર્ણય–પ્રાદેશિક અને ધાર્મિક, બે રાષ્ટ્ર અને એવી જ બળતી બાબતો પરની વિવાદચર્ચાને આગળ વધારીને, નિવેદનોને ધોધમાર વરસાવીને પરિસ્થિતિને વણસાડી દીધી છે. કોક ગોળો ગબડાવે અને સહુ કોઈ એ દોડધામમાં પડવા અત્યંત આતુર જણાય છે.

કોમી પ્રશ્નના સંદર્ભનો સહુથી વધુ ઝેરીલો સિધ્ધાંત આત્મનિર્ણયનો છે. એ શબ્દને રાજકીય જીવન આપનાર પ્રેસિડેન્ટ વિલ્સન. વર્સાઈની પૂર્વે અને દરમિયાન આ શબ્દનો ઉચ્ચાર ખૂબ જ સાંભળવા મળતો વિજેતાઓએ હારેલા ઓસ્ટ્રીઆ અને જર્મનીને કચરી નાખવા માટે આ સિધ્ધાન્તનો ઘણો ઉપયોગ કર્યો પણ પોતાના પ્રભાવ વિસ્તારો અને સામ્રાજ્યોને એથી અલિપ્ત જ રાખ્યો. પરિણામે એમનાં સંસ્થાનો હજુ ય ગુલામ જ છે. બીજું એ કે આજે તો એ ખુલ્લી સ્વીકારાતી હકીકત છે કે આ સિધ્ધાન્તની રૂએ 'મુક્ત' કરવામાં આવેલાં સર્વ નાનાં યૂરોપી રાષ્ટ્રો પણ લાંબે ગાળે તો

વર્સાઈના' વિજેતાઓ દ્વારા બનાવાતી સત્તાના શેતરંજના પ્યાદાં માત્ર બન્યા છે.

હિંદને આ સિદ્ધાન્ત લાગુ પાડવામાં આવે તો એના ભયંકર પરિણામોનો વિચાર કરો પહેલું તો એનું સંચાલન બ્રિટિશ સત્તા કરશે અને એમ કરીને બ્રિટિશ સત્તા 'મુક્ત' કહેવાતા હિંદી યા અન્ય રાજ્યમાં પોતાની લાગવગને ચિરંજીવ બનાવશે બાલ્કન યૂરોપની સર્વ ખટપટ, કાવાદાવા, અશાન્તિ, અને કૂડકપટ ઉત્તર હિંદમાં ફરીથી ભજવાશે, જે કોઈની પણ અનુકૂળતા સાચવવા યાદવાસ્થળીનું કારણ ગમે તે સમયે આપી શકશે.

રાષ્ટ્રને આ સંકટમાથી ટાળવાનો એકમાત્ર માર્ગ '૪૨નું દિશા-સૂચન સ્વીકારવાનો છે હિંદની એકતાને ચિવટપૂર્વક વળગી રહેવું જોઈએ અને જાળવવી જોઈએ અને જે કાંઈ તડજોડ કરવાની હોય તેની માંડણી આજ પાયા ઉપર થવી જોઈએ. '૪૨ના બોધપાઠ પર જ કોમી પ્રશ્ન વિષેના વલણની ઇમારત રચી શકાય એ બોધપાઠ વીસરી જવામાં માત્ર ઇતિહાસનું અજ્ઞાન જ નહીં, રાજકીય કુનેહનો અભાવ અને ઉદાસીનતા છે–જેનો સીધોસાદો અર્થ એટલો જ છે કે આપણે કાર્ય કરવાને સ્થાને આપણે પરદેશી સત્તાનું કાર્ય કરનાર અજાણે બની જઈએ છીએ



મે ગોળીઓ છોડે જ રાખી અને જ્યાં સુધી ટોળું વિખરાયું નહિ, ત્યાં સુધી ગોળીઓ છોડી. મારા કાર્યને વ્યાજબી ઠેરવવું હોય તો આવશ્યક નૈતિક અને વિશાળ અસર પડે એ માટે આ ઓછામાં ઓછો ગોળીબાર હતો જો લશ્કર વધારે હોત તો ભોગ પણ વધારે જ બન્યા હોત માત્ર ટોળાને વિખેરી નાખવાનો પ્રશ્ન નહોતો, પરન્તુ જે હાજર હતા એ ઉપરાંત આખા પંજાબ પર લશ્કરી દૃષ્ટિએ નૈતિક અસર પાડવાનો પ્રશ્ન હતો.

જનરલ ડાયર.

# પ્રજાતંત્રમાં આર્થિક અસમાનતા

શ્રી. એમ. આર મસાણી

સારા ય ઇતિહાસ દરમ્યાન રાજકીય તંત્ર અને આર્થિક પદ્ધતિ એક બીજા પર અસર પાડયા વગર રહી નથી—અને એ પ્રશ્ન વારંવાર પૂછાયો છે કે પ્રજાતંત્રને સાનુકૂળ એની અર્થવ્યવસ્થા કેવી હોઈ શકે ? નાણાંની સત્તા પ્રજાતંત્રના જીવન માટે અવરોધરૂપ લખાઇ છે. સમાજવાદના શસ્ત્રાગારની સૌથી અસરકારક દલીલ એ છે કે પૈસા અને આવકની અસમાનતા અને એમાંથી અખબાર જેવાં પ્રચાર સાધનો પર આવતો અસમાન અંકુશ સામાન્ય પ્રજાની પ્રજાકીય તંત્ર પરની અસર અશક્ય બનાવી મૂકે છે—અને હવે તો પ્રજાતંત્રનું ઉપરચોટીયાપણું—જ્યાં રીટ્ઝ હોટલની માફક કાયદાની અદાલતો અને અન્ય જાહેર સંસ્થાઓ ગરીબ પૈસાદાર માટે સમાન રીતે ખૂલ્લાં છે—વધારે ને વધારે સ્પષ્ટ થતું જાય છે. અલ્હાબાદ યુનિવર્સિટિના પદવીદાન સમારંભનું પ્રવચન કરતાં ડીસે. ૮ મીએ આપણા એક જાણીતા અર્થશાસ્ત્રી અને ઉદ્યોગપતિ ડો. જોન મથાઇએ જણાવ્યું હતું: "જ્યા હરીફ પક્ષોના સાધનો અસમાન હોય, રક્ષણ બળ અસમાન હોય, ત્યા હરીફાઈ અન્યાયી જ થાય, અને જે સમાજ ન્યાયની તુલના કરવાની પરવાનગી બળને આપે તે કોઇ દિવસ સ્થિરતા કે જીવનના મૂલ્યો સ્થાપી શકે નહિ" એવા સાદા સત્યને પીછાણતા આપણને આટલી વાર થઇ છે, એ કેટલું વિચિત્ર છે ? કાલાનુકાલ સંયુક્ત પ્રયાસો દ્વારા ઉત્પન્ન થયેલ સંપત્તિની વહેંચણી પ્રજાના ભિન્ન ભિન્ન વર્ગોમાં જે રીતે થાય છે, તે જોતાજ આ સત્ય સમજાઈ જાય છે...એક સંસ્થા તરીકે ખાનગી મિલકત વિષે આપણે ગમે તેવા વિચારો ધરાવતા હોઇએ, પરન્તુ એમાંથી નીપજતી ભયંકર અસમાનતા એ એક એવી વસ્તુ છે, જે તાત્કાલિક વિચારણા માગી લે છે.

• હિંદી મહારાજા અને કુલી વચ્ચે સીધી જ નજરે દેખાતા ભેદનો વારંવાર નિર્દેશ થયો છે. અને બીજા કોઇપણ દેશ કરતા હિંદમા આર્થિક અસમાનતા વિશેષ છે થોડાક વર્ષો અગાઉ કરવામા આવેલા અદાજ પ્રમાણે જો હિંદની રાષ્ટ્રીય આવકને ત્રણ હિસ્સામા વહેચી નાખવામા આવે તો દર સોએ પાચ હિદીને ફાળે એક ભાગ આવે, ૩૩ ને ફાળે બીજો ભાગ અને બાકીના ૬૨ ને ફાળે બાકીનો ભાગ આવે. જમીનદારો, મૂડીદારો, સત્તાવાળાઓ જેવો દેશનો ધનવાન વર્ગ અને બીજી બાજૂએ આમ જનતા, એ બન્ને વચ્ચેના પ્રખર વિરોધ ઉપરાંત ગામડા અને શહેરના જીવન નિર્વાહના ધોરણમા ય ઉલ્લેખનીય તફાવત છે. શહેરી વિસ્તારની વાર્ષિક આવક માથાદીઠ રૂા ૧૬૬ ની છે, જ્યારે ગ્રામ્ય વિસ્તારમા રૂા. ૫૧ ની છે એટલે રોજની બે આના આવે હિંદમા જ્યારે રાજકીય તંત્ર હસ્તગત કરવામા આવે ત્યારે જનતાને માટે એનો કશો ય અર્થ કરવો હોય તો દેશના આર્થિક સામાજિક ક્ષેત્રોમા એને વિસ્તારવી જોઇએ, એવી દલીલને કયાય સ્થાન હોય તો તે અહીંયા છે ખાનગી સ્થાપિત હિતોને હસ્તે થતા ઉત્પાદનના સાધનોનુ શોષણ બધ થવુ જોઇએ, અને એનુ ફળ એક સરખું બધાને મળે એ માટે સમૂહ અંકુશ નીચે આ ઉદ્યોગો તથા નોકરીઓને આણવા સમાજીકરણનું શસ્ત્ર અજમાવવુ જોઇએ, એવુ જ્યારે સમાજવાદી હિંદમાં કહે છે ત્યારે એની ધરતી નક્કર છે. દેશના રાજકીય પ્રજાતંત્રના અમલ માટે જરુરી એવી અર્થકીય ભૂમિકા એને મળી રહે છે, એમા શકા નથી

આટલી વાત બરોબર છે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે દેશના સમાજીકરણવાળા અર્થતંત્ર પર પ્રજાકીય અકુશ રાખવા અને સમાજના ઉપલા વર્ગની નાબૂદી પછી ખાલી પડેલી જગ્યાએ નવો શાસક વર્ગ ન પેસી જાય એ જોવા જનતા શક્તિમાન થશે ખરી?

પચીસ વર્ષ અગાઉ આ પ્રશ્નનો નિર્ણયાત્મક જવાબ આપવાનું

કોઈને માટે શક્ય નહોતું. સમાજીકરણના વિરોધીઓ એમ કહેતા કે, 'સમાજવાદ એટલે કારાગાર' અને એ દ્વારા અપાતા ફેરફારો યાંત્રિક મનુષ્યોનું ગુલામી રાજ્ય જ જન્માવશે. તો બીજી બાજુ ઉત્પાદન, વિતરણ અને વિનિમયના સાધનોનું સમાજીકરણ થતાં જ ખ્વાબી પરિસ્થિતિનો ઉદય થશે એ વાત એટલા જ બળપૂર્વક સમાજવાદીઓ કરતા. આપણી પેઢી વધારે જ્ઞાન મેળવી શકી છે. હવે આપણે અજ્ઞાન દર્શાવી શકીએ એમ નથી. આપણી આગળ એવા એક રાજ્યનો દાખલો છે જ્યાં સમાન અને સ્વતંત્ર સમાજ સર્જવાના પ્રયાસો થયા હતા. રશિયામાં લેનીનની આગેવાની નીચે કમ્યુનિસ્ટ પક્ષે સત્તા કબ્જે કરી અને મિલકતદાર વર્ગનો નાશ કરી ઉત્પાદનના તમામ સાધનો પર રાજ્યનો અંકુશ રહે એવા વર્ગવિહીન સમાજ માટે સર-મુખત્યારીની સ્થાપના કરી. લેનીનને એવી આશા હતી કે એકવાર વર્ગવિહીન સમાજ સ્થપાશે કે તુરત જ રાજકીય સરમુખત્યારશાહીની જરુરિયાતનો અંત આવશે, પ્રજાતંત્રની પુનઃ સ્થાપના થશે અને રાજ્યની પોલીસ અદાલતો જેવા દમનકારી અંગોનું વિલોપન થતાં સ્વતંત્રતા એની પરાકાષ્ટાએ પહોંચશે.

પચીસ વર્ષના આ અખતરાના પ્રયોગ પછી રશિયામાં નવા શાસને ઉદ્યોગવાદ કે નિરક્ષરતા નિવારણની બાબતમાં ગમે તેવી સિદ્ધિ મેળવી હોય, પરન્તુ ત્યાં જે સમાજ અસ્તિત્વમાં આવ્યો છે તે કોઈ-પણ રીતે સમાન કે સ્વતંત્ર કહી શકાય તેમ નથી. રાજકીય સ્વતંત્રતા અને વ્યક્તિગત સ્વતંત્રતાને જ્યાં સુધી લાગેવળગે છે ત્યાં સુધી દુનિયામાં ભાગ્યે જ બીજો એવો દેશ હશે જેમાં રશિયાની માફક વ્યક્તિ પર રાજ્યનું વર્ચસ્વ હશે. એક પક્ષની સરમુખત્યારીએ અવારનવાર થતી ચૂંટણીઓને ફારસરૂપ બતાવી દીધી છે, કારણ કે કોઈ પણ વિરોધી પક્ષો કે ઉમેદવારોના જૂથોને સાંખી લેવામાં નથી આવતાં. આખા ય દેશ પર ખાનગી પોલીસ-ઓરગુનો

ડોળો ફરકે છે જો પ્રજાતંત્રનો અભાવ હોય તો જે સમાનતા માટે આ સ્વતંત્રતાની આહુતિ આપવામાં આવી એનો પણ અભાવ છે

તાજેતરના વર્ષોમાં ત્યા અસમાનતા એટલી ઝડપથી વધવા માડી છે કે બીજા મૂડીદારી દેશોમાં એનો જેટલો વિસ્તાર છે, એટલો જ ત્યા છે સત્તાવાર આકડા પ્રમાણે એવો અદાજ બાધવામા આવ્યો છે કે ૧૯૩૯મા રશિયન પ્રજાના ૧૧ થી ૧૩ ટકાને કુલ રાષ્ટ્રીય આવકના ૫૦ ટકા મળે છે આની સામે અમેરિકામાં ઉપના દશ ટકાને કુલ આવકના ૩૯ ટકા મળે છે આ નવી. સમાજરચનાને રાજકીય પ્રભાવ ૧૯૩૬મા મળેલી છૂટલી સોવિએટ પરિષદમા જોવા મળે છે એરીક સ્ટ્રાઉસના જણાવ્યા પ્રમાણે "૨૦૧૬ પ્રતિનિધિઓ માંથી ૯૩૭ (એટલે ૪૭ ટકા) તો મધ્યસ્થ કારોબારીના સભ્યો, ઉદ્યોગોના ડીરેકટરો, નિષ્ણાતો, પક્ષના સત્તાનાયકો અને અન્ય લશ્કરી અમલદારોજ હતા, ૫૮૯ પ્રતિનિધિઓ (એટલે ૨૯ ટકા) સ્થાનિક સોવિએટોના રાજ્ય ખેતરોના પ્રમુખો વગેરે હતા, ૪૩૦ પ્રતિનિધિઓ (એટલે ૨૧ ટકા) સ્ટેલેનોપીસ્ટો, સામાન્ય મજૂર ખેડૂતો હતા" રાષ્ટ્રીયકરણ એ શોષણ કે નફા સામે ચોક્કસ સલામતી નથી, એનું અનુમાન દોર્યા વગર રહી શકાતુ નથી, એવી દલીલ કરવામા આવે કે રશિયામા સજોગો વિશિષ્ટ હતા, પ્રજા પછાત હતી, પ્રજાતંત્રની પ્રણાલિનો અભાવ હતો, માટે પ્રયોગને હાનિ પહોચી બીજી બાજુ માનવબુદ્ધિનું આજનું ધોરણ જોતા આપખુદો કે પક્ષની નાની ટોળકીના હાથમા દેશની રાષ્ટ્રીય અર્થનીતિનો અકુશ સુપ્રત કરી દેવાથી એક યા બીજા પ્રકારનુ સરમુખત્યારશાહી શાસન આવવાનુ જ એ સંભવિત લાગે છે કહેવામા આવ્યું છે તે પ્રમાણે " જે દેશમા રાજ્ય એ જ એક કામ આપનાર સસ્થા છે, ત્યા વિરોધ એટલે ધીમા ભૂખમરા દ્વારા મૃત્યુ જ સમજી લેવાનુ " 'જે માણસ કામ નહિ કરે એ અન્ન નહિ પામે' એવા જૂના સિદ્ધાતના સ્થાને

'જે હુકમ નહિ માનેએ અન્ન નહિ પામે' એવો નવો સિદ્ધાંત આવ્યો છે. આજ માર્ગ ચિંધનારા એક માનસશાસ્ત્રીય કારણનો ઉલ્લેખ લોર્ડ કેન્સ કરે છે: "હું માનું છું કે આવક અને સંપત્તિની અસમાનતા માટે સામાજિક અને માનસિક ન્યાયપુરઃસરતા છે. અલબત્ત આજના જેવી વિશાળ અસમાનતા માટે નહિ. એવી કેટલીક મૂલ્યવાન માનવ પ્રવૃત્તિઓ છે જે સંપૂર્ણ ફલદાયી થવા માટે સંપત્તિ, સર્જન અને ખાનગી મૂડીનુ વાતાવરણુ ઝંખે છે ઉપરાંત ભયકારક માનવ પ્રવૃત્તિઓને ખાનગી મિલકત અને સંપત્તિ સર્જનના માર્ગવાળી નિઃશસ્ત્ર કહી શકાય–આ રીતે જો એને સંતોષવામા ન આવે તો એ ક્રૂરતા, અંગતશક્તિ અને સત્તા એમ જાતસ્વાર્થના કોઈપણુ માર્ગે વળશે.

આમ પ્રજાતંત્રની શોધમાં આપણી સ્થિતિ સૂડી વચ્ચે સોપારી જેવી થઇ છે. જો આપણે નિર્બંધ વ્યાપારની વાતને વળગી રહીએ છીએ તો સંપૂર્ણ પ્રજાતંત્ર સાથે સુસંગત ન હોય એવી અસમાનતાઓ મેળવીએ છીએ. બીજી બાજુ જો સંપૂર્ણ રાષ્ટ્રકરણુના માર્ગે જઇએ છીએ તો સ્વતંત્રતા અને પ્રજાતંત્ર છીનવી લે એવી આપખુદ સરમુખત્યારશાહી રૂળવીએ છીએ.

આપણે આ બે અનિષ્ટો વચ્ચે જ પસંદગી કરવાની રહે છે? જેઓ પ્રજાતંત્રયુક્ત સમાજની સ્થાપના કરવા ઇચ્છે છે એ સારા સુખકારક મુકામની આશા રાખીને રશિયાના માર્ગે જ જાય કે આપખુદીના ભયથી ભાગી પ્રો. હાયેકની માફક નિર્બંધ વ્યાપારના સિદ્ધાંત તરફ વળે. સૂડી વચ્ચે સોપારી થવાની જરુરિયાત જ આપણે માટે છે એ સ્વીકારવા હું તૈયાર નથી. અસમાનતાઓના ભારે કાપ મૂકવાની જરુરિયાત સ્વીકારીને પ્રજાતંત્રવાદીઓએ એક બાજુ નફાવૃત્તિ અને એમાંથી ઉપજતી અસમાનતા પર મર્યાદા મૂકવી જોઇએ, બીજી બાજુ રાજ્યના સર્વાંગી અંકુશના ભયોથી સાવધ હોવાથી રાજકીય

સ્વતંત્રતાની મર્યાદામાં રહી અને લોકોને સંપૂર્ણ તકો મળે એ રીતે સમાજીકરણ અને સમૂહ અંકુશ તરફ આગળ વધવું જોઈએ. આ આખી ય પ્રક્રિયા આર્થિક સમાનતાની શકયતાના ભોગે રાજકીય પ્રજાતંત્રનો ત્યાગ કરવામાં નહિ પરન્તુ સામાજિક આર્થિક ક્ષેત્રે રાજકીય પ્રજાતંત્રના પ્રગતિશીલ વિસ્તારમાં સમાયેલી છે.

આ રસ્તે એક બાજુએ આવકને નીચે લાવવાની અને બીજી બાજુએ એને ઊંચે આણવાની પ્રવૃત્તિ કરવી પડશે, ત્યારે આવક અને વારસા વેરા દ્વારા આવક સરખી કરવાનો રસ્તો કેટલાક લોકશાહી દેશોએ લીધો છે. હિંદ જેવા દેશમાં જ્યાં ૨/૩ જેટલી જમીન બીન ખેડૂઓના હાથમાં છે ત્યાં જમીનદારો જેવા કશું કામ ન બજાવતા માલિકોની પદ્ધતિનો અંત લાવવો જોઈએ. ઉદ્યોગોનું વિકેંદ્રિકરણ અને ઉત્પાદકોની સહકારી મંડળીઓને ઉત્તેજન, આ દ્વારા આપણા દેશમાં આવનાર ઉદ્યોગિકરણથી પેદા થતી નવી અસમાનતાને અંકુશમાં રાખી શકાશે. જ્યાં સરકારી અંતરાય કે અંકુશની જરૂર દેખાય–દાખલા તરીકે જાહેર ઉપયોગના કામો અને ચાવીરૂપ ઉદ્યોગો–તથા બ્રિટનના સમાજવાદી લેખક જી. ડી. એચ કોલ કહે છે તેમ રાજ્યની માલિકી દાખલ કરવામાં ય સ્થિતિસ્થાપકતા રાખવી જોઈએ. રશિયા અને જર્મનીના અનુભવે બતાવ્યુ છે કે આવશ્યક તો રાજ્યનો અંકુશ જ છે–નહિ કે સીધી માલિકી કે વહિવટ. આનો નીકાલ તો વસ્તુના ગુણદોષ પર જ થવો જોઈએ

આવકને ઊંચે લઈ જવાની વાત વધારે મહત્વની છે. બનાર્ડ શો કહે છે તે પ્રમાણે "પૈસો અનિષ્ટ નથી. ગરીબાઇ અનિષ્ટ છે," અને એનો નાશ કરવો જોઈએ. ઉદ્યોગમાં લઘુતમ પગારનું ધોરણ, ખેતીની પેદાશ માટે ચોક્કસ ભાવો, શિક્ષણ, તબીબી રાહત જેવા માટે મફત સગવડ, તાર ટપાલ, રેલ્વે વિજળી માટે ઓછામાં ઓછા દર–નિર્ધનતા અને નિરાધારી ટાળવાના આ રસ્તા છે.

કેટલાક દેશોમાં આ પદ્ધતિનો સારો એવો અમલ થયો છે અને એ કારણે સમાનતાનું સારું એવું ધોરણ મેળવી શકાયું છે,અને લોકશાહી પણ પાગરી શકી છે. આવા રાજ્યો દુનિયાના એક છેડે નોર્વે-સ્વીડનમાં અને બીજે ખૂણે ન્યુઝીલેન્ડમા મળે છે. જેટલું જાણવું જોઈએ એનાથી અર્ધું પણ આપણે જાણતા નથી. ફીન્લેન્ડમાં લડાઈ અગાઉ મજૂરો, અમલદારો અને વેપારીઓ લગભગ એકસરખી સ્થિતિમાં રહેતા હતા, એવુ કેટલા ઓછા લોકો જાણે છે ' મિલ્કતની વહેંચણી એટલી વિશાળ અને સમાન ધોરણે હતી કે દર ત્રણે એક ફીનીશ કુટુંબ જમીનની માલિકી ધરાવતું હતું. માત્ર ૬૪ માણસો રૂા. ૨૦ 'લાખથી વધારે કિંમતની મિલકત ધરાવતા હતા અને માત્ર બાર જ જણની માસિક આવક રૂા. ૮૦૦૦ થી વધા હતી.

આમ, પ્રજાતંત્રમાં અસમાનતાનો પ્રશ્ન ધારીએ છીએ એટલો સરળ નથી આર્થિક સમાનતા પ્રજાતન્ત્રનું ધ્યેય જરુર હોવું જોઇએ, પન્તુ એ એની પૂર્વશરત રૂપે ન મૂકી શકાય, કારણ કે આમ કરવાનો પ્રયત્ન સમાનતા મેળવવામાં નિષ્ફળ જ નિવડયો છે. પરંતુ જે કોઇ લોકશાહી મેળવી શકાય એનો પણ નાશ થયો છે. સ્વપ્નાના ગઢે પગદંડી નથી અને એમ લાગે છે કે આજના સંજોગોમાં માનવ જીવન જેવું છે તેમાં અમુક પેઢીઓ સુધી વિવિધ ઉદ્દીપકો રહેવાના જ છે, અનિષ્ટ રૂપ અલબત્ત છે.-પરન્તુ લોકશાહી તંત્રો માટે એ આવશ્યક છે.



હુ અધીરો બન્યો છુ, હું સ્વતંત્રતા માટે થોભી શકું એમ નથી, મારે આજે જ એ જોઈએ છે.

ગાંધીજી.

# રાષ્ટ્રવાદની વણઝાર

+

શ્રી. અશોક મહેતા.

અખિલ હિંદ રાષ્ટ્રીય મહાસભાના ઉદય પહેલા પણ હિંદમા અનેક મંડળો કામ કરતા હતા. કલકત્તામા બ્રિટિશ ઇંડિયા એસોસિએશન અને ઇંડિયા એસોસિએશન, બોમ્બે એસોસિએશન અને બોમ્બે પ્રેસિડેન્સી એસોસિએશન મુબાઈમા, પૂનામા સાર્વજનિક સભા અને અન્ય જગાઓએ એવી જ ઘણી સસ્થા હતી પણ ન તો એમાની કોઇ વ્યુ વિસ્તરેલી હતી કે ન તો કોઈ અખિલ ભારતીય સ્વરૂપે કામ કરતી હતી બિપિનચદ્ર પાલે બતાવ્યુ છે તેમ આગળની મંડળીઓમાં "હિંદની એકતા તરફ વળતી (પ્રવૃત્તિ)" જોઈ શકાય છે, પરતુ ઐક્યની સભાનતા પૂરેપૂરી વણાયેલી હતી હિંદી રાષ્ટ્રીય કોંગ્રેસમા જ્યારે ૧૮૮૩મા કલકત્તામા રાષ્ટ્રીય પરિષદ ભરાયેલી, જેમાં બંગાળ અને ઉત્તર હિંદમાથી મો ઉપરાંત પ્રતિનિધિઓએ હાજરી આપેલી, ત્યારે આનંદમોહન બોઝે "રાષ્ટ્રીય પાર્લામેન્ટના પહેલા તબક્કા" તરીકે એને સત્કારેલી હતી આમ હિંદી રાષ્ટ્રીય કોંગ્રેસે ઐક્ય, રાષ્ટ્રીયતા ને લોકસત્તાની ભાવનાઓ પ્રદર્શિત કરી હતી છેલ્લા સાઠ વર્ષોમા આ ભાવનાત્મક વિચારોના મૂળ ઊંડે ગયા છે ને વધુ સમૃદ્ધ બન્યા છે.

કોંગ્રેસવિરોધી બળોએ તો પહેલેથી જ આ ત્રણે ભાવનાઓ ઉપર પ્રહાર કર્યા—હિંદને માટે તે સ્વચ્છ અને સ્વીકારણીય હતી એ ગણતરી સામે જ તેમણે બાણો વરસાવ્યા હતા. અલીગઢ કૉલેજના પ્રિન્સિપાલ શ્રી થીઓડોર બૅક ૧૮૮૮માં લખેલુ કે, "જેઓ અંગ્રેજી શીખ્યા છે તેઓ કેવળ હિંદની ભણેલી પ્રજા છે એમ માનવુ તે ભૂલભરેલી વાત છે મુસ્લીમ જનતાની બાબતમાં તો આ બધુ જ ખોટું ઠરે છે જુવાન બગાળ અગ્રેજી વહીવટની જે રીતે ટીકા કરે

છે તેથી જુદી જ દષ્ટિએ મુસલમાનો ટીકા કરે છે. તેમના રાજકીય વિચારો જેટલા ઉદ્દામવાદીઓ સાથે નથી મળતા પણ તેથી વધુ તો ઇંગ્લેંડના જૂના ટોરી વર્ગને મળતા છે. વળી સાધારણ રીતે અંગ્રેજો માને છે તેટલા તેઓ લોકસત્તાક વહીવટ માટે ઉત્સાહી જરા ય નહોતા. ઉદાહરણાર્થે તો તેમાના ઘણાને મુદ્રણ-સ્વાતંત્ર્ય માટે અણગમો હતો.

આવાં બે બળોના સામસામા ખેંચાણમાંથી હિંદના રાજકરણમાં તંગદિલી આવતી હતી.

આ ત્રિવિધ ભાવના બહુજ ધીમી ગતિએ ઉઘડવા માંડી. કાગ્રેસની પહેલી બેઠકમાં દાદાભાઇ નવરોજજીએ કહેલું, " દેશીઓ પુખ્ત વયે પહોંચ્યા છે." પરંતુ દેશીઓને હજી બહુ લાંબો પંથ કાપવાનો હતો. ૧૮૮૯માં દાદાભાઇએ ચેતવણી આપેલી, " હજી આપણે ભાષણોના કામમાં જ છીએ." કાર્ય ને પરિણામોનો સમય તો ક્ષિતિજની બહુ નીચે હતો. " પોતાના પક્ષે પ્રમુખો તરીકે લાગવગવાળા યુરોપીઅનોની શાખ ને શકિતની" કોગ્રેસને જરૂર હતી. કાર્યક્રમ પણ મર્યાદિત હતો; દાદાભાઇએ જણાવેલું કે, " આપણી હાલની ચળવળ ચૂંટાએલા પ્રતિનિધિ તરીકે ધારાસભામાં હિંદને સ્થાન મેળવવા અને મુલકી નોકરીઓમાં સારો હિસ્સો મળે તે પૂરતી જ છે."

દરેક વર્ષમાં તો કોંગ્રેસનો પ્રભાવ વધ્યો. " પાર્લામેન્ટના સભ્યના બાહ્ય ટેકાની " હવે તેને જરૂર નહોતી. " આપણે હવે બતાવવું જોઇએ કે આપણે આપણા પગ ઉપર ઊભા રહી શકીએ છીએ, ને પરાવલંબી રહેવા ઇચ્છતા નથી. અંગ્રેજોને પ્રમુખ બનાવવાનો વિચાર આપણે તજી દેવો જોઇએ. આપણે તો હિંદીઓ પ્રમુખ તરીકે જોઇએ છીએ " આવું દાદાભાઇએ ૧૮૯૭માં દીનશા વાચ્છા પરના પત્રમા લખેલું.

કોંગ્રેસની 'સભાનતા' આમ વધતી હતી, પરંતુ સાથે સાથે તેની સંગઠ્ન શકિત વધતી નહોતી. દાદાભાઇએ કહેલું: " અંગ્રેજ બચ્ચો તમારા ભસવાને ગણકારતો નથી, તમે જ્યારે કરડશો ત્યારેજ તે

ઠેકાણે આવશે. " પરંતુ કરડવાને દાંત ઉગાડવા બહુ ઓછું કાર્ય થતું હતું.

આગળની ફાળ માત્ર ૧૯૦૬ માં ભરાઇ શકી બંગભંગના વિરોધે જહાલ મનોવૃત્તિને એક નવી તીક્ષ્ણતા આપી. પહેલી જ વાર બન્ને બળો કશા કાર્ય માટે તલપાપડ બન્યા. દાદાભાઇએ એમની વિલક્ષણતાથી દેશની નાડ અને નવા મિજાજને પારખ્યો; અને ઐતિહાસિક અગત્યના શબ્દોમાં એને વર્ણવી બતાવ્યો. શાસિત અને શાસનકર્તા વચ્ચેનો સાચા પ્રશ્નો આ રહ્યા. અહીં એ સામસામા ખોડાએલા છે. શાસન કર્તા કહે છે: 'અમે રાજ કરીશુ અને તે માત્ર દેશની દોલત લૂંટતા, મહામારી અને દુષ્કાળથી કરોડોના જાન લેતા, ગરીબી અને તંગીથી લાખોને ભૂખે મારતા પરદેશી સત્તાધીશ તરીકે નહીં.' અને પહેલીજ વાર શાસિત પ્રજા કહે છે: 'એમ નહીં બની શકે. હિંદની આઝાદીના જન્મકાળનો સાક્ષી થવાનો મોકો મને મળ્યો છે તે બદલ હુ ગારવ અનુભવું છું.' આ જ સમયે દાદાભાઇએ સ્વરાજ્યનો પ્રેરણાદાયી મંત્ર આપ્યો. આનો સાચો અર્થ લોકમાન્ય તિલકે એમની લાક્ષણિક શૈલીમાં વર્ણવ્યો. છે. "૧૯૦૬ માં દાદાભાઇએ સ્વરાજ એ આપણુ અંતિમ ધ્યેય છે એમ જણાવ્યુ. ત્યાં લગી તો આપણે છૂટા છૂટાં ખાતાં હાથ કરવાની વાત કરતા હતા. માથાના એક એક વાળને પકડવાને બદલે હવે તો બધી લટ પકડવાની હતી. આ આપણો જન્મજાત હક્ક હતો."

સ્વરાજનો પ્રેરણાદાયી મંત્ર તો મળ્યો પણ એની પ્રાપ્તિ માટે આવતી જોઈતી તાકાત એકઠી કરવાનો પ્રયાસ જ ન હતો. તિલકે આગળ આવી અસરકારક કાર્યક્રમની માંડણી પર પક્ષ રચી, મહાસભામાં અસરકારક બનાવવા યત્ન કર્યો. ૧૯૦૭ ના એક સુપ્રસિદ્ધ ભાષણમાં એમણે કહ્યુ, "હવે આપ નવા અને જૂના પક્ષ વચ્ચેનો ફરક સમજી શકશો. જૂનો પક્ષ બ્રિટનને વિનંતી કરવામાં માને છે. અમે એમાં નથી માનતા. નવો પક્ષ જે વસ્તુ કરવા માગે છે એ તત્ત્વત : તો તમારું ભાવિ તમારા હાથમાં છે એની તમને

પ્રતીતિ કરાવવા માગે છે. સક્રિય સામનાની શક્તિ તમારામાં ન હોય તો શું તમારામાં નકારવાની અને જાતને સંયમમાં રાખવાની પણ એવી શક્તિ નથી કે તમે આ પરદેશી સત્તાને આપણા ઉપર રાજ કરવામા સહાય કરતા અટકો. આ બહિષ્કાર છે; અને બહિષ્કાર રાજકીય શસ્ત્ર છે એમ કહેતી વખતે એનો આ અર્થ થાય છે. મહેસૂલ ઉઘરાવવાની અને શાંતિ જાળવવાના એમના કામમાં અમે સહાય નહીં આપીએ. હિંદી લોહી અને હિંદી ધનથી હિંદના સીમાડા બહાર એમને યુદ્ધમા અમે સહાય નહીં આપીએ. ન્યાયનો વહિવટ ચલાવવામાં અમે સાથ નહીં દઇએ. અમે અમારી અદાલતો સ્થાપીશું અને સમય આવે અમે મહેસુલ નહીં ભરીએ. તમારા સંગઠિત યત્નથી એ કરી શકશો ? જો એ તમે કરી શકશો તો તમે કાલે આઝાદ બનશો." આમ બહિષ્કારનો કાર્યક્રમ જન્મ્યો.

પણ આ કાર્યક્રમને મૂર્ત સ્વરૂપ આપવાને માટે આવશ્યક એવી તાકાત ન જન્મી; કારણ કે મહાસભા પર 'એક પક્ષ, એક નેતા, એક કાર્યક્રમ'માં અટલ વિશ્વાસ ધરાવતા સર ફિરોજશાહ મહેતા જેવાનું વર્ચસ્વ હતું. સર ફિરોજશાહે કહ્યું હતું "કોઇ પણ હિસાબે એકતા સાધવાની દર્દભરી અને ઊર્મિવન્તી અપીલોમાં લાગણીનું પ્રમાણ ઘણું વધારે છે એમ કહ્યા વિના મારાથી નથી રહેવાતું. મને તો લાગે છે કે જુદી જુદી વિચારસરણી ધરાવનાર દરેકની જુદી કોંગ્રેસ હોવી જોઇએ મત એક યા બીજી દિશામાં કેટલો વળે છે તેનું જ યથાર્થ દર્શન, સહુને એક જ છાય નીચે એકઠા કરવાથી નથી મળી શકતું. કોઇપણ એક પ્રશ્ન પર વિચારનું અંતર કેટલું છે એ માપવાનુ પણ આવા પ્રકારથી મુશ્કેલ બને છે. એટલે જ એ જરૂરી બને છે કે એક જ મત ધરાવતા સહુ કોઇ એક છત્ર નીચે એકઠા થાય અને પોતાના મતની યોગ્ય છણાવટ કરી અને પ્રજા આગળ સુરેખ રૂપે રજૂ કરે."

તાકાતનો અભાવ હતો માટે શ્રદ્ધા પર ઝોક મૂકાતો. અરવિંદ

ઘોષે હિલચાલના ઉચ્ચાંકના સમયે કહ્યું હતું: "આવી પ્રજાએ રાજકીય રીતે બળવાન હોવાની જરૂર નથી. એમને માટે શારીરિક સુદઢત પણુ આવશ્યક નથી. બૌદ્ધિક સિદ્ધિઓ પણુ અનિવાર્ય નથી માત્ર એ એવા હોવા જોઈએ જેમનામાં શ્રદ્ધા હોય." "તાત્ત્વિક સત્તની ધારા"- તરીકે હિંદી રાષ્ટ્રવાદની અપાતી ઓળખાણે અનિવાર્ય રીતે પોતાના આદેશનું વર્તુલ સંકુચિત બનાવ્યું, કારણુ કે જનતાને આકર્ષી શકે એવા સામાજિક સંદર્ભનો એમાં અભાવ હતો.

\+ \+ \+

ગાંધીજી મહાસભામાં આવ્યા અને સ્વરાજ્યના સામાજિક સંદર્ભને વિકસવા અને વિસ્તરવાનું ક્ષેત્ર મળ્યું. છેલ્લા-પચીસ વર્ષમા તે વધુ અને વધુ સ્પષ્ટ થતો ગયો છે. તાજેતરમાં પ્રગટ થએલા ચૂંટણી નિવેદનમાં સામાજિક સંદર્ભના ખ્યાલને સ્પષ્ટ સ્વરૂપ આવવામાં આવ્યું છે: એકતાનું મૂર્ત રૂપ સમવાયી હશે. લોકશાહીની સ્થાપના આર્થિક તેમજ રાજકીય બન્ને ક્ષેત્રમાં કરવી જોઈશે; અને એનો અર્થ એ થશે કે લઘુમતી કે બહુમતી સર્વને પૂર્ણ અને સરખી સ્વતંત્રતા મળશે. માત્ર ગુણુવાચક શબ્દો ન રહેતાં તેમાં હવે પ્રાણ પાંગર્યો છે.

જો ૧૯૦૬ માં 'સ્વરાજ' એ જાદૂઈ શબ્દ હતો; તો 'હિંદ છોડો' એ આજનો મુગ્ધકારી શબ્દ છે. પણ ૧૯૦૬માં ય જેમ એને અમલી બનાવવા માટે તાકાતની જરુર હતી. અને એના અભાવે એને શોધવું પડ્યું, એમ આજે પણ મુખ્ય લક્ષ એ તાકાત જન્માવવા તરફ વાળવું જોઈએ. દિલગીરીની વાત એ છે કે ઇતિહાસનો બોધપાઠ કદી ય ન શીખનારા ૧૯૦૭ની જેમ આજે પણ કોંગ્રેસની એકતાને નામે નહિ, પણ કોંગ્રેસની સામાન્યતાને નામે એનો વિરોધ કરી રહ્યા છે. પણ આવી કૂપમંડૂક નીતિ અને સંકુચિત જૂનવાણી મનોદશા આપણી આઝાદી કૂચને અટકાવી નહિ શકે. આઝાદીની વણઝાર હવે એની મકસદની નજીક પહોંચી છે.

'સૌંદર્ય પામતાં પહેલાં સૌંદર્ય બનવું પડે'




ગાંધીજીએ તો ખરેને શિખામણ આપ્યાનું કહેવાય છે.

શનિ-મંગળની યુતિ—



‘ હવે ઉકતાળો પડશે ’—શ્રીપાદ ડાગે.





' હિંદમાં ચાર પક્ષો છે '—લૉર્ડ વાવેલ.




કહેવાતી મુક્ત ચૂંટણી—
મૌલવી ફજલુલ હકનો અનુભવ




' આ મુકદ્દમામાં તહોમતદાર તો બ્રિટિશ સત્તા છે '.

આંધળાનો હાથી




બ્રિટિશ પાર્લમેન્ટરી શિષ્ટમંડળ હિંદ આવે છે.




ટૉમસે સામ્યવાદીઓને દૂર કર્યા છે.

નવો મુલક જીતવો છે?




—તો રાષ્ટ્રીય સમિતિ નીમો.




' મધ્યસ્થની ચૂંટણીમાં બતાવી એવી જ શિસ્ત
બતાવજો '
—ઝીણા.

કાયદો અને વ્યવસ્થા



રાજ હોય છે ત્યારે.

કાયદો અને વ્યવસ્થા (૨)



જ્યારે પ્રેક્ષક બને છે ત્યારે—




'નર્તકીના દિવસ પૂરા થઈ ગયા છે'

—એટલી.




મોસ્કોમાં ચાલતી મંત્રણા આસપાસ
લોખંડી દિવાલ રચાઇ છે.




અમેરિકાએ બ્રિટનને લોન આપી છે—

જય વૈશાલી

જય આઝાદી

દેશની આઝાદી
માટે ઝઝુમનાર
વીર પ્રજાની
અમર કહાણી





મુરલી મુવીટોનનું
લક્ષ્મી પ્રોડકશન્સ
ચિત્ર

# આમ્રપાલી

દિગ્દર્શક—નંદલાલ જશવંતલાલ

ભારતની પ્રાચીન સંસ્કૃતિને તેના
સાચા સ્વરૂપમાં દેખાડતુ કલાચિત્ર



નિર્માતા :
ચિમનલાલ ત્રિવેદી

કથા -
રામચંદ્ર ઠાકુર

: ભૂમિકા :
પ્રેમ અદીબ
સબિતાદેવી
જીવન, અરુણ
જગદીશ
બદ્રીપ્રસાદ
ગુલાબ—સંકઠા

## નોવેલ્ટી

દરરોજ (૪)ખેલ
૨૫ા-૫ા-૮-૧૦ા

સહકુટુંબ જોવા જેવું મહાન અતિહાસિક ચિત્ર રિડિયમ રીલીઝ

# લાલિત્યભર્યાં સૌન્દર્ય માટે

## આધુનિક જમાનાની સ્ત્રીઓ

**"પિયૂપ અપલિફ્ટ બ્રેસીયર." પહેરવી વધુ પસંદ કરે છે**

પિયુપ અપલીફ્ટ બ્રગીયર એ સ્ત્રીઓની ચાલુ જમાનાની સૌન્દર્ય વર્ધન બનાવટોમાનુ એક અતિ અગત્યનુ સાધન છે. સૌન્દર્યની સજાવટમા આજે એના સિવાય ચલાવી શકશે નહિ. કારણ કે સ્ત્રીઓના બેડોળ બની ગયેના રૂપને તે વાળીને અને મોહક આકાર આપે છે.


તાવ,ઝ.રોગ,ક્રમળો તથા પેટનાં દર્દ માટે
NEROL

આ માસિક શ્રી ઇન્દ્રવદન ભગવંતરાય ઠાકોરે પ્રજાબંધુ પ્રેસ, રેવડી-બજારમાં મુદ્રિત કર્યું અને શ્રી પુરુષોત્તમદાસ કેશવલાલ શાહે ગતિ-રેખા કાર્યાલય, પીપલ્સ બેંક બીલ્ડીંગ, કારંજ અમદાવાદમાંથી પ્રસિદ્ધ કર્યું